શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસ ગ્રં



# नीतिसिद्धान्त.

આ ગ્રંથ,

हर्बर्ट स्पेन्सर कृत

"ઈડકશન ઓફ એથિકસ" ઉપરથી

ધોંડો કેશવ કર્વેએ મરાઠીમાં રચેલો;

તે ઉપરથી ગુજરાતીમાં,

રેવાશંકર અંબારામ ભટ્ટે કર્યો.

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીએ છપાવી પ્રસિદ્ધ કર્યો.

સને. ૧૮૯૮ સંવત. ૧૯૫૫

કિંમત એક રૂપિયો.

(સર્વ હક ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીએ
સ્વાધીન રાખ્યા છે.)

**અમદાવાદ.**

મામાની હવેલી મધ્યે યુનાઈટેડ પ્રીન્ટીંગ અને
જનરલ એજન્સી કંપની "લીમીટેડ" ના પ્રેસમાં

**રણછોડલાલ ગંગારામે છાપ્યો.**

## શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસ ગ્રંથમાળાનો

## ઉપોદ્ઘાત.

સુરતના વતની અને ધંધાર્થે મુંબાઈ નિવાસી સ્વર્ગવાસી શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસે તા. ૧૬મી સપ્ટેંબર ૧૮૭૭ ને રોજ વીલ કર્યું છે, તે અન્વયે પ્રથમ સન ૧૮૮૦ માં રૂ. ૨,૦૦૦) ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીને મળ્યા; એવી સરતે કે, તેના વ્યાજમાંથી સામાજિક સુધારો થાય એવાં પુસ્તકો તૈયાર કરાવી છપાવવાં.

સદરહુ વીલથી શેઠ હરિવલ્લભદાસે અમુક પ્રસંગ બન્યા પછી બાકી રહેલી પોતાની સર્વે મિલકત પુસ્તક પ્રસારને માટે ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીને અર્પણ કરેલી છે. તે અન્વયે સન ૧૮૯૪માં રૂ. ૧૮,૦૦૦) ની સરકારી પ્રામીસરી નોટો ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીને મળી છે. આ રીતે કુલ રૂ. ૨૦,૦૦૦) ની પ્રામીસરી નોટો પુસ્તકો તૈયાર કરવા તથા પ્રસિદ્ધ કરવા માટે સદરહુ વિદ્યાવિલાસી, પરોપકારી અને ઉદાર ગૃહસ્થ તરફથી ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીના સ્વાધીનમાં આવી છે. તેમાંથી આજ સુધીમાં નીચેનાં પુસ્તકો "શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસ ગ્રંથમાળા" તરીકે પ્રસિદ્ધ થયાં છે.

૧. કઈ કઈ ન્યાતો કન્યાની અછતથી નાની થતી જાય છે, તેનાં કારણો તથા સુધારો કરવાના ઉપાય કરવા વિષે નિબંધ.
૨. માને શિખામણ.
૩. નીતિ મંદિર.
૪. બાળ લગ્નથી થતી હાનિ.
૫. પુનર્વિવાહ પક્ષની સોળે સોળ આના દલીલી.
૬. ભોજન વ્યવહાર ત્યાં કન્યા વ્યવહાર.
૭. ધાર્મિક પુરૂષો.



૮. વિજ્ઞાનતત્વ સિંધુ.
૯. બેન્જામિન ફ્રાંક્લિન.
૧૦. બોધક ચરિત.
૧૧. સદ્વર્તન.
૧૨. રઘુવંશ.
૧૩. જાવજી ચરિત્ર.
૧૪. ગુજરાતનો ઇતિહાસ ભાગ ૧ લો. પ્રાચીન ઇતિહાસ.
૧૫. ગુજરાતનો ઇતિહાસ ભાગ ૨ જો. અર્વાચીન ઇતિહાસ.
૧૬. નીતિ સિદ્ધાંત.

તા. ૧—૧૨—૯૮



# પ્રસ્તાવના.

પ્રસ્તુત ગ્રંથનું નામ વાંચતાં જ તેના વિષય વિષે જે ગેરસમજણુ થવાનો સંભવ છે તે પહેલેથી દૂર કરવો જોઇએ. 'નીતિસિદ્ધાંત' અથવા 'નીતિશાસ્ત્રના સામાન્ય સિદ્ધાંત' એ શબ્દ જોતાં તરત જ 'ખરૂં બોલવું,' 'ચોરી કરવી નહિ,' 'પુરૂષે એક પત્નીવ્રતથી અને સ્ત્રીએ પાતિવ્રત્યથી રહેવું,' ઇત્યાદિ જે લોકમાન્ય નીતિના નિયમો છે તે યાદ આવે છે. ત્યારે, એ સિદ્ધાંત આ પુસ્તકમાં સિદ્ધ કરેલા હશે એવો તર્ક થાય છે. એવા ઇરાદાથી પુસ્તક હાથમાં લેઇને વાંચવા લાગે અને પ્રકરણ પછી પ્રકરણ જાય તોપણ ધારેલો સિદ્ધાંત નજરે પડે નહિ, એટલે વાંચનારને અચંબો લાગવાનો સંભવ છે. વાંચનાર એવા ઘોટાળામાં પડે નહિ એવાસ્તે આ પુસ્તકમાં સિદ્ધાંત કયા પ્રકારના છે એ વિષે અહીંયાં દિગ્દર્શન કરવામાં આવે છે.

કોઇ પણ લોકોની સામાજિક સ્થિતિનો અને તેમના નીતિ-વિચારનો એક બીજા સાથે સંબંધ હોય છે. જુદી જુદી જાતિના લોકોની નીતિ વિષેની સમજણમાં તો ફેરફાર માલમ પડે છે જ, પરંતુ એક જાતિના લોકોમાં પણ જુદી જુદી સ્થિતિમાં જુદી જુદી સમજણ દેખાઇ આવે છે. લોકોની સામાજિક સ્થિતિ અને તેમના નીતિવિચારમાં જે સ્વાભાવિક સંબંધ જણાય છે, તે તરફ આપણા લોકોનું લક્ષ ગયું હોય એમ લાગતું નથી. પાશ્ચિમાત્ય લોકોમાં પણ હમણાં જ આ વાતનો વિચાર થવા લાગેલો છે, અને એમ થવું સ્વાભાવિક છે. કારણ નીતિશાસ્ત્રનો ઉદય ઇશ્વરથી છે એવી

લોકોની સમજણ હોવાથી તે શાસ્ત્ર લોકોને અચળ લાગે છે. શ્રદ્ધાથી એવી સમજણ થઇને વિચારવાની જગા સંકોચાઈ ગયાથી,–લોકોના નીતિવિચાર તેમની સામાજિક સ્થિતિ ઉપર અવલંબીને રહ્યા હોય છે,–એ તત્વ તેમના લક્ષમાં આવવું કઠણ થઇ પડે છે. પરંતુ ઉત્ક્રમણ તત્વનો ઉદય થયા પછી વિચારી લોકોને નીતિની ઉત્પત્તિ વિષે શંકા આવવા લાગી. આધિભૌતિક સૃષ્ટિના ફેરફાર જેમ ઉત્ક્રમણ તત્વ ઉપર ચાલે છે, તેમ જ આધ્યાત્મિક સૃષ્ટિના ફેરફાર પણ તે જ તત્વ ઉપર ચાલતા હોવા જોઇએ એવું તેમને લાગવા માંડયું; ને આ નવીન મતની શક્યતાને વાસ્તે પુરાવા પણ આંખ આગળ જોઇએ તેટલા દેખાવા લાગ્યા. ઉત્ક્રમણ તત્વનો ઉદય થવાથી ઉત્ક્રમણના પાયા ઉપર નીતિની ઇમારત ઉભી કરવાના પ્રયત્ન ચાલુ છે, ને તેની સાથે જ સામાજિક સ્થિતિ અને નીતિવિચાર એ બેમાં શો સંબંધ છે તે શોધી કાઢવા તરફ વિચારવાન લોકોનું લક્ષ લાગેલું છે. વિશેષ પ્રકારની સામાજિક સ્થિતિમાં વિશેષ પ્રકારના નીતિવિચાર ઉત્પન્ન થાય છે, ને તે સ્થિતિ બદલાય એટલે તે વિચાર પણ બદલાઈ જાય છે. આ વાત દિવસે દિવસે લોકોના લક્ષમાં આવવા લાગી છે. જે પ્રમાણે જુદા જુદા પ્રકારનાં ધાન્ય ઉગાડવાને જુદા જુદા પ્રકારની જમીન ને જુદાં જુદાં ખાતરનો ઉપયોગ કરવામાં આવે છે, તે જ પ્રમાણે અમુક નીતિવિચાર ઉત્પન્ન થવાને અમુક સામાજિક સ્થિતિ થવી જોઇએ. આ પુસ્તકમાં જે સામાન્ય સિદ્ધાંત આપેલા છે તે આવા પ્રકારના છે. પૃથ્વી ઉપરની અનેક જાતિના લોકોની સામાજિક સ્થિતિ અને તેના નીતિવિચાર એની પરીક્ષા કરીને આ સિદ્ધાંત કાઢેલા છે. આરંભમાં કહેલા નીતિસિદ્ધાંત પણ અપ્રત્યક્ષ રીતે કોઇક સ્થળે આ પુસ્તકમાં મળી આવશે, પરંતુ તે આપવા એ આ પુસ્તકનો મુખ્ય હેતુ નથી.

ઉત્ક્રમણ તત્વ એક બાજુએ મૂકીએ તોપણ બીજી રીતે આ પુસ્તકમાં જે પદ્ધતિએ નીતિવિચાર કરેલા છે, તે પદ્ધતિએ આ દેશમાં કોઇએ કર્યા હોય એવું દેખાતું નથી. કદાપિ કોઇએ કર્યા હોય તો તેની ઘણા જણને માહીતી નથી. એમાટે આ પુસ્તકમાંની અપરિચિત વિચારસરણી બદલ બે શબ્દ લખવા જોઇએ. આ વિચારસરણીમાં એક નિયમથી જોડાએલી અનેક વાતોની પરીક્ષા કરીને તે નિયમ શોધી કહાડવાનું હોય છે. તે નિયમ વિષે આપણને પ્રથમ કંઈ માહીતી હોતી નથી. તે નિયમનાં અનેક બાબતો ઉપર થયેલાં કાર્યો ફક્ત આપણી આંખ આગળ હોય છે. તે કાર્ય ઉપરથી તેના કારણ રૂપ જે નિયમ તેનું અનુમાન કરવાનું હોય છે. આવી રીતે શોધી કહાડેલા નિયમોને 'વિશેષ પરીક્ષા પૂર્વક સામાન્ય સિદ્ધાંત' એવું નામ આપીએ તો ચાલે. શાસ્ત્રીય શોધ કરવાના કામમાં આ વિચારસરણીનો વધારે ઉપયોગ છે. મનુષ્યના જ્ઞાનનો ઘણોક ભાગ આ વિચારસરણીને જ રસ્તે તેને પ્રાપ્ત થયેલો છે. માત્ર આ વિચારસરણીનો ઉપયોગ પ્રથમ આ જ્ઞાનની પ્રાપ્તિ જેમને થઈ તેમણે કરેલો હતો. હલકી વાતમાં પણ મનુષ્યો એનીમેળે આ વિચારસરણીનો ઉપયોગ કરે છે. ઘણા સરખા પદાર્થો જોવાથી તેમનું સરખાપણું લક્ષમાં આવે છે તે આ વિચારસરણીથી જ. મનુષ્યની જાતિ વિષેની કલ્પના આવી જ રીતે થાય છે. ગુરૂત્વાકર્ષણનો નિયમ હાલમાં સર્વના જાણવામાં છે, તે આ વિચારસરણીની મદદથી જ શોધી કહાડવામાં આવ્યો છે. ઝાડ ઉપરથી ફળનું નીચે પડવું, હાથમાં કોઈ પણ પદાર્થ લીધો હોય તો તે ભારે લાગવો, ભરતી ઓટનું થવું, ચંદ્રનું પૃથ્વીની આસપાસ ને બાકીના ઉપગ્રહનું પોતાના મુખ્ય ગ્રહની આસપાસ ફરવું, પૃથ્વીનું અને બીજા ગ્રહોનું સૂર્યની આસપાસ

ફરવું, વગેરે ગુરૂત્વાકર્ષણના નિયમોનાં કાર્યો છે. આ સર્વ કાર્ય મનુષ્યની આંખ આગળ બનતાં હતાં, પણ ગુરૂત્વાકર્ષણની તેમને કલ્પના ન હતી. તે કાર્યોના પરીક્ષા કરીને તે ઉપરથી ગુરૂત્વાકર્ષણનો નિયમ ન્યૂટને શોધી કહાડયો. નવા શોધ ખોળી કહાડવાના કામમાં આ વિચારસરણીનો ઉપયોગ કરવો એ ઘણું કઠણ કામ છે. મનુષ્યને અંગે વિશાળ બુદ્ધિ ને કલ્પનાશક્તિ હોયા વગર તેમનાથી આ પદ્ધતિનો ઉપયોગ થઇ શકવાનો નહિ. દરેક શાસ્ત્રના સામાન્ય નિયમ આ વિચારસરણીની સહાયતાથી જ જાણવામાં આવેલા છે. આવી રીતે શોધી કહાડેલા નિયમ પણ બધી રીતે ખરા હોય એમ કહી શકાય નહિ. નિયમ શોધી કહાડયા પછી તે સર્વ ઠેકાણે લાગુ પડે છે કે નહિ તે જોવું જોઇએ. તે જ્યારે સર્વ ઠેકાણે લાગુ પડે ત્યારે જ તે બધી રીતે ખરા માની શકાય, નહિતો તે અંશતઃ માત્ર ખરા હોઈ શકે. સર્વ ઠેકાણે લાગુ પડનારો નિયમ હોય તો તેને પૂર્ણાનુમાન અથવા પૂર્ણ સિદ્ધાન્ત કહે છે, અને તે સર્વ ઠેકાણે લાગુ પડનાર છે કે નહિ એની માહીતી ન હોય તો તેને અપૂર્ણ અનુમાન અથવા અપૂર્ણ સિદ્ધાંત કહે છે. ઉદાહરણઃ—સૂર્યની આસપાસ ફરનારા ગ્રહોના ગતિની પરીક્ષા કરવા ઉપરથી એવું દેખાઇ આવે છે કે, તે પશ્ચિમ તરફથી પૂર્વમાં ફરે છે. હવે આજસૂધી માહીત થયેલા ગ્રહોના સંબંધમાં જો કે આ નિયમ ખરો છે, તોપણ ઉલટી દિશાએ ફરનારો બીજો એકાદો ગ્રહ જડી આવશે નહિ એમ કેમ કહી શકાય ? પોતાના મુખ્ય ગ્રહની આસપાસ ઉલટી દિશાએ ફરનારા કેટલાક ઉપગ્રહ માલમ પડેલા છે; માટે સૂર્યની આસપાસ ઉલટી દિશાએ ફરનારો એકાદો ગ્રહ પણ કદાપિ મળી આવે. ગ્રહ પશ્ચિમથી પૂર્વ તરફ ફરે છે એ અપૂર્ણ અનુમાન સમજવું જોઇએ.

એવા અનુમાનનું સંભવિતપણું કેટલેક પ્રસંગે વધારે હોય છે ને કેટલેક પ્રસંગે ઓછું હોય છે અને તે અનુભવથી જાણવામાં આવે છે. ઉદાહરણઃ—ગુરૂત્વાકર્ષણનો નિયમ અસંખ્ય ઠેકાણે લાગુ પડે છે, એ અનુભવથી સમજાય છે. માટે તે અનુમાનનું સંભવિતપણું વધારે છે, કિં બહુના, તે ઘણુંકરીને સર્વ અંશે ખરૂં છે એવું કહીએ તોએ ચાલે. તથાપિ તે નિયમ નીચે આવનારા પ્રત્યેક પ્રશ્નનો વિચાર કરી શકાતો નથી માટે તે પૂર્ણ અનુમાન કહેવાય નહિ. જ્યારે કોઇ પણ નિયમની નીચે આવનારા દરેક પ્રશ્નનો વિચાર કરી શકાય છે ને તેને તે નિયમ લાગુ પડે છે ત્યારે તેને પૂર્ણાનુમાન કહે છે. ઉદાહરણઃ—ઇંગ્રેજી મહિનાના દિવસ બત્રીસ કરતાં ઓછા છે એ પૂર્ણ અનુમાન છે, પરંતુ પૂર્ણ અનુમાન શાસ્ત્રીય નજરથી ઘણુંકરીને નિરૂપયોગી હોય છે. કારણ કે તેથી નવું જ્ઞાન થવાનો સંભવ નથી. જેનું સંભવિતપણું વધારે હોય છે એવાં અપૂર્ણ અનુમાનોનું જ શાસ્ત્રીય શોધમાં મહત્વ છે. અને આ વિચારસરણીથી બીજાં શાસ્ત્રમાં જે પ્રમાણે અમૂલ્ય શોધ લાગેલા છે, ને તેમનો દુનિયાને ઘણો જ ઉપયોગ થયેલો છે, તે પ્રમાણે નીતિશાસ્ત્રમાં પણ નવા શોધ લાગવાથી મનુષ્ય જાતિનું કલ્યાણ થવાનો સંભવ છે.

હવે આ પુસ્તકમાં વિષયની ગોઠવણ કેવી રીતે કરેલી છે તેનો પ્રથમ થોડોક ખુલ્લાસો કરીને થોડી સામાન્ય બાબત વિષે વિચાર કરવો યોગ્ય છે. પ્રથમ મનુષ્યના નીતિવિચારમાં ઘોટાળો ઉત્પન્ન થવાનાં કારણો કયાં છે તેને માટે વિસ્તાર પૂર્વક વિચાર કરેલો છે. પછી તે કારણોના ધોરણથી નીતિના વિભાગ કરીને અને તેમનો એક બીજા વચ્ચેનો ભેદ બતાવીને નીતિ એ શબ્દની જુદા જુદા

લોકો કેવી ખેંચતાણ કરે છે. તથા ગમે તે વાત નીતિમાં ઘાલી ગમે તે નીતિ બહાર ગણે છે, એ બતાવેલું છે. પછી અનેક લોકોના નીતિવિચારની પરીક્ષા કરીને નીતિની કસોટી ઠરાવેલી છે. લોકદૃષ્ટિની નીતિ સંબંધી આ વિચાર થયા પછી વાસ્તવિક નીતિ અને લોકદૃષ્ટિની નીતિમાં તફાવત બતાવેલો છે. પછી મનુષ્યનાં નીતિસંબંધી આચરણોના મોટા મોટા વિભાગ કરીને તે પ્રત્યેકનો જુદો વિચાર કરેલો છે, ને તેનો સામાજિક સ્થિતિ સાથે શો સંબંધ હોય છે એ શોધી કહાડવાનો પ્રયત્ન કરેલો છે. છેલ્લા પ્રકરણમાં આ પુસ્તકમાંના સઘળા પુરાવાનો અને નીતિસિદ્ધાંતનો સાર આપેલો છે.

નીતિવિષયની સમજૂતિનો વિચાર કરતાં પુરાવા દાખલ કેટલેક ઠેકાણે એટલાં બધાં ઉદાહરણો આપેલાં છે કે, જુદા જુદા લોકોની તેની તે જ સમજૂતિ ફરી ફરીને વાંચવાથી કંટાળો આવવાનો સંભવ છે. પરંતુ આ ઠેકાણે એટલું લક્ષમાં રાખવું જોઇએ કે, આનંદથી કાળ નિરગમન કરવાને વાંચન મળે એ આ પુસ્તકનો ઉદ્દેશ નથી. મળે તેટલા પુરાવા મેળવીને તેમાંથી સત્ય શોધી કહાડવું એ ઉદ્દેશ છે. એકાદ ગુંચવણ ભરેલો મુકરદમો કોઈ ન્યાયાધીશ આગળ ચાલતો હોય તે વખત અનેક સાક્ષીઓને તપાશીને પ્રશ્ન પૂછી તેની પાસેથી નીકળે તેટલી ખબર કઢાવતાં કંટાળવું એ જેમ ન્યાયાધીશને યોગ્ય નથી, તે જ પ્રમાણે નીતિ વિષેના સામાન્ય સિદ્ધાંત કહાડતાં પુષ્કળ ઉદાહરણોથી કંટાળે ચાલે નહિ. જેટલાં ઉદાહરણો વધારે તેટલી સિદ્ધાંતની સંભવતા પણ વધારે. એ માહીતી મેળવવા વાસ્તે સ્પેન્સર સાહેબને ઘણો પ્રયાસ પડેલો છે. માટે એટલા બધા શ્રમથી જે સંગ્રહ તેમણે કર્યો છે તે એક વખત વાંચવાને કંટાળવું એ ઠીક નથી.

આ પુસ્તકમાં સ્થળનાં, મનુષ્યનાં ને મનુષ્ય જાતિનાં નામ વધારે આવ્યાં છે, તેને વાસ્તે વધારે માહીતી સ્પેન્સર સાહેબે પણ પોતાના પુસ્તકમાં આપી નથી. તે મેળવવાનું કામ તેમણે વાંચનારને જ સોંપી દીધેલું છે. ઈંગ્રેજી જાણનારા વાચક વર્ગને ઘણી માહીતી તેમના વિવિધ પ્રકારના ગ્રંથ વાંચનથી મળેલી હોય છે, ને વળી બીજી માહીતી મેળવવાને તેમને ઘણાં સાધનો પણ હોય છે; પરંતુ એકલા ગુજરાતી જાણનારને માટે તો થોડી પણ માહીતી મેળવવાનું સાધન નથી. એટલા માટે તેમને વાસ્તે પ્રસિદ્ધ ઠેકાણાં ને પુરૂપ બદ્દલ 'સકળ વિદ્યા સંગ્રહ' Encyclopædia નામના પુસ્તકમાંની માહીતી મેળવીને તે ઠેકાણે ઠેકાણે ટીપમાં આપેલી છે, ને કેટલેક ઠેકાણે મૂળમાં જ આપેલી છે. આ માહીતીથી વાંચનારને થોડીક ગમત પડશે ને તે તેમને બીજે પ્રસંગે પણ ઉપયોગી થઇ પડશે એવી આશા છે. કેટલાંક અપ્રસિદ્ધ ને અર્વાચીન નામની માહીતી મેળવવાને સુલભ સાધન પાસે ન મળ્યાથી તે માહીતી આપવામાં આવી નથી.

આ ગ્રંથમાં સ્પેન્સર સાહેબે એટલા બધા ઉતારા લીધેલા છે કે, દરેક ઠેકાણે પુસ્તકનાં ને ગ્રંથકર્તાનાં નામ આપતાં કંટાળો આવે, માટે કેટલાંક મહત્વને સ્થળે માત્ર નામ આપીને બાકીના ઉતારાને માટે પૂરવણીમાં ખુલાસો કર્યો છે. જે પુસ્તકમાંથી ને જે પૃષ્ઠ ઉપરથી ઉતારો લીધો હોય તે પુસ્તકનું નામ ને તે પૃષ્ઠનો અંક તેમણે આપેલાં છે. તેમના મૂળ પુસ્તકના વાંચનારને માટે તેવું કરવાની જરૂર હતી, કારણ પુરાવાનો તાળો જોવાનુ, જ્યારે કોઇ વાંચનારના મનમાં આવે ત્યારે આવી માહીતી વગર તેને તે વધારે કઠણ પડે, અને એ માહીતી તેમણે આપી ન હોત તો પુરાવાનું ખરા-

પણું વાંચનારના મનમાં ઠસત નહિ. પરંતુ ગુજરાતી વાંચનારને તે માહીતી કેવળ નિરૂપયોગી થશે. ઇંગ્રેજી પુસ્તકોનાં નામ ને પૃષ્ઠાંક આપવાથી તેઓ આ પુસ્તકમાંના ઉતારાના ખરાપણાનો તાળો જોઇ શકવાના નથી. પરંતુ ગુજરાતી વાંચનારને માટે એટલું માત્ર અહીં કહેવાની જરૂર લાગે છે કે સ્પેન્સર સાહેબે આ ગ્રંથમાં અનેક લોકો વિષે જે માહીતી આપી છે—પછી તે બીજા ગ્રંથકારના શબ્દ અવતરણમાં લેઇને આપેલી હશે અથવા પોતાના શબ્દમાં કહેલી હશે— તેને વાસ્તે આધાર આપ્યો ન હોય એવું એક પણ સ્થળ નથી.

આ પુસ્તકના સિદ્ધાંત સારી રીતે લક્ષમાં આવશે એટલે એક શંકાનું સારી રીતે સમાધાન થશે. જુદા જુદા પ્રકારના લોકોમાં જુદા જુદા પ્રકારની નીતિ વિષયની સમજૂતિ કેમ હોય છે, આ મોટો અઘરો સવાલ છે. ઈશ્વરે પ્રત્યેક જાતિના લોકોને જુદાજુદા ધર્મ લગાડી દીધેલા છે ને તે ધર્મ પ્રમાણે જ તે તે લોકોએ વર્તવું જોઇએ, એવો આ પ્રશ્નનો એક ઠરાવી રાખેલો ઉત્તર કેટલાક લોકો તરફથી મળે છે. આપણને જે વસ્તુ જેવી રીતે દેખાય છે તે તેવી રીતની ઈશ્વરે જ નિરમાણ કરેલી છે એમ કહીને પોતાના અજ્ઞાન ઉપર ઢાંક-પિછોડો કરવાની મનુષ્યને ઘણા કાળની ટેવ પડેલી હોય છે. આ ટેવને લીધે કોઇ પણ બાબત વિષે પોતે અજ્ઞાન છીએ એવું તેમને લાગતું જ નથી. અજ્ઞાનનું જ જ્ઞાન ન હોય એટલે તેને ખશેડવા વિષેની પણ બુદ્ધિ હોય જ ક્યાંથી? પ્રાચીન કાળના લોકોનું કેટલીક વાતો વિષેનું અજ્ઞાન તેમના સર્વજ્ઞતાના ગર્વને લીધે જ કાયમ રહેલું. પોતાની મતિ ચાલતી નથી એમ લાગ્યું કે લાગલા જ ત્યાં ઇશ્વરને આણીને પોતે મોકળા થતા! વરસાદ કેમ પડે છે, એ પ્રશ્નનો ઉત્તર

આપી શકાયો નહિ કે લાગલા જ ઈંદ્રનો ઐરાવત સૂંઢમાનું પાણી ચારે તરફ ફૂંકે છે, અથવા વરૂણદેવ સ્વર્ગમાં બેઠા છે તે મેઘ પાસે વૃષ્ટિ કરાવે છે, એવો કંઇ પણ ઉત્તર ઠોકી બેસાડયો જ! એવી રીતે પોતે અજ્ઞાનમાં પડવાના ને બીજાને અજ્ઞાનમાં નાંખવાના યત્ન ન કરતાં, પોતાને આ વાતમાં કારણ સમજાતાં નથી એમ નમ્રતાથી કહીએ તો કેટલું સારૂં થાય? કારણો સમજાતાં નથી એમ લાગે ત્યારે તે શોધી કહાડવાનો પ્રયત્ન કરવો એમ કોઇને પણ જણાશે અને તે મનુષ્યની શક્તિમાં હશે તો કાળાંત્તરે તે જાણવામાં પણ આવશે. આ પેરેગ્રાફના આરંભમાં જે પ્રશ્ન આપેલો છે તેના જવાબની દિશા હાલમાં નક્કી જેવી થઇ છે. અનેક યુગ સૂધી જુદી જુદી સ્થિતિને લીધે જુદી જુદી સમાજના લોકોના મન ઉપર જે નાના પ્રકારના સંસ્કાર થતા ગયા તેથી તેમનામાં જુદા જુદા પ્રકારની નીતિ વિ-ષેની સમજૂતિ ઉત્પન્ન થયેલી હોવી જોઇએ. ઉપરના ઠરાવી રાખેલા ઉત્તર કરતાં હાલ આપેલો ઉત્તર કેટલો બધો સયુક્તિક દેખાય છે? તેની સારી સમજણ પડવાને આ પુસ્તકમાંનો મર્મ બરોબર રીતે લક્ષમાં આવવો જોઇએ. કદાપિ કેટલાકને આ ઉત્તરથી સામાધાન નહિ થાય, પણ તે ન થયું તો પોતાનું આ બાબતનું અજ્ઞાન કબુલ કરવું એ વધારે સારૂ. જ્યાં ત્યાં ઇશ્વરને વચમાં લાવવો એટલે ઇશ્વર શું કરે છે તે જાણે આપણે સર્વ સમજીએ છીએ એવું બતાવવા જેવું થાય છે! ઇશ્વર જો ખરેખર આ વાત પોતાના હાથથી કરતો જ હોય તો તે વિષે આપણું અજ્ઞાન ઉઘાડું કરવાથી આપણે ઈશ્વરને ઘેર ગુનેહગાર થવાના નથી, પરંતુ જો તે તેમ કરતો હોય,—અને તેમ હોવું જ વધારે સંભવિત છે—તો માત્ર આપણે તેના ઉપર મનસ્વી આરોપ મૂકવાથી તે આપણા ઉપર કોપાયમાન થવાનો સંભવ છે.

તત્વશોધની પછાડી લાગેલા લોકોને આ પુસ્તકથી એક મહ-ત્વનો ઉપયોગ થાય છે. જુદા જુદા પ્રકારના લોકોની સામાજિક સ્થિતિ ને તેમની નીતિ સંબંધી સમજૂતિ વિષે સ્પેન્સર સાહેબે સેંકડો ગ્રંથ વાંચીને જે માહીતી ગોઠવીને વાંચનારની આગળ રજુ કરેલી છે, તે તેમના મત જેમને પસંદ ન હોય તેઓને પણ તેવી ને તેવી સ્વીકારવાને હરકત નથી. સેંકડો ગ્રંથકારના અનુભવ તેમના જ શબ્દમાં આપેલા હોવાથી સ્પેન્સર સાહેબના મતનો તેમને સ્પર્શ પણ થયો નથી. સ્પેન્સર સાહેબે પુરાવા ઉપરથી અનુમાન માત્ર કહાડેલાં છે. તેમણે આપેલા પુરાવા એવા પ્રકારના છે કે તે સર્વે જણે કબુલ કરવા જોઇએ. આપેલા પુરાવા ઉપરથી કોઇને જુદાં અ-નુમાન નીકળે છે એમ લાગતું હોય, તો તે તેમણે ખુશીથી કહાડવાં. હજારો ઠેકાણાના પુરાવા એકઠા કરવાનું અતિ કઠિણ કામ તેમણે કરેલું છે, તેનો ઉપયોગ જેમને જેવો જોઇએ તેવો તેમણે કરી લેવો.

મનુષ્યના મત ગમે તેવા હોય, પણ તેને સૃષ્ટિમાં પોતાની આ-સપાસ શું ચાલે છે, એનું જ્ઞાન જરૂર હોવું જોઇએ, એ વિષે મત-ભેદ નથી. એવા જ્ઞાનનો સંગ્રહ આ પુસ્તકમાં પુષ્કળ છે. આ નજ-રથી સામાન્ય વાંચનારને પણ આ પુસ્તકનો સારો જ ઉપયોગ થશે. પુસ્તકમાંનો મર્મ ન સમજાય તોપણ પૃથ્વી ઉપરની અનેક પ્રકારની જાતના લોકોના આચારવિચારનાં જે ઠેકાણે ઠેકાણે વર્ણન આ-પેલાં છે તે ફક્ત વાંચતાં આવડનારા મનુષ્યને પણ સમજાય એવાં છે. નાના પુસ્તકમાં આટલી માહીતીનો સંગ્રહ કરેલો ઘણો ક્વચીત જ મળી આવે છે. આ પુસ્તક વાંચવાથી કેવળ સામાન્ય મનુષ્ય પણ બહુશ્રુત થશે.

કેવળ આનંદમાં વખત નિરગમન કરવાને વાસ્તે કાદંબરી સરખાં પુસ્તકો વાંચનારા લોકો છે તેમનાથી પણ આ પુસ્તકનો ઉપયોગ થઈ સકશે. સૃષ્ટિના કોઇ પણ ભાગનું અવલોકન કરીએ તો તેમાં પુષ્કળ વિચિત્રપણું ભરેલું દેખાઇ આવશે. જડ સૃષ્ટિ પ્રમાણે જ માનસિકસૃષ્ટિમાં પણ વિચિત્રતા દેખાઇ આવે છે. જેથી આપણને આશ્ચર્ય લાગે અથવા જેથી આપણને કંટાળો આવે એવા પ્રકારના નીતિવિચાર પૃથ્વી ઉપર અનેક લોકોમાં દેખાઈ આવે છે. તેનો સંગ્રહ આ પુસ્તકમાં થયેલો છે. કલ્પના સૃષ્ટિમાંના અસંભવિત પ્રકાર વાંચીને મનને જે આનંદ થાય છે તેનાથી અનેક ઘણો,—અસંભવિત લાગનારો પરંતુ પ્રત્યક્ષ સૃષ્ટિમાં દૃષ્ટિગોચર થનારો પ્રકાર વાંચવાથી,—મનને આનંદ થશે, ને તેનાં કારણ શાં હોવાં જોઇએ તે સમજી લેવાની ઇચ્છા પેદા થઇને જ્ઞાનપ્રાપ્તિ તરફ લક્ષ લાગશે.

આ પુસ્તકના ઉપયોગની બીજી પણ એક દિશા છે. આપણા લોકોની સ્થિતિ કૂવામાંના દેડકા સરખી થયેલી છે. કૂવામાંના દેડકાને કૂવો એ જ દુનિયા લાગે છે, ને તેની બહાર તેના નજર પહોચતી નથી. હાલ જગતમાં ચારે તરફ શું ચાલે છે, ને પહેલાં જગતમાં લોકોની સ્થિતિ કેવી હતી એની આપણને બિલકુલ માહીતી ન હોવાથી આપણા આચાર વિચાર એ જ સારા અને આપણે માનેલી તે જ ખરી નીતિ એવો દુરાગ્રહ આપણા મગજમાં ઠસી ગયેલો હોયછે. લોકોના હાલના ને પૂર્વના આચાર વિચાર અને સમજણ એની માહીતી હોય તો આપણે, આપણી ઇચ્છા વિરૂદ્ધ પણ, આપણી ને તેમની તુલના કરીએ છીએ, ને તેથી આપણાં આચરણમાં, લક્ષમાં ન આવે એવી રીતે, ફરક પડે છે. અનેક લોકોની નીતિ વિષેની સમજૂતિની માહીતી કરી આપનારૂં આપણી ભાષામાં એક પણ પુસ્તક નથી એમ જણાય છે.

તે ખોટ આ પુસ્તકથી સારી રીતે દૂર થશે એવી ઉમેદ છે. અનેક લોકોની ચિત્ર વિચિત્ર સમજણ જણાઈ એટલે મનનું સાંકડાપણું જતું રહીને મનુષ્યને આશ્ચર્ય લાગે છે, અને બીજાની સમજણ જે કારણથી ઉત્પન્ન થઇ તે જ કારણથી આપણી પણ થઇ હશે એવું લાગીને પોતાની સમજણમાં જ વિશેષ સારાપણું હોવાનું કારણ નથી એવો વિચાર મનમાં આવવા લાગે છે. લોકોની સમજણનું ચમત્કારીપણું જેવું આપણી નજરમાં આવે છે તેવું જ આપણી સમજણનું ચમત્કારીપણું તેમની નજરમાં આવતું હશે એવો પણ વિચાર મનમાં આવ્યા વગર રહેતો નથી. આવો વિચાર મગજમાં આવવા લાગ્યો એટલે આપણું તેટલું સર્વ સારૂં ને બીજાનું ખોટું એવો દુરાગ્રહ ઝટ જતો રહે છે, ને નિષ્પક્ષપાતથી આપણી સમજણમાંના ગુણ દોષની પરીક્ષા કરવાની યોગ્યતા આવે છે.

સ્પેન્સર સાહેબના નીતિગ્રંથ વગર શું અડચું રહ્યું હતું, એવો એક પ્રશ્ન પૂછવામાં આવે છે; તે પ્રશ્નનો સ્પેન્સર સાહેબે પોતે જ એક ઠેકાણે ઉત્તર આપેલો છે. વિદ્યાવિસ્તાર અને નવા શાસ્ત્રીય શોધોને લીધે જે પ્રકારનો સંસ્કાર ઇંગ્રેજ લોકો ઉપર થયો છે તે જ પ્રકારનો સંસ્કાર હિંદુસ્થાનના રહેવાશી ઉપર પણ થાય છે ને અહીંના લોકોના વિચારોને ત્યાંનું જ વલણ લાગે છે. એમાટે તે લોકોને આપેલો જવાબ આપણા લોકોને પણ લાગુ પાડવા સરખો છે, એટલે તે જ અહીં આપવામાં આવે છે. ધર્મગ્રંથોનો લોકોના મન પર પહેલાં જે દાબ હતો ને તેમનું તેમને જે મહત્વ લાગતું હતું, તે સ્થિતિ હાલમાં બદલાએલી છે, તેથી ધર્મગ્રંથમાં કહેલા નીતિ વિષયો ઉપરથી પણ તેમની પૂજ્ય બુદ્ધિ મંદ અથવા નષ્ટ થઇ ગઈ છે. એમાટે કેવળ વ્યવહારિક દૃષ્ટિએ નીતિના

વિચાર કરીને તેની જરૂરીઆત લોકોની નજર આગળ મૂકવી અતિ જરૂરની છે. વર્ત્તમાન કાળને યોગ્ય એવી નવી સમજણને ગ્રહણ કર્યા પહેલાં જ જુની સમજણ કોડીના મૂલની ગણીને છોડી દેવામાં આવે છે. આ સ્થિતિ જેવી હાનિકારક સ્થિતિ બીજી કોઇ પણ નથી. પહેલાંથી ચાલતી આવેલી સમજણ જેમને તુચ્છ લાગે છે, તે પૈકી ઘણા લોકોને એવું લાગે છે કે, તેની જગાએ નવી સમજણ પેદા થવાની જરૂરીઆત નથી. તેની જગા તેમની તેમ ખાલી રહે તોપણ ચાલે. જુની સમજના જે અભિમાની છે તેમને એવું લાગે છે કે, હાલની સમજ નષ્ટ થાય તો બીજા કશાથી મનુષ્યના વર્તનને પ્રતિબંધ રહે નહિ. આ બે મતના લોકોમાં થોડું મળતાપણું છે. હાલ ચાલતા આચાર વિચાર નષ્ટ થવાને માર્ગે લાગેલા છે, ને જલદીથી તેમનો અંત આવવાનો એ વાત બન્ને પક્ષના લક્ષમાં આવેલી છે. એક વર્ગના લોકોને તેમના નાશથી ખાલી રહેલી જગા ભરી કઢાડવાની જરૂર લાગતી નથી, ને બીજા વર્ગના લોકોને તે ભરાવાની શક્યતા દેખાતી નથી. એટલે બન્નેના મત પ્રમાણે તે જગા ખાલી રહેશે એમ લાગે છે. પહેલા વર્ગના લોકોને તે સ્થિતિ માટે આનંદ લાગે છે ને બીજા વર્ગના લોકોને દુઃખ થાય છે. પુરાતન નીતિ વિષેના આચાર વિચાર નષ્ટ થવા એ પહેલા વર્ગના લોકોના મત પ્રમાણે ઇષ્ટ હો, અથવા બીજા વર્ગના લોકોના મત પ્રમાણે અનિષ્ટ હો, તોપણ તે કામ એટલા વેગથી શરૂ થયું છે કે, તે વેગ કમી કરવો એ શક્તિ બહારનું કામ છે. ઉપર કહેલા બન્ને વર્ગના લોકોને જે સ્થિતિ સંભવિત લાગે છે તેના સ્પર્શ કાળની શરૂઆત થઈ છે; એમાટે પૂર્વના આચાર–વિચારની જગા નવા આચાર–વિચારથી ભરી કઢાડવી જોઇએ એમ જેમને લાગતું હોય તેમણે જલદીથી સાવધ થઇને પોતાના ઉદ્યોગમાં લાગવું જોઇએ.

નીતિને વ્યહારિક સ્વરૂપ આપી તેની શાસ્ત્રીય પાયા ઉપર ઇમારત ખડી કરવાનો યત્ન કરવાની જરૂઆત ઉત્પન્ન થવાને ઉપર કહેલું એક કારણ છે, પણ તે સિવાય વળી બીજુંએ એક મહત્વનું કારણ છે. નીતિશાસ્ત્રકારોએ નીતિને જે ઉગ્ર સ્વરૂપ આપેલું છે, તેથી કેટલુંક નુકસાન થયું છે. મૂઢ શ્રદ્ધા અને અતિવિરક્તિ એમનો નીતિને સ્પર્શ પણ ન થવાદેતાં નીતિને મોહક સ્વરૂપ આપીએ તો તેનાથી અગણિત ફાયદા થવાનો સંભવ છે. ઉદાહરણથી આ વાત સારી રીતે લક્ષમાં આવશે. કલ્પના કરો કે, એક પિતા મોટો તિવ્ર છે. તે પોતાનાં છોકરાંને કેટલીક ઉપયોગી અને કેટલીક નિરૂપયોગી બાબતો કરવાનું કહે છે અને તેમના ઉપર સખ્ત અમલ બજાવીને તેમની પાસે તે કરાવે છે. ધારો કે અમલ સખ્ત છે તેની સાથે તેના વર્તનમાં નરમાશ પણ બિલકુલ નથી. છોકરાં આનંદથી રમતાં હોય અને ઉત્તેજન મળવાની આશાથી તેઓ પિતા તરફ જુએ તો તેનો ક્રોધી ચહેરો તેમની નજરે પડે. આવી સ્થિતિ હોય તો તે પિતા વિષે છોકરાંના મનમાં શું આવે? બને તેટલું તેની નજરથી દૂર રહેવું અને તે ન જાણે એમ પોતે સુખોપભોગ લેવો એમ તેમને લાગે એ સ્વાભાવિક છે. તેનો કડક અમલ તેમને તિરસ્કાર ભરેલો કે અપ્રિય લાગવાનો. હવે એનાથી ઉલટું ઉદાહરણ લઇએ. બીજો એક પિતા છે, તે પોતાનાં છોકરાં પાસે તેમના અને બીજાં મનુષ્યોના હિતની જે બાબતો હોય તે કરાવવામાં લગાર પણ કસૂર કરતો નથી અને નિરર્થક બાબતો બદલ તેમને બિલકુલ ત્રાસ આપતો નથી, તથા યથાયોગ્ય સુખોપભોગ લેવાને ઉલટી તેમને મદદ કરે છે અને સુખોપભોગનાં સાધનો તેમને મેળવી આપીને તેમના ખેલમાં તેમને તે ઉત્તેજન આપે છે. આવા પિતાના

અમલથી છોકરાં ઉપર તે વખતે થવું જોઇએ તેટલું કાર્ય થાય છે અને તે સિવાય તેમના મન ઉપર હમ્મેશની અસર થાય છે. હાલનાં ચાલતાં નીતિશાસ્ત્રો અને અર્વાચીન તત્વવેત્તાનાં વ્યવહારિક દૃષ્ટિનાં નીતિશાસ્ત્રો એમની વચ્ચેનો ભેદ ઉપરનાં ઉદાહરણોથી સ્પષ્ટ થશે.

પુરાતન નીતિશાસ્ત્રોના અતિ ઉગ્ર સ્વરૂપને લીધે જેવું નુકસાન થાય છે તેવું જ તેમનામાં નીતિના જે મન કલ્પિત અસાધ્ય નિયમ ધાલી દીધેલા છે તેમને લીધે પણ થાય છે. પ્રાથમિક સ્થિતિના નિઃસીમ સ્વાર્થથી કંટાળીને નીતિશાસ્ત્રકારોએ નિઃસીમ પરાર્થનાં વર્તન સર્વ ઉપર મૂકવાના પ્રયત્ન કર્યા. પરંતુ ઘણાં ખરાં મનુષ્યોમાં જણાતા દોષ, તેમની શક્તિ બહારનાં કામ કરવાનું તેમને કહેવાથી કદી નષ્ટ થતા નથી. નીતિશાસ્ત્રમાં ધાલી દીધેલા અતિવિરક્તિના નિયમોની અસર માત્ર ઉલટી થાય છે. આપણાથી તે વર્તન થવાં અસાધ્ય છે એમ સમજીને મનુષ્ય તે વિષે બિલકુલ પ્રયત્ન કરતો નથી. મનુષ્યને જો પાંચ હાથ કૂદવાનું કહ્યું હોય તો તે શક્તિને અનુસરીને પ્રયત્ન કરશે અને તેનો કુદકો પાંચ હાથ બરાબર જાય નહિ તોપણ ત્રણ અથવા ચાર હાથ જઈ સકશે. પરંતુ જો તેને પચીસ હાથ કુદકો મારવાનું કહીએ તો તે જગ્યા ઉપરથી હાલવાનો જ નહિ. કારણ, પોતાનો પ્રાણ જાય તોપણ એટલું ઉચું કુદાવાનું નથી એમ તેને પક્કું માહીત હોવાને લીધે તે નિરાશ થાય છે અને યત્ન કરવાનું તેને મન જ થતું નથી. અશક્ય કામ કરવાનો યત્ન કરવાથી શક્ય હોય છે તે પણ બની આવતું નથી. ગજા બહારના નિયમ અને ગજા માફકના નિયમ એમનું સાનિધ્ય હોવાથી, પહેલા વિષે અવિશ્વાસ ઉત્પન્ન થાય એટલે બીજા વિષે પણ અવિશ્વાસ ઉ-

## આ વર્ષમાં છપાએલી સોસાઈટીની ચોપડીઓની યાદી.

| | |
|---|---|
| બર્નિયર પ્રવાસ | ૧—૦—૦ |
| સ્વાતંત્ર્ય | ૧—૦—૦ |
| માર્કોપોલોનો પ્રવાસ | ૦—૧૦—૦ |
| ગુજરાતનો ઇતિહાસ ભા. ૧ લો. અર્વાચીન ઇતિહાસ | ૦—૧૨—૦ |
| કુમારી કારપેન્ટર | ૦—૩—૦ |
| નસીબને ઉદ્યોગ | ૦—૩—૦ |
| કુટુંબનું અભિમાન | ૦—૨—૦ |
| હિંદની રાજ્ય વ્યવસ્થા અને લોક સ્થિતિ | ૧—૪—૦ |
| રૂઢિ પ્રયોગ કોશ | ૧—૧૨—૦ |
| માને છોકરી | ૦—૨—૦ |
| મનગમતી સ્ત્રી | ૦—૧—૦ |
| રાસમાળા ભાગ ૧ લો | છપાય છે |
| રાસમાળા ભાગ ૨ જો | બંધાય છે |
| દારૂ અને એની તનમન ને ધનપર અસર | બંધાય છે |
| દત્ત કૃત પ્રાચીનભારત ભાગ ૧ લો | બંધાય છે |
| ગુજરાતનો ઇતિહાસ ભાગ ૨ જો અર્વાચીન ઇતિહાસ | છપાય છે |



# ॥ नीतिसिद्धान्त ॥

## પ્રકરણ ૧ લું.

### નીતિવિચારોનો ઘોટાળો.

જેને આપણે ભૂગોળ કહીએ છીએ તેનો મૂળ આરંભ ક્યાં હતો અને તેનું સ્વરૂપ કેવું હતું એ કહેવું કઠણ છે. પરંતુ એક વિશેષ સ્થિતિ થયા પછી તેના પૃષ્ઠ ભાગ ઉપર તથા તેની અંદરના ભાગોમાં કેવાકેવા પ્રકારના ફેરફાર થઈને તેનું હાલનું સ્વરૂપ થવું જોઇએ, એ વિષે સપ્રમાણ તથા સંભવિત તર્કો કરી શકાય છે. ભૂગોળ સિવાય બીજી સૃષ્ટિઓમાં શા શા વ્યાપાર ચાલે છે એ વિષેનું મનુષ્યનું જ્ઞાન ઘણું મર્યાદિત છે, તોપણ બીજી સૃષ્ટિઓમાંએ એક સરખો ફેરફાર થતો હશે એમ હોવાને સબળ કારણો છે. અનાદિ કાળથી સૃષ્ટિમાં જે ફેરફાર થતા જાય છે, તેથી તેનું સ્વરૂપ પ્રતિક્ષણે બદલાતું જાય છે. આ પૈકી એક પ્રકારનો ફેરફાર થવાની જે ક્રિયા તેને 'ઉત્ક્રમણ' અથવા 'પરિણામ' એવી સંજ્ઞા આપી છે. પહેલાંના શુદ્ધ સ્વરૂપમાં વિકાર થઇને મિશ્ર કે વિસ્તારવાળું સ્વરૂપ ઉત્પન્ન થવું, અથવા પહેલાંના અસ્પષ્ટ કિંવા અવ્યવસ્થિત સ્વરૂપમાંથી સ્પષ્ટ અને વ્યવસ્થિત સ્વરૂપ ઉત્પન્ન થવું એ ઉત્ક્રમણનાં કાર્યો છે. સૃષ્ટિના સઘળા પદાર્થ ઉપર ઉત્ક્રમણનાં કાર્યો બનેલાં છે. ઉત્ક્રમણ વડે પૃથ્વી ઉપર અતિ સૂક્ષ્મ વનસ્પતિથી મોટાં મોટાં ગગનમાં પહોચે એવાં વૃક્ષ નિર્માણ થએલાં છે, ને અતિ સૂક્ષ્મ જંતુથી મોટાં દેવમચ્છ જેવાં પ્રાણી ઉત્પન્ન

થયાં છે. જડ પદાર્થથી બનેલી સૃષ્ટિમાં જ આ ઉત્ક્રમણ જણાઈ આવે છે એમ નથી, પરંતુ માનસિક સૃષ્ટિમાં પણ તે જણાય છે. અતિ મૂઢ પ્રાણીઓમાંથી ઉત્ક્રમણ વડેજ વિચારવાળાં મનુષ્ય પ્રાણીની ઉત્પત્તિ થઇ છે. જડ સૃષ્ટિથી કેવળ ભિન્ન એવી રીતે માનસિક સૃષ્ટિના વિચાર થઈ શકતા નથી, કારણ જડ દ્રવ્યથી બનેલા શરીરની વિશેષ સ્થિતિ હોય તો જ વિશેષ પ્રકારના માનસિક વ્યાપાર કરવાને તે સમર્થ થાય છે. તોપણ સગવડતાની ખાતર માનસિક સૃષ્ટિની કેવી કેવી રીતે ઉન્નતિ થતી ગઈ તે જોઇએ, તો તેમાં પણ ઉત્ક્રમણનો પ્રભાવ નજરે પડે છે. આ પુસ્તકમાં આપણે નીતિ વિચારોની ચર્ચા કરવાની છે, અને નીતિ વિચારનો માનસિક સૃષ્ટિમાં સમાવેશ થાય છે, માટે માનસિક સૃષ્ટિને લાગુ પડનારાં ઉત્ક્રમણ તત્વ તેના આ ભાગને પણ લાગુ પડે જ. અર્થાત ઉત્ક્રમણના નિયમ, નીતિ વિચારની ઉન્નતિને પણ લાગુ પડે છે. ઉત્ક્રમણ સ્વરૂપ પર લક્ષ આપવાથી એવું અનુમાન કરી શકાય કે, આસપાસના પદાર્થના ગુણ ધર્મ ઇત્યાદિનું મનુષ્યને પ્રાથમિક સ્થિતિમાં જે અનિશ્ચિત અને અસંબદ્ધ જ્ઞાન છે તેમાંથી જ તેની નીતિ વિષેની કલ્પના ને મનોવૃત્તિ બનતી ગઈ હશે, અને પ્રથમ તે અસ્પષ્ટ ને અવ્યવસ્થિત હોઇને પછી તે ધીમે ધીમે સ્પષ્ટ ને વ્યવસ્થિત થવા માંડી હશે. નીતિ કલ્પનાઓને વ્યવસ્થિત સ્વરૂપ આવવા માંડે તે વખતેજ નીતિ વિચારો બીજા વિચારોથી ભિન્ન છે એ વિષે અંધ કલ્પના મનુષ્યના મનમાં આવવા માંડી હશે. ત્યાં સૂધી નીતિ વિચાર બીજા વિચારમાં ગુંચવાયલા રહીને પછી હળવે હળવે જુદા પડતા ગયા હશે, અને આગળ જતાં મનુષ્યની કેટલીએક માનસિક ઉન્નતિ થયા કેડે તેમને કેવળ સ્વતંત્ર સ્થાન મળેલું હશે.

નીતિ વિચાર કેવી રીતે પ્રકટ થયા એ મનમાં આણીએ એટલે તેમનામાં જે ઘોટાળો જણાય છે તે વિષે આશ્ચર્ય લાગશે નહિ. મનુષ્ય સમાજની ઉન્નતિ થતાં આરંભમાં તો આ ઘોટાળો વધારે જ હોવાનો, અને સુધારાની સાથે જો કે તે ઉત્તરોત્તર કમી થતો ગયો હશે તોપણ મનુષ્યની હાલની અર્ધવટ સુધારાની સ્થિતિમાં હજીએ તે ઘણે અંશે બાકી રહેલો હોવો જોઇએ. અમુક વર્તણુક યોગ્ય અથવા અયોગ્ય છે એવી સમજુતી અનેક કારણોથી બને છે; અને સમાજની વ્યવસ્થામાં અથવા લોકોના વ્યવસાયમાં ફેરફાર થાય એટલે તે સમજુતીમાં પણ ફેરફાર થાય છે. આવી સમજુતીનો હાલમાં પણ સુકાળ હોવાથી હાલના નીતિ વિચારોમાં ઘણો ગરબડાટ દેખાયા વગર રહેતો નથી.

પ્રથમ નીતિ વિષયની ભાવનાના જે મુખ્ય વિભાગ છે તેમનો વિચાર કરી તેમાંથી ઉત્પન્ન થતી પરસ્પર વિરૂદ્ધ કલ્પના અને સમજુતી તરફ નજર કરીએ.

શરૂઆતમાં, નીતિને ધર્મથી જુદું અસ્તિત્વ હોતું નથી. પ્રાથમિક સ્થિતિમાં ધર્મ અને નીતિ એ બેમાં માણસથી તફાવત પાડી શકાતો નથી, માટે તે નીતિ વિચારોનો ધર્મ વિચારમાંજ સમાવેશ થયેલો હોય છે. ધર્મનું પ્રથમ સ્વરૂપ કહીએ તો 'પૂર્વજોની પૂજા' એ છે. આ સ્થિતિમાં મનુષ્યની નિત્યના વ્યવહારમાં જે દૂર દૃષ્ટિ દેખાય છે, તેજ તેના ધર્મ સંબંધી આચરણમાં પણ દેખાઇ આવે છે. આપણા પૂર્વજોના આત્માને અન્ન વગેરે આપીને તેમને તૃપ્ત કરવાના તે, તેઓ આપણા ઉપર સંકટ લાવે નહિ, અથવા આપણા ઉપર સંકટ પડે તો તેમાંથી આપણને છોડાવે, તથા બીજા પ્રકારે આપણું કલ્યાણ કરે, એટલા માટેજ.

સીલોનમાં વેદ્દા જાતના જંગલી લોક છે. તે ત્યાંના મૂળના રહેવાશી હશે. તે લોકોના દેવ કહીએ તો ભૂતયોનીમાં દાખલ થએલા તેમના પૂર્વજો છે. એ લોકો ભૂતોને બલિદાન આપતી વખત નીચેના મંત્રનો ઉચ્ચાર કરતા માલુમ પડે છે. "આવ અને બલિનું સેવન કર. તું જીવતો હતો ત્યારે જે પ્રમાણે અમારૂં પોષણ કરતો હતો તેજ પ્રમાણે હમણાં પણ કર." બીજે કોઈ પ્રસંગે મરનારનો આત્મા સારો શિકાર મેળવી આપે એવી તે ઇચ્છા કરેછે, અને તેટલા માટે તેની કાંઇ માનતા માને છે. આફ્રિકાના દક્ષિણ ભાગમાં વસનારા ઝુલુ નામે લોક છે, તે પણ ભૂત પ્રેતની પૂજા કરનારા તથા તેમને બલિ આપનારા છે. મરણ પામેલા મનુષ્યો ભૂત થાય છે ને તેમને અન્નોદકાદિ આપ્યાં નહોય તો તે પોતાના સગા સંબંધીને ત્રાસ આપે છે એમ તેમને લાગે છે. પોતાના કોઇ પણ સગા સંબંધીને માટે બલિદાન આપ્યું નહોય તો તે પોતાને તિક્ષ્ણ શબ્દોથી ટોચે છે અને મારે છે એવાં તે લોકોને સ્વપ્નાં પણ આવે છે. સ્વપ્નાંમાં તે સગો સંબંધી આવીને કહેછે કે, "મને માંસ ખાવાની ઇચ્છા થઇ છે." આવું સ્વપ્નું જેને આવ્યું હોય તે સ્વપ્નામાંજ ઉત્તર દે છે કે, "મારી પાસે બળદ નથી. ઢોર રાખવાની જગામાં તને બળદ દેખાય છે?" આ જવાબનો પાધરોજ પ્રત્યુત્તર મળે છે કે, "તારી પાસે એક બળદ છે પણ તે મારે જોઇએ છીએ." આસ્ટ્રેલિયાનો જાદુગર કોઇ સારો પારધી મરી જાય ત્યારે લોકને આસપાસ એકઠા કરેછે, અને તેનાં વખાણ કરીને તેનું પ્રેત પાસે પડેલું હોય તેની પાસે જઇને તે શું બોલે છે, એ સાંભળવાનું બાનું કરી લોકોને કહેછે કે, તેણે મને કહ્યુંછે કે, તે પારધીના શત્રુનું સારી રીતે વેર લેશો તો તે તમારૂં કલ્યાણ કરશે. તેણે મને વચન આપ્યું છે કે, "એમ થશે તો હું આપણી ટોળીના લોકોને ત્રાસ દઇશ નહિ,

તેમને ખીવડાવીશ નહિ, તેમને ભૂલાવીને આડે રસ્તે દોરીશ નહિ, તેમનામાં રોગચાળો ફેલાવીશ નહિ, તેમજ રાત્રિએ બીહામણા શબ્દ સંભળાવીશ નહિ." આ થોડા દાખલા આપ્યા છે તે ઉપરથી તેવી સ્થિતિના બીજા લોકો વિષેની કલ્પના થઇ શકશે. ઘણું કરીને જંગલી લોકોની સમજણ એવી હોય છે કે, મુએલાં માણસોનાં શરીર જો કે નાશ પામ્યાં તોપણ, તેમના આત્મા ભૂત રૂપે અહીં તહીં ફરતા હોય છે, અને જીવતા મનુષ્યનું સારૂં ખોટું કરવું એ તેમના હાથમાં હોય છે. જેમના ઉપર તે ભૂતો તુષ્યમાન થાય છે તેમનું તે કલ્યાણ કરેછે, અને જેમના ઉપર તેમનો કોપ થાયછે તેમને તેઓ ત્રાસ દે છે. એવી સમજણને લીધે જંગલી લોકો ભૂતને અન્ન પાણી તથા વસ્ત્રો આપેછે અને તેમની ઇચ્છા પ્રમાણે વર્તવાનું કબુલ કરીને મદદને વાસ્તે તેમની પ્રાર્થના કરે છે.

ધર્મની મૂળ સ્થિતિમાં પ્રત્યેક કુટુંબનાં મનુષ્ય પોતાના પિત્રીને તૃપ્ત કરવા સારૂજ બલિ વગેરે આપે છે. તે સ્થિતિમાં કુટુંબનાં મનુષ્યોનો માત્ર પરસ્પર સંબંધ હોયછે. અને જુદાં જુદાં કુટુંબો એક બીજા સાથે ત્રાહીત તરીકે અથવા શત્રુ તરીકે વર્તે છે. આગળ જતાં લડાઇ વગેરેને વાસ્તે અનેક કુટુંબો એક સરદારના હાથ નીચે રહેવા માંડે છે; એટલે તે સરદારથી સર્વ મનુષ્ય બીવા લાગે છે. આવી રીતે તે સરદારનો તાપ તેના જીવતા સૂધી કાયમ રહે છે એટલુંજ નહિ, પણ તેના મૃત્યુ પછી પણ તેનો આત્મા ભૂતયોનિમાં દાખલ થઇને તે આપણને ત્રાસ આપશે એમ તેમને ભય લાગે છે. એટલા માટે બલિ આપીને પ્રાર્થના કરીને અને તેની ઇચ્છા પ્રમાણે ચાલવાનું કબુલ કરીને તેને પણ તૃપ્ત કરવાની આવશ્યકતા ઉત્પન્ન થાય છે. કોઇ પરાક્રમી પુરૂષે યોદ્ધા અથવા રાજ્ય કર્તા त-

રીકે લોકોના મનમાં બીક અથવા પૂજ્ય બુદ્ધિ ઉત્પન્ન કરવાથી તેના આત્માને ખુશ રાખવાની તેમના મનમાં પ્રબળ ઈચ્છા પેદા થઇ હશે. અને જીવતાં, કાયદા અથવા હુકમના રૂપે તેણે જે પોતાની મરજી બતાવી હશે તેજ પ્રમાણે ચાલવા તરફ તેમની પ્રવૃત્તિ થઇ હશે. ઘણા લોકોને જીતીને જેણે વિસ્તારવાળું રાજ્ય સ્થાપન કર્યું હોય તે રાજા વિષે તે સમયના લોકોના મનમાં વિલક્ષણ ભય તથા પૂજ્ય બુદ્ધિ ઉત્પન્ન થયાં હશે. અને તેના સર્વ શક્તિમાન આત્મા અગાડી કેવળ નમ્ર થઇને તેને શરણ થવું એ તેમને અતિ આવશ્યક લાગ્યું હશે. પરાક્રમી પુરૂષોના આત્માના શક્તિમાનપણા વિષે દૃઢ નિશ્ચય થયા પછી તેમનેજ માણસ 'દેવ' કહેવા લાગ્યા હશે. ધર્મ વિચારની મજલ અહીં સૂધી પહોંચ્યા પછી દેવોની એટલે પ્રાચીન મહાપ્રતાપી રાજાઓની આજ્ઞાને અનુસરીને ચાલવું એ સારી ને યોગ્ય રીતભાત, અને તેથી વિરૂદ્ધ ચાલવું એ ખોટી ને અયોગ્ય રીતભાત એવી સમજણ ઉત્પન્ન થવી એ સ્વાભાવિક છે.

સર્વ લોકોમાં ઉત્ક્રમણની આ પાયરીઓ દેખાય છે. દક્ષિણ પાસિફિક મહાસાગરમાં ફ્રેંડલી બેટનો સમૂહ છે તેમાં ટોંગા નામનો બેટ છે ત્યાંના લોકો વિષે મારીનર લખે છે કેઃ—

"સુધરેલા દેશમાં જે કેટલાંક કૃત્યની અપરાધમાં ગણના થાય છે, તે વિષે ઘણે પ્રસંગે આ લોકને કાંઇ જ લાગતું નથી. તે કૃત્યોથી માત્ર દેવ, સરદાર અને વૃદ્ધ મનુષ્યો એમનું જ અપમાન ન થાય એટલે બસ."

પશ્ચિમ આફ્રિકામાં ગોલ્ડ કોસ્ટ (સોનાનો કિનારો) નામે ઇંગ્રેજ લોકોની એક વસાયત છે. ત્યાંના મૂળના લોકો વિષે મેજર એલીસ સાહેબે જે હકીકત આપી છે તેમાં તેણે લખ્યું છે કે, દે

વોનું અપમાન કરવું તથા તેમને બલિદાન વગેરે આપવાના કામમાં ગફલત કરવી એ બાબતમાં જ માત્ર પાપ થાય છે. પાપ નામે બીજુ કાંઈ નથી. તે કહે છે કેઃ—

"માણસો એક બીજાનો ભયંકર અપરાધ કરે તોપણ આ લોકોના દેવોને વચ્ચે પડવાનું કંઇ પણ કારણ જણાતું નથી. તેઓ આવા અપરાધ શાંત પણે જોયા કરે છે. આવા અપરાધો બદલ એક બીજાને શિક્ષા કરવી એ મનુષ્યનું કામ છે, અને તે કામ તેમણે પોતાની શક્તિ પ્રમાણે બજાવવું એમ તેમને લાગે છે. સુધારણાના માર્ગમાં જેઓ વધારે આગળ ગયેલા છે તે લોકોના દેવોને મનુષ્યના એક બીજાના વ્યવહારમાં પણ મન ઘાલવાની ઇચ્છા થાય છે, અને ખોટું આચરણ કરનારા મનુષ્યો ઉપર તેમને ક્રોધ આવીને તે તેમને શિક્ષા કરે છે. પરંતુ આ લોકોના દેવોને ગુસ્સો આવવા જેવાં કારણો કહીએ તો તે તેમના તરફ દુર્લક્ષ કરવું, તેમના સામર્થ્ય વિષે સંશય લાવવો, અથવા તેમની ઠેકડી કરવી, એ છે."

દેવો અથવા પીત્રીઓનો પોતાના ઉપર ગુસ્સો ન થાય માટે તેમનું સન્માન કરવું, અને તેમને માનતા આપી ખુશ રાખવા, એ ઉપરાંત બીજું કાંઈ ધર્માચરણ નથી; એવી તે લોકોની સમજણ ઉપરનાં ઊદાહરણોથી જણાય છે. આ પાયરી છોડીને લગાર ઉપરની પાયરીએ ગયા એટલે જે વર્તણુકને આપણે નીતિ કહીએ છીએ તેનો ધર્મ વિષયની કલ્પનામાં સમાવેશ થયેલો દેખાય છે. આ સ્થિતિમાં ધર્માજ્ઞા પાળવાનો મુખ્ય હેતુ ઈશ્વરને સંતુષ્ટ કરવો એજ હોય છે. પ્રાચીન મેક્સિકન લોકમાં માબાપ પોતાનાં છોકરાંને કેવા પ્રકારનો ઉપદેશ કરતાં તે બતાવાને ઝુરીટા નામે સ્પાનીયર્ડ ગ્રંથકારે

કેટલાક નમુના આપ્યાછે, તે એ છે કેઃ—

"તું કોઈને ઝેર દેતો નહિ, કેમકે દેવે ઉત્પન્ન કરેલા પ્રાણીને મારવાથી તું દેવનો ગુનેહગાર થઈશ. તારો અપરાધ ઉઘાડો થઇને તને શિક્ષા થશે અને તેજ પ્રમાણે તારે મરણ ભોગવવું પડશે."

"તું કોઇને દુઃખ દેતો નહિ, વ્યભિચારને રસ્તે જતો નહિ, અને એશઆરામ કરતો નહિ, એશઆરામ એ નીચ દુર્ગુણ છે. તેના નાદે લાગેલા માણસનો બધી રીતે નાશ થાયછે તથા તેવી રીતે વર્તનારા ઉપર દેવોનો પણ કોપ થાય છે."

"નમ્ર થા, નમ્રતાથી ઈશ્વરની પ્રીતિ સંપાદન થાય છે તથા બળવાનને વશ કરી શકાય છે."

મનુષ્યની વર્તણુકનું સારાપણું કેવળ ઈશ્વરની ઇચ્છાને આધીન હોય છે. એ મત હિબ્રુ લોકોના ગ્રંથમાં ઘણો સ્પષ્ટરીતે વર્ણવેલો છે, શેંકલ કહેછે કે, "દેવે બતાવેલા નિયમો પાળવા એ મનુષ્યનું કર્ત્તવ્ય હોવાથી પાપ કરવું એ દેવની સામુ બંડ કરવા સરખું છે." ધર્મની આજ્ઞા, એ દેવની આજ્ઞાછે માટે તે પાળવાની આવશ્યકતા ઉત્પન્ન થાયછે એવું તેમના ગ્રંથમાં વારંવાર કહેલું છે. લેવિહિટીકસ કરીને બાયબલના જુના કરારમાં એક પુસ્તક છે તેમાં હિબ્રુ લોકોની ધર્મ સંબંધી વિધિ વગેરે કહેલું છે, તે પુસ્તકમાં લખે છેકેઃ—

"મેં કરેલા જેજે ઠરાવો હશે અને મારા ફરમાવેલા જેજે હુકમો હશે તેજ તમારે માનવા જોઇએ. હું સર્વેશ્વર હોવાથી તમારો દેવછું, તેથી મારાજ હુકમો પાળવા જોઇએ."

આના પછી લખેલા ગ્રંથો ઉપરથી પણ આ તેમના વિચાર જણાઇ આવે છે. બ્રુચ કહે છે કે, બુક ઓફ વુઇસડમ (જ્ઞાનનું પુસ્તક) એ નામના ગ્રંથકર્તાનો એવો મત દેખાય છે કેઃ— "ઈશ્વરની ઇચ્છા પ્રમાણે ચાલવું એજ સદ્‌ગુણ." તેજ પ્રમાણે વળી

એક ટીકાકાર કહે છે કેઃ— " એકલિઝિયાસ્ટિકસ પુસ્તક ઉપરથી નીતિએ વર્તવાનો મુખ્ય હેતુ દેવની આજ્ઞા પાળવી એજ જણાય છે."

વર્તનનાં પરિણામ સારાં થશે કે માઠાં થશે એ તપાશીને તેનું સારાપણું અથવા ખોટાપણું ઠરાવવાનો વિચાર તે વખતે લોકોના સ્વપ્નામાં પણ આવતો નહિ. જે વર્તણુક દેવની મરજી પ્રમાણે હોય તે સારી અને જે તેની મરજી વિરૂદ્ધ હોય તે ખોટી. આ સમજણ હિબ્રુ લોકોના વિચારમાં કેટલી દૃઢ થઇ ગઇ હતી તે તપાસવું હોય તો દેવના હુકમ પ્રમાણે ચાલનારા લોકોને બતાવેલી બક્ષિસની લાલચ, તથા તેની આજ્ઞા વિરૂદ્ધ ચાલનારાને બતાવેલો શિક્ષાનો ભય એ જોવાં. દેવે દોરેલે માર્ગે ચાલનારા મનુષ્યોને ઘણી સંતતિ અને સંપત્તિ મળશે એવા ઠેકાણે ઠેકાણે દીલાસા આપેલા છે; અને જે વાતમાં નીતિનો કાંઇ પણ સંબંધ નથી તેમાં પણ દેવની ઇચ્છા વિરૂદ્ધ લગાર પણ પગલું પડ્યું, કે શિક્ષાનો ભય ઘાલેલો છે. સુંતા ન કરવી તથા મનુષ્યની ગણતરી કરવી એ હિબ્રુ ધર્મશાસ્ત્રમાં અઘોર પાપ માનેલાં છે. તેમનો વાસ્તવિક નીતિ સાથે બીલકુલ સંબંધ નથી, તોપણ તેમને એ માટે સખ્ત શિક્ષા કહેલી છે.

દેવની આજ્ઞા પાળવી, યજ્ઞ યાગાદિ કર્મો કરવાં તથા પ્રાર્થનાનાં પદ ગાવાં, ઇત્યાદિ કામો કરતી વખતે તેમના મોંબદલામાં પોતાને મળનારા ફાયદાનો વિચાર લોકોના મનમાં આવતો હતો, એ વાત બીજા પ્રાચિન લોકોના ગ્રંથો ઉપરથી સ્પષ્ટ જણાઈ આવે છે.

ઋગ્વેદમાં આ વાત સિદ્ધ કરવાને પુષ્કળ ઋચાઓ મળી આવે છે. તેમાંની થોડીક નીચે આપીએ છીએ.

वधीर्हि दस्यु धनिनं धनेनँ एकश्चरन्नुंपशाकेभिरिंद्र ।
धनोरधि विपुणक्ते व्यायन्नयज्वानः सनकाः प्रेतिमीयुः ॥
पराचिच्छीर्षा ववृजुस्त इंद्रायज्वानो यज्वभिः स्पर्धमानाः ।
१. ३३. ४, ५.

અર્થ.

હે ઈંદ્રિ, પ્રોત્સાહન ( વિષેશાનંદ ) આપવાને મરૂ દેવ પાસે છતાં તેં પોતાના તિવ્ર વજ્રથી ધનવાન વૃત્રનો નાશ કર્યો. તારા ધનુષ્યના પ્રભાવથી તે (વૃત્રના અનુયાયી) સર્વ દિશામાં ગયા તે પછી યજ્ઞ ન કરનારા સનક મર્ણ પામ્યા. હે ઈંદ્ર, યજ્ઞ ન કરનારા તે (ઈંદ્રિના અનુયાયી ) યજ્ઞ કરનારા સાથે લડતી વખતે તેમને મોં ફેરવીને પાછું જવું પડયું.

नाना ह्य ? ग्रेऽवसे स्पर्धंते रायो अर्यः ।
तूर्वंतो दस्युमायवो व्रतैः सीक्षंतो अव्रतं ॥
६. १४. ३.

અર્થ.

હે અગ્નિ, તારા શત્રુઓનાં ધન શત્રુઓથી દૂર થઇને તારૂં સ્તવન કરનારાનું રક્ષણ કરવાને વાસ્તે પોત પોતામાં સ્પર્ધા કરે છે. તારૂં સ્તવન કરનારા લોકો તારી સ્તુતિ ન કરનારા શત્રુ સાથે લડતી વખતે વૃતોની ( તારા સ્તોત્રોની) સહાયથી તેમનો પરાજય કરવાને ઇચ્છે છે.

वाचस्पतिं विश्वकर्माणमूतये मनोजुवं वाजे अद्या हुवेम ।
स नो विश्वानि हवनानि जोषद्विश्वशंभूरवसे साधुकर्मा ॥
१०. ८१. ७.

અર્થ.

મંત્રોના સ્વામી, વિશ્વના ઉત્પન્ન કરનાર અને મન વેગથી ગમન કરનાર એવા જે દેવ તેમને તૃપ્ત કરવાને અમે આજ યજ્ઞમાં આહુતી આપીએ છીએ. તે સુખના ઉત્પાદક અને સાધુ કર્મ કરનારા દેવ અમારા રક્ષણ વાસ્તે, અમારા હવનનું સેવન કરો.

**गव्यंत इंद्रं सख्याय विप्रा अश्वायंतो वृषणं वाजयंतः।**
**जनीयंतो जनिदामक्षितोतिमा च्यावयामोऽवते न कोशं॥**

૪. ૧૭. ૧૬.

અર્થ.

ગાય, ઘોડા, અન્ન અને સ્ત્રીઓ એમની ઈચ્છા કરનારા અમો વિપ્ર તે, ઇચ્છા પૂરી કરનારા, સ્ત્રીઓ આપનારા અને રક્ષણ કરનારા ઈંદ્રનું સ્તવન કરીએ છીએ.

આ સર્વ ઠેકાણે ફળ મળવાની ઇચ્છા સ્પષ્ટ દેખાય છે. પહેલા ઉદાહરણમાં તે ગુપ્ત છે પરંતુ યજ્ઞ કરનારનો જય થયો ને યજ્ઞ ન કરનારા નાશી ગયા અને મરી ગયા એ કહેવાથી યજ્ઞનાં ફળનોજ ધ્વની ઉત્પન્ન થાય છે.

ઈજિપ્શન લોકો પણ દેવની પાસે એવાજ પ્રકારના અદલા બદલાના વ્યવહાર કરવાની ઇચ્છા કરતા. ઈજિપ્તના રાજા રામેસીસે એક પ્રસંગે આમન દેવની મદદ માગી. તે વખતે તેણે સો બળદના જે અનેક યજ્ઞ કર્યા હતા તે દેવને સંભારી આપ્યું. પ્રાચીન ગ્રીક લોકોમાં પણ એવા પ્રકારની સમજણો હતી. ગ્રીક લોકોના ઈલિયડ નામે કાવ્યમાં આ બાબતનાં અનેક ઉદાહરણો છે. ક્રાયસીસે એક વાર અપાલો દેવનું (સૂર્યનું) દેવળ સુશોભિત કર્યું હતું. આ પુ-

ન્ય કૃત્યને બદલે દેવ ઉપર પોતાનો હક્ક થયો છે એમ તેને લાગતું હતું, અને પોતાના શત્રુનું વેર લેવાને વાસ્તે જે વખતે તેણે અપાલોની પ્રાર્થના કરી તે વખતે તે પોતાનો આ હક્ક બતાવ્યા વગર રહ્યો નથી. આ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે મનુષ્યના આચરણનાં જે સારાં કે નઠારાં પરિણામ થાય છે તે, સૃષ્ટિ નિયમોના અનુરોધથી નથી થતાં પણ તે આચરણ ઈશ્વરને પસંદ છે કે નથી તે પ્રમાણે તેણે પ્રત્યક્ષ થવા દીધેલાં એવી લોકોની સમજુત હોય છે.

યૂરોપના ઇતિહાસમાં જે કાળને મધ્યયુગ કહે છે. તે કાળમાં યૂરોપના લોકોની સમજણ પણ એવા જ પ્રકારની હતી, એ ત્યાંના લોકોનો ઇતિહાસ જેને થોડો ઘણો માલમ હશે તેને કહેવાની જરૂર નથી. તે વેળા યુદ્ધમાં મદદ કરવા માટે લોકો ઇશ્વર સમાન માનેલા સાધુઓની પ્રાર્થના કરતા. પોતાના અપરાધોની ક્ષમા માગવાને અને પાપ ધોવાને ઈશૂખ્રિસ્તની મા જે કુમારિકા મેરી તેનાં દેવળ બાંધવાની બાધા રાખતા અને મોક્ષ પ્રાપ્તિ સારૂ પવિત્ર ક્ષેત્રોની યાત્રા કરતા અથવા ધર્મ *યુદ્ધમાં જઇ પોતાથી બને તેવી ચાકરી કરતા. અને આ સર્વ બાબત કરતી વખતે હિબ્રુ લોકો પાસેથી લીધેલી પહેલાંની કલ્પના—ઇશ્વરની આજ્ઞાઓ જે પાળવી તે ઇશ્વ-

* યૂરોપના ઇતિહાસમાં ધર્મયુદ્ધો ઘણાં પ્રખ્યાત છે. તેમને ક્રુઝેડસ કહે છે. પાલેસ્તાઇન પ્રાંતને ખ્રિસ્તી લોકો પવિત્ર ભૂમિ માને છે; કારણ ખ્રિસ્તી ધર્મ સ્થાપનાર જે ઇશુખ્રિસ્ત તેનો તે પ્રાંતમાં જન્મ થઇને ખ્રિસ્તી ધર્મનાં બીજ એ પ્રાંતમાં પ્રથમ રોપાયાં. તે પ્રાંતમાં અનેક પવિત્ર ક્ષેત્રો છે. તેમાં જરૂસાલેમ એ મુખ્ય છે. ખ્રિસ્તી લોકો તે ક્ષેત્રોની યાત્રા કરવા જતા હતા. સાતમા

રની આજ્ઞાઓ છે માટે જ--હતી. તથા આ કલ્પનાની જોડીદાર કલ્પના પણ તેમના મગજમાં ઠસેલી હતી. તે એકે સારી નરતી જે વાત બને છે તે ઇશ્વરની ઇચ્છાનું પરિણામ છે પણ કોઇ સ્વાભાવિક કારણથી ઉત્પન્ન થયેલાં કાર્ય નથી. આ બીજી કલ્પના મનુષ્યના મનમાં પૂર્ણ રીતે ઠસ્યા સિવાય તેના હાથથી ઉપર કહ્યાં તેવાં કામ થવાનાં નહિ. પ્રાચીન લોકોમાં ગુલામોને મુક્ત કરતી વખતે જે મંત્રોચ્ચાર કરવાની રીત હતી તે ઉપરથી પણ તે કાળની મનુષ્યની સમજણ સ્પષ્ટ દેખાઇ આવે છે. "સર્વ શક્તિમાન દેવની બીકથી અને મારા આત્માને સુખ થાય તે માટે હું તને મુક્ત કરૂંછું." અથવા "મારાં પાપ ધોવાય તે માટે હું તને છોડુંછું." આવા અર્થના તે મંત્ર હતા. હાલના વખતમાં પણ આ કલ્પનાનો શેષ ઘણા લોકોના મગજમાં રહેલોછે. કેવળ ઇશ્વરની

---

સૈકામાં પાલેસ્ટાઇન પ્રાંત મુસલમાન લોકોના હાથમાં આવ્યો, અને તેઓ તે ઠેકાણે રાજ કરતા થયા, તેથી ખ્રિસ્તી જાત્રાળુઓ ઉપર ઉપદ્રવ કરવા લાગ્યા. બસેં ત્રણસેં વર્ષ સૂધી આ વાતની કોઇએ કાંઇ બહુ દાદ લીધી નહિ, પરંતુ આગળ જતાં કેટલાએક ખ્રિસ્તી સાધુઓએ આખા યૂરોપખંડમાં ફરીને ચો તરફ એ વાતની ખરી માહિતી જણાવી દીધી, અને અનેક ખ્રિસ્તી રાજાઓનાં પણ મન તે તરફ વાળ્યાં, ત્યારે કેટલાક રાજા ને સરદારો સૈન્ય લઇને પાલેસ્ટાઇન પ્રાંત મુસલમાનો પાસેથી છોડાવવા સારૂ નીકળ્યા. આ રીતે ૧૧ મા સૈકાની આખરે ધર્મયુદ્ધોની શરૂઆત થઈ. આ લડાઇઓ બસેં વર્ષ સૂધી ચાલી. તે યુદ્ધ સારૂ પૈસાની મદદ કરવી અથવા લશ્કરમાં સિપાઈની નોકરી કરવી એ મોટા પુન્યનું કામ સમજવામાં આવતું હતું.

ઇચ્છાથી યોગ્ય અને અયોગ્ય ઠરેછે સારૂં નરતું થાયછે, એવી સમજ હજી સામાન્ય લોકમાં જ છે એમ નથી, પરંતુ ઘણા ધર્મ શાસ્ત્રવેત્તા તથા નીતિ શાસ્ત્રવેત્તાના મનમાં પણ તે છે. ઈંગ્રેજ લોકોમાં મરણ પામેલી સ્ત્રીની બેન સાથે એટલે સાળી સાથે વિવાહ કરવો ધર્મ વિરૂદ્ધ અને ગેરકાયદે માને છે. આ વાતને કાયદેસરપણ આણવાને માટે પાર્લામેન્ટમાં જે વખત સૂચના આવી, તે વખતે મોટા ધર્માધિકારીઓએ જે ધાંધળ મચાવી મૂકી તે ઉપરથી તે લોકોની સમજણ અદ્યાપિ સૂધી કેવી છે, તે જણાઈ આવે છે. નીતિ શાસ્ત્રવેત્તાની સમજનું અવલોકન કરવું હોય તો તેમની નીતિ ગ્રંથો ઉપરની ટીકા ને વાખ્યાનોનું અવલોકન કરવું. વિશેષે કરીને ક્વેકર પંથના અનુયાયી જોનાથન ડાયમન્ડ એનું પુસ્તક જોવું. નીતિ તરીકે માની લીધેલી કેટલીએક વાતો સૃષ્ટી નિયમોને અનુસરીને તેથી થનારાં પરિણામો તરફ નજરે કરતાં જરૂરની છે અને કેટલીક જરૂરની નથી એવા પ્રકારની કાંઇક કલ્પના ઘણા દિવસથી લોકોના મનમાં ઘોળાયા કરે છે, તોપણ સાધારણપણે લોકોની સમજ એવી છે કે, નીતિનું મૂળ સૃષ્ટી નિયમમાં નથી પણ ઇશ્વરની ઇચ્છામાં છે.

યૂરોપના લોકોની પહેલાંની ને હાલની સમજ આવી છે તેજ પ્રકારની સમજ ઘણુંકરીને સર્વત્ર જણાયછે. ત્યાં મધ્ય કાળમાં જે બાબતો બનતી હતી તે હાલમાં પણ ઘણે ઠેકાણે મોટા પ્રમાણમાં બને છે. યૂરોપમાં હાલ એવી વાતો બને છે ખરી પણ તેનું પ્રમાણ ઘણું કમી થયું છે પરંતુ આપણા દેશમાં તો તે હજી વધારેછે. આપણે જે ધર્મકૃત્યો કરીએ છીએ તેમાં કેટલાંએકનો ઉદ્દેશ આપણને ઐહિક (આ સંસારનું) સુખ પ્રાપ્ત થવું એ છે, અને કે-

ટલાંકનો ઉદ્દેશ આપણાં પાપ ધોવાય તથા મોક્ષ મળે એ હોય છે. સૃષ્ટિના નિયમો અને તે થકી થનારાં કાર્ય એમની કલ્પનાથી આપણા ઉપર હજી મોટું પરિણામ થયું નથી એવું કહીએ તો એ ચાલે. જે કંઇ બને છે તે સર્વ ઈશ્વરેચ્છાથીજ થાય છે એવી આપણી દૃઢ સમજ હોય છે. ઝાડનાં પાંદડાં હાલે તો તેપણ ઈશ્વરની મરજી વગર હાલતાં નથી એવું આપણે કહીએ છીએ. આ ઉપરથી ઈશ્વરની ઇચ્છા એ ઝાડનાં પાંદડાં હાલવાનું કારણ છે, તેનું કારણ પવન નથી, એવો આપણો મત સ્પષ્ટ દેખાય છે. આટલી નજીવી વાતમાં પણ જ્યારે આપણે ઈશ્વરની ઇચ્છાને આણીએ છીએ ત્યારે નીતિનો ઉગમ ઇશ્વરની ઈચ્છામાં છે એવો આપણો મત હોય તેમાં આશ્ચર્ય નથી.

પ્રાચીન લોકોના પુરાણમાંથી તથા હાલના જંગલી લોકોની દંત કથામાંથી દેવ આદિનાં યુદ્ધો વિષેનાં વર્ણન મળી આવે છે. એ યુદ્ધો કેટલેક પ્રસંગે પોતપોતામાંજ થયેલાં છે, અને બીજે પ્રસંગે બીજા શત્રુ સાથે થયેલાં હોય છે. સ્કાંડિનેવિયન, માંગોલિયન, હિંદુ, આસિરિયન ગ્રીક ઇત્યાદિ લોકોના બધાજ દેવોના યુદ્ધમાં હમેશાં જય થતો એમ નથી, તથાપિ દેવોની દૈત્યો ઉપર અને દેવો પૈકી કેટલાએકની બીજા ઉપર જે સરસાઇ સ્થાપિત થતી તે કેવળ યુદ્ધમાં પરાક્રમ કરીને શત્રુને હરાવ્યાથીજ થતી. ફક્ત હિબ્રુ લોકોમાં આ પ્રકાર બહુ નથી, તથાપિ તેમના દેવ પણ પ્રત્યક્ષ રીતે નહિતો પરોક્ષ રીતે શત્રુને હરાવનારા છે એવું વારંવાર લખેલું મળી આવે છે.

પુરાણાદિ ગ્રંથોમાં અને દંત કથાઓમાં જેમનાં વર્ણન મળી આવેછે એવા દેવત્વ પામેલા પરાક્રમી રાજા તથા યોદ્ધા જે વખતે

આ જગત છોડીને જાય છે, તે વખતે તેમણે શરૂ કરેલી મોટી લડાઈઓ અને પોતપોતામાંના ટંટા તેમની પાછળ પણ ચાલુજ રહેછે. તેમને જીવતાં દેવ પ્રમાણે ગાન મળવા લાગ્યાથી તેમના મર્ણ પછી પણ, તેમણે જે આજ્ઞાઓ કરી હોય અથવા પોતાની ઈચ્છાઓ દર્શાવી હોય તે પ્રમાણે ચાલવું એ લોકોને પોતાનું કર્ત્તવ્ય લાગવા માંડયું. જે શત્રુ જોડે તે લડતા હોય તેમને પોતાની પાછળ રહેનારા લોકોએ જીતવા એમ તેમની ઇચ્છા હોય એ ઉઘાડુંજ છે, અને એવી ઇચ્છા તેમણે પ્રત્યક્ષ કહી ન હોય તોપણ તેમ હોવી જોઇએ એમ કલ્પના કરીને પાછળ રહેલા લોકો, પહેલાંનાં યુદ્ધ ને ટંટા ચાલુ રાખવાનાજ. આસપાસના લોકો સાથે લડાઈ કરીને તેમને હરાવવાનો દાખલો દેવત્વ પામેલા પરાક્રમી રાજાઓએ પોતાના દ્રષ્ટાંતથી બેસાડેલો હોય છે તેજ તેમના અનુયાયીઓ ગ્રહણ કરે છે, અને એવી રીતે પારકા લોકો ઉપર સ્વારીઓ કરવાને ધર્મનું અનુમત મળવા લાગ્યું.

પ્રથમ તો આવી વાતોને ધર્મનું ફક્ત અનુમત જ હોય છે, પણ આગળ જતાં એ અનુમત, હુકમનું સ્વરૂપ ધારણ કરે છે. પારકા લોકોનો નાશ કરવો અને તેમના મુલક જીતી લેવા એ ઈશ્વરે મનુષ્યને ફરમાવેલું કર્ત્તવ્ય બને છે. આ ક્રમ મનમાં આણ્યો એટલે હાલના જંગલી લોકોમાં ને પ્રાચીન કાળના ઇતિહાસમાં જે કેટલીક ચમત્કારિક બાબતો મળી આવે છે તેનું આશ્ચર્ય લાગનાર નથી. એક ફ્રિજિયન્ સરદારની એવી વાત કહેલી છે કે, તેના મગજમાં એક વખત અતિશય અસ્વસ્થતા ઉત્પન્ન થઇ ને તેને કેવળ ગાંડપણ લાગ્યા જેવું થયું, અને તેવું થવાનું કારણ તેને પૂછ્યું ત્યારે તેણે કહ્યું કે:— " મેં શત્રુનાં ઘણાં જ થોડાં માણસ માર્યાં

તેથી મારા ઉપર ઇશ્વરનો કોપ થયો છે." આસિરિયન રાજાએ દેવની આજ્ઞા વિષે એવાં જ ચમત્કારરિક વિધાનો કહેલાં છે. બીજો શાર્લ મેનેઝર ખુલ્લું કહે છે કેઃ— "આશુરે (દેવે) મને પારકા લોકોના દેશ જીતીને હસ્તગત કરવા સારૂ મોટા આગ્રહથી કહેલું છે." તિગલથ પિલેસર કહે છે કેઃ— "આશુરે અને બીજા શ્રેષ્ઠ દેવોએ મને પોતાની સરહદ આગળ વધારવાને કહેલું છે." સેનાચેરિબ એ પોતાને આશુરનો આશ્રિત અને યુદ્ધમાં તેમની પોતાને મદદ છે એમ પણ કહે છે. આશુર્બનિપાલ કહે છે કેઃ— "યુદ્ધના આગળ રહેનાર બધા દેવો જ છે અને હું તેમની ચાકરીમાં રહેલો મનુષ્ય છું." ઇજિપ્ત દેશના રાજા બીજા રામેસીસ એણે પણ પોતાના વિલક્ષણ પરાક્રમ વિષે એવા જ પ્રકારનું લખેલું છે. હીબ્રૂલોકમાં પણ દેવની આજ્ઞાથી લડાઇઓ ચલાવવા વિષેનાં વર્ણન છે.

જુદી જુદી સમાજોમાં જ્યારે રણસંગ્રામ થાય છે ત્યારે જે ભયંકર કૃત્યો કરવાની જરૂર પડે છે, તેમને જો આવી રીતે ધર્મની પરવાનગી મળેલી ન હોય તો, સામાજીક આવશ્યકતાને લીધે પણ તે કૃત્યોની કર્ત્તવ્યમાં ગણના થવા લાગે છે. આત્મ સંરક્ષણને અતિ આવશ્યક એવું વર્તન, તથા યોગ્યને સારૂં સમજાતું હોય એવું વર્તન, એ બંને હમેશાં સાથે સાથે રહેવાં જોઇએ છીએ. જે વખત કોઈ પણ સમાજના લોકનાં નિત્યનાં આચરણ તેમની સમજથી વિરૂદ્ધ થવા લાગે, તે વખત ટેવથી વિરૂદ્ધ આચરણનું વલણ થઇને પહેલાંની સમજુતી નહિ જેવી થાય છે ને આચરણને મળતી એવી નવીન સમજુતીને ઉત્તેજન મળ્યાથી તે દૃઢ થતી જાય છે. આ રીતે સરાસરી ગણતાં લોકોનો જે વર્તન ક્રમ હોય

તે પ્રમાણે સરાસરીનો લોકોનો વિચાર બને ત્યાં સૂધી, તે ક્રમ ચાલે જાય છે. તેનાં ઉદાહરણ કોઈ પણ સમાજમાં જોઇએ તેટલાં મળી આવે છે. ખ્રિસ્તી લોકમાં રવિવારે વ્યવહારનું કામ કરવું એ પાપ ગણાતું અને ઘણા લોકોનો એ સમજણ ઉપર દૃઢ વિશ્વાસ હતો, પરંતુ હાલના ઉન્નતિના વખતમાં ઘણા લોકોને રવિવારને દિવસે કામ કરવાની જરૂર પડવાથી દીન પ્રતિદીન લોકોની સમજ બદલાતી ચાલી અને હવે રવિવારે કામ કરવામાં કંઇ પણ પાપ નથી એમ સામાન્ય લોકોને પણ લાગે છે. હજી પણ ધર્મ કાર્ય સિવાય બીજાં કામ રવિવારે કરવામાં પાપ છે એવું ઘણા ખરા ખ્રિસ્તી લોક કહેશે પરંતુ એ તેમનું કહેવું ફક્ત મોઢાનું છે. તેમની સમજુતી ખરેખર બદલાએલી છે. એ વાત તેઓને નિઃશંકપણે રવિવારે કામ કરતા જોઇએછીએ તે ઉપરથી જણાઇ આવે છે. જુદી જુદી સમાજો જે વખત એક બીજાને શત્રુ સરખી જુએ છે ત્યારે શત્રુની હાની કરનારાં જે જે વર્તન હોય તે કેવળ યોગ્ય જ નહિ, પરંતુ તેને પ્રશંસા કરવા જેવાં માનીને તેની કર્તવ્યમાં ગણના થવા માંડે છે; બીજા કોઈ પણ ગુણ કરતાં શત્રુ લોકોનો નાશ કરવામાં બતાવેલું કૌશલ્ય વધારે વખાણવામાં આવે છે; શત્રુનાં ઘર બાળવાં અને પ્રાંતના પ્રાંત ઉજડ કરવા એ કામ અભિમાન કરવા જેવાં ગણાય છે; વળી મારેલા લોકોના માથાના મોટા ઢગલા કરી રાખવા અથવા બીજાં એવાં ફતેહનાં ચિન્હ રાખવાં, તેમાં જીત પામેલા સરદાર અને તેના અનુયાયીઓ એટલું તો ડોળ બતાવે છે કે, તે ઉપરથી પોતે ખરેખરાં મહાન કૃત્યો કરેલાં છે એમ તેમને લાગતું હોય એવું જણાય છે.

આવા પ્રકારના વિચાર ને મનોવિકાર પ્રાચીનકાળનાં કાવ્યોમાં તથા ઇતિહાસમાં ઘણા પ્રમુખ્યપણે દેખાઇ આવે છે. મનુષ્ય સમાજની ઉન્નતિ ચાલતાં છતાં આ વિચારમાં ઘણો ફરક થએલો દેખાઇ આવતો નથી. હજી પણ મનુષ્યનો આ સંબંધી વિચાર ઘણું કરીને પહેલાંના સરખો છે એમ કહીએ તોપણ ચાલે. ધર્મ પુસ્તકોમાંના લખેલા ને વાખ્યાનને પ્રસંગે લોકોને ઉપર બતાવવાના વિચાર એક બાજુએ મૂકીને, ખરેખરી મનુષ્યના મનની સ્થિતિ કેવી છે એ જોઇએ તો, ઉપર કહેલી વાતની સત્યતા ધ્યાનમાં આવશે. ઘણાખરા લોકોના મનમાં સઘળા સદ્‌ગુણોમાં શૌર્યને પ્રથમ સ્થાન મળે છે. કેવળ અન્યાયથી અને દુષ્ટપણાથી ઉપસ્થિત કરેલાં યુદ્ધમાં મૃત્યુ પામનારા સરદારો વિષે પણ લોકોના મોંમાંથી પ્રશંસા ઉપર નીકળેલા શબ્દો જોઇએ તેટલા સાંભળવામાં આવે છે. રણક્ષેત્રમાં મર્ણ થાય એના જેવું બીજું ઉત્તમ મર્ણ નથી એવી આપણી પણ પહેલાંથી સમજુતી હતી ને તેને સ્વરાજ્યની વખતે પ્રકાશ પડેલો હતો. હાલમાં સુધરેલા ગણાતા યૂરોપિયન મુલકોની જગતમાં ચારે તરફ જે રાજ્ય રોષની શીરજોરી ચલાવેલી છે તે, તે તે મુલકોમાંના ઘણા લોકોને માન્ય છે. અને નિરૂપદ્રવી લોકોના દેશ હાથ કરતી વખત ગરીબ નિરઅપરાધી લોકોની કત્તલ ઉડાવવાના જે પ્રસંગ આવે છે તેની વિરૂદ્ધ કોઇ અક્ષરે કાઢતું નથી.

અત્યાર સૂધી નીતિ વિષયની ભાવનાનો એક પ્રકાર કહ્યો. આ ભાવનાથી પોતાના કિંવા પોતાના લાગતા વળગતાના ફાયદા સારૂ પારકાની સાથે ગમે તે પ્રકારની વર્તણુક કરવાને હરકત નથી એવા અર્થની સમજુતીઓ ઉત્પન્ન થાય છે. મનુષ્યની ઉન્નતિમાં નીતિના આ ભાગનોજ ઉદય પહેલો થએલો દેખાય છે. યુદ્ધકાળમાં

તો બીજા વિચારને ઘણું કરીને અવકાશજ મળતો નથી. નીતિના આ ભાગને ' બહિર્નીતિ ' અથવા ' શત્રુભાવાત્મક નીતિ ' એવાં નામ આપીએ. બહિર્નીતિ એ નામ આપવાનું કારણ આપણી સમાજની બહાર જે લોકો હોય છે તેમને એ વિચાર લાગુ પાડવાના હોય છે. પહેલા ભાગના નામ ઉપરથીજ નીતિના બીજા ભાગની કલ્પના થઇ સકશે. પોતાના ( સ્વકીય )ની સાથે સલુકાઈથી રહેવું ને જેથી કરીને એક બીજાને મદદ થાય એવી રીતે તેમની સાથે વર્તન કરવું એવી પણ ઇચ્છા મનુષ્યના મનમાં પેદા થાય છે ને તે ધોરણે વળી એક દિશાએ નીતિવિચારની વૃદ્ધિ થતી જાય છે. નીતિના આ બીજા ભાગને ' અંતર્નીતિ '-અથવા ' મિત્રભાવાત્મક નીતિ ' એવું નામ આપીએ. અંતર્નીતિ કહેવાનું કારણ આપણી સમાજમાંના લોકો સાથેજ આ વિચારનો વિશેષ સંબંધ હોય છે. હવે **મિત્રભાવાત્મક** નીતિનો કેવી રીતે ઉદય થયો તે જોઇએ.

આત્મ સંરક્ષણ સારૂ અથવા બીજાને જીતવા માટે જ્યારે એક સમાજ બીજી સમાજના સંબંધમાં આવે છે ત્યારે, પારકી સમાજમાંના લોકોનું હરેક પ્રકારે નુકસાન કરવું જરૂરનું થઈ પડે છે ને આવી વર્તણુકને લોકો સદ્‌વર્તન માનવા લાગે છે. પરંતુ એકજ સમાજમાંના મનુષ્યોની એક બીજા સાથે આવી રીતે વર્તવાની આવશ્યકતા ઉત્પન્ન થતી નથી. ઉલટું તેમને એક બીજા સાથે આની વિરૂદ્ધ ચાલવું પડે છે. કોઈ કોઈવાર એકજ સમાજમાંના લોક પણ એક બીજા સાથે ટંટા કરશે ને પ્રસંગ આવે હરકત પણ કરશે. પરંતુ સાધારણ રીતે તેમનું એક બીજા સાથે વર્તવું ન્યાય ને સલુખાઇનું હોવા સિવાય તેમનો એક બીજા ઉપર

વિશ્વાસ બેસવાનો નહિ, ને વિશ્વાસ બેઠા સિવાય પારકી સમાજ-માંના લોકો સાથે યુદ્ધમાં ટકાવ રાખવા સારૂ જે પ્રકારની એકયતા જોઇએ, તેવી એકયતા થઇ શકવાની નહિ. એક સમાજમાંના લોકોએ મેળાપથી રહીને એક બીજાને મદદ થાય એવી રીતની વર્તણુક રાખવી એ તે સમાજના ઉતકર્ષનું કારણ છે, અને તેથી બીજા લોકોને જીતવાની તેમના અંગમાં તાકાદ આવે છે. આનુ સ્વાભાવિક પરિણામ એવું થાય છે કે, જે સમાજમાંના લોકોના હાથથી તેવાં વર્તન ઘડાય તે સમાજ આગળ વધે ને બાકીની પછાડી પડી જાય છે. વ્યકિતમાં જેવી ચડાચડી છે તેવીજ સમા-જમાં પણ હોયછે અને તેથી વધારે સામર્થ્યવાળી સામજ નીવડે છે. વળી વધારે સામર્થ્ય આવવાને એક સમાજમાંના લોકોએ એક બીજા સાથે સલુખાઈથી ચાલવાની જરૂર છે, એ ઉપર કહેલુંજ છે. એ ઉપરથી એવું જણાય છે કે, મિત્રભાવાત્મક નીતિના વિચાર મનુષ્યના મનમાં આવવાનું એક કારણ જીવનને વાસ્તે કલહમાં મદદ કરતા છે.

એક મંડળીમાંના લોકોની એક બીજાની સાથે મિત્રાતાથી ચાલવા તરફ પ્રવૃતિ થવાને બીજુ પણ એક કારણ છે. રાજ્ય કરનાર પુરૂષોથી લોકો હમેશાં બીને ચાલે છે અને ઘણું કરીને તેઓ તેમની ઈચ્છાની આડે આવતા નથી. પોતાના રાજ્યના લોકોમાં એક બીજા સાથે કલહ ઉત્પન્ન થવા દેવો એ પોતાને હાનીકારક છે એ સહજ તેમના ધ્યાનમાં આવે છે અને એવું વર્તન પોતાના લો-કોના હાથથી ન થવા દેવા માટે પોતે ઘણા તત્પર રહે છે. તેમાં વળી તે રાજાઓને દેવ પ્રમાણે ગાન મળવા લાગ્યું હોય તો, તે-મની આજ્ઞાઓને ધર્મનુંજ સ્વરૂપ પ્રાપ્ત થાય છે અને તે આજ્ઞા તેમની પાછળ પણ લોકો પાળે છે. સમાજ બંધુઓમાં સંપ ઉત્પન્ન

કરનારા સલુકાઈનાં વર્તનને આ રીતે ઈશ્વરનો અથવા ધર્મનો આધાર મળેછે અને એની વિરૂદ્ધ વર્તનને પાપ ગાનવામાં આવે છે. નીતિશાસ્ત્રની ઉત્પત્તિ આવી રીતે થએલી જણાય છે. અને આ કારણને લીધેજ અનેક જાતના લોકોના જે હજારો મનુષ્ય સમાજ આપણી દૃષ્ટિએ પડેછે. તેમના નીતિ નિયમોમાં જેથી કરીને સમાજ અવ્યવસ્થિત થવાનો ઘણો ભય હોય એવાં આચરણોનો નિષેધ કરેલો જણાય છે.

આવી રીતે ઉત્પન્ન થનારા નીતિનિયમ એક પેઢી પાસેથી બીજીને ને બીજી પેઢી પાસેથી ત્રીજીને મળતા જઇને તેમની પરંપરા કાયમ રહે છે એ વિષે જોઇએ તેટલો પુરાવો મળે છે. બ્રહ્મદેશ અને શિયામમાં રહેનાર કારેન કરીને લોક છે. તેઓ પોતાના સર્વ કાયદા ને વર્તનના નિયમ પૂર્વજોની પેઢીના શિષ્ટ લોકોએ કરેલા છે એમ માને છે. સ્કુલ ક્રાફ્ટ ઉપરથી જણાય છે કે, અમેરિકાના ઈન્ડિયન લોકોમાં ડકોટ કરીને એક જાત છે. તે જાતના લોકો પોતાની પૂર્વની દંતકથા તથા વચનો એમનો પોતાના કુટુંબનાં મનુષ્યો આગળ પાઠ કરે છે અને તે પ્રમાણે પોતાનાં આચરણ રાખવા વિષે પોતાનાં છોકરાંને ઉપદેશ આપે છે. અમેરિકાના ઈંડિયન લોકોમાં જ ઈરોકોઈ કરીને લોક હતા. તેમને વિષે માર્ગન કહે છે કે, જ્યારે તેમનાં ટોળાંનો નાયક મરી જાય ત્યારે, તેની ઉત્તર ક્રિયાના એક મુખ્ય ભાગ તરીકે તેમના પૂર્વાપાર કાયદાનુ ને વહિવટનું ઉચ્ચારણ કરતા; વળી તેમના ટોળાનો નાયક એટલે તેમનો તે રાજાજ ગણાતો. આ ચાલ ઉપરથી તે કાયદા સંબંધી લોકોની પૂજ્ય બુદ્ધિ જણાઇ આવે છે. વાસ્તવિક તે તેમના નીતિ નિયમોજ હતા અને તેમને એક પ્રકારનું દૈવી મહત્વ પણ પ્રાપ્ત થએલું હતું.

નીતિ નિયમોને વ્યવસ્થિત સ્વરૂપ પ્રાપ્ત થઇને તેમનું શાસ્ત્ર બનતા પહેલાંના ઉપદેશકો, નીતિ વિરૂદ્ધ ભયંકર કૃત્યો વિષે પણ બહુ તિરસ્કાર પૂર્વક લખતા નથી, કારણ તે કૃત્યોનું દુષ્ટપણું થોડા વખતથીજ કેટલાક લોકોની નજરમાં આવવા માંડેલું હોય છે. નિત્યક્રમની બહારની સાધારણ વાતોનો નિશેધ અને સારી રીતે ચાલવા વિષેનો ઉપદેશ, એ તેમના લેખોમાં વિશેષ મલી આવે છે. પ્રાચીન હિંદુ લોકોના ગ્રંથોમાં આનાં પુષ્કળ ઉદાહરણો છે. તે ઉદાહરણોમાં બીજી પણ એક વાત દેખાય છે. બેહદ સ્વાર્થનો કંટાળો આવીને તે વખતે ઘણાખરા લોકોનાં મન બેહદ પરાર્થ તરફ વળ્યાં હતાં; અને લોકોને ઉપદેશ કરનાર મનુષ્યોમાંજ આ મતનું વિશેષ જોર હોવાથી તેમનું તેમણે ઠેકાણે ઠેકાણે વર્ણન કરેલું છે. ઉદાહરણ—મહાભારતના ઉત્તર ભાગમાં નીચેનો શ્લોક છેઃ—

सहस्व श्रियमन्येषां यद्यपि त्वयि नास्ती सा ।
अन्यत्रापि सतीं लक्ष्मीं कुशला भुंजते सदा ॥

શાંતિપર્વ, અ૦ ૧૦૪.

અર્થ.

તારી પાસે જો સંપત્તિ ન હોય તો બીજાની દોલત જોઇને તું મનમાં દીલગીર થઇશ નહિ. સારા મનના માણસો બીજા પાસે સંપત્તિ હોય તો તેનો ઉપભોગ લેછે. મતલબ કે બીજાની સંપત્તિથી તેમને આનંદ થાય છે.

વળી ભારવી કવિએ કિરાતાર્જુનીયમાં કહ્યું છે કેઃ—

युक्तानां खलु महतां परोपकारे ।
कल्याणी भवति रुजत्स्वपि प्रवृत्तिः ॥

સર્ગ ૭, શ્લોક૦ ૧૨.

**અથ.**

પોતાને દુઃખ દેનારને પણ સુખ આપવું એ પરોપકારી મહાન પુરૂષની સ્વભાવિક પ્રવૃતિ હોય છે.

તેજ પ્રમાણે એક તામિલ કાવ્યમાં નીચે બતાવેલા અર્થનાં વચનો છે:—

" સંપત્તિ મેળવવાનો મુખ્ય હેતુ પરોપકાર કરવાને સમર્થ થવું એ છે."

" જેનાથી પરોપકાર વિષે પોતાનાં કર્ત્તવ્યો સમજાય છે અને જેના હાથથી તે બને છે તેજ ખરેખરો જીવતો છે એમ કહેવું જોઇએ. જેને તે કર્ત્તવ્યો સમજાતાં નથી તે જીવતા છતાં મુવા જેવો છે."

ચીનાઇ લોકના પ્રાચીન ગ્રંથમાંથી જે વિચાર મળી આવે છે તે ઉપરથી મિત્રભાવાત્મક નીતિની કલ્પના તે લોકોમાં સારી રીતે ઉન્નત્ત સ્થિતિએ પહોચી હતી એવું દેખાય છે. પહેલા દરજ્જાના પાંચ સદ્‌ગુણો વિષે લખતાં તેમનો નીતિકાર કન્ફ્યુશિઅસ કહે છે કે:—

" માણસાઈનો ગુણ સર્વમાં શ્રેષ્ટ છે. માણસાઇ એટલે જાતિ ધર્માદિકના વિચાર મનમાં ન આણતાં પ્રત્યેક મનુષ્યે બીજા વિષે જે પ્રેમ બુદ્ધિ ધારણ કરવી અવશ્ય છે તે છે. માણસાઇને પહેલી પદવી આપ્યા પછી બીજી પદવી ન્યાયને આપવી જોઇએ. પક્ષપાત ન કરતાં પ્રત્યેક મનુષ્યને તેનો ભાગ મળવા દેવો એ ન્યાય છે."

અને વળી બીજે એક ઠેકાણે કહ્યું છે કે:—

"આપણાથી ઉપરના દરજ્જાના લોકોની આપણી સાથેની જે રીતની વર્તણુંક આપણને યોગ્ય લાગતી ન હોય, તેવી રીતની વર્તણુક આપણે આપણાથી નીચા દરજ્જાના લોકો સાથે રાખ-

વી નહિ. જેઓ આપણી પાછળ હોય તેમનું જે પ્રકારનું વર્તન આપણને પસંદ ન હોય, તે પ્રકારની વર્તણુક આપણી ઉપરના લોકો સાથે રાખવી નહિ. ડાબી બાજુના લોકોની જે વર્તણુક આપણને પસંદ ન હોય, તે વર્તણુક આપણે જમણી બાજુના લોકો સાથે રાખવી નહિ."

પ્રાચીન કાળના ઈજીપ્શન લોકોમાં પણ મિત્રભાવાત્મક નીતિની સારી ઉન્નત્તિ થએલી દેખાય છે. ઇજીપ્શન લોકોના પ્રાચીન ગ્રંથોની જેને સારી રીતે માહિતી છે એવો એક ગ્રંથકાર કહે છે કેઃ—

"ખ્રિસ્તી લોકોના પવિત્ર પુસ્તકમાં સદ્ગુણ તરીકે જે જે વર્ણન કરેલાં મળી આવે છે તે સર્વનો ઈજીપ્શન લોકમાં પૂર્ણ રીતે ઉપયોગ થતો હતો. ભક્તિ, દાન, ધર્મ, નમ્રતા, આત્મ સંયમન, પાતિવ્રત, પત્નિવ્રત, ગરીબનું સંરક્ષણ, ગરીબ ઉપર ઉપકાર, મોટાની સાથે નમ્રતા ને વિવેક, દ્રવ્યવાન સાથે સામાન્ય બુદ્ધિ, ઈત્યાદિ સર્વ સદ્ગુણોનાં તેમનાં પુસ્તકોમાં વર્ણન જણાય છે. અને તેમની લખવાની ઢબ (શૈલી) પણ ઘણી ઉત્તમ છે."

ઈજીપ્શિયન લોકોના જ ધર્મ તત્વો હીબ્રૂ લોકોએ ઉપાડી લીધેલાં હોવાં જોઇએ. એ વિષે કયુએનન એણે પુરાવો આપ્યો છે. તેજ નીતિ તત્વ ઉપરથી પછી મોઝેસે પોતાનુ આજ્ઞા દશક તૈયાર કર્યું. અને તે દશ આજ્ઞાઓનો સાર ખ્રિસ્તી ધર્મનાં જે મુખ્ય વર્તનતત્વો મનાય છે તેમાં આવેલો છે. બીજાઓએ તારી સાથે જે રીતે વર્તન કરવું એમ તને લાગે તે પ્રકારનું વર્તન તું બીજા સાથે રાખ." એ તત્વ અને મોઝેસની દશ આજ્ઞાઓ એના ધોરણ પ્રમાણે જ આપણું વર્તન રાખવું જોઇએ એવું હાલના ખ્રિસ્તી લોક પણ કહે છે.

આ ઉદાહરણ ઉપરથી એવી સ્પષ્ટ વાત નજર આવે છે કે, ગમે તે કારણ હો, પણ દરેક સમાજમાં મિત્રભાવાત્મક નીતિનો ઉદય થયા વગર રહેતો નથી. કોઇ કોઇ વાર આ વિચાર અનિશ્ચિત રૂપમાં હોય છે, એટલે એ વિચાર લોકના મનમાં આવીને તે તેમના આચરણમાં પણ દેખાઇ આવે છે, તોપણ તે વિષે ઉચ્ચાર કરવાગાં આવતો નથી; કોઈ કોઇ વખત તેમને શાસ્ત્ર સ્વરૂપ મળીને તેમની ઘણી ચર્ચા કરવામાં આવે છે; સૂત્રો જેવાં નાનાં વાક્યોમાં નીતિના નિયગ ગુંથીને લોકો પાસે તેનો પાઠ કરાવવામાં આવે છે, અને એવી રીતે તે નિયમો પેઢી દર પેઢી જેવાના તેવાજ રહે છે. કેટલીક મંડળીઓમાં આ વિચારોની ઘણી વૃદ્ધિ થતી નથી પરંતુ, કેટલીકમાં તો તેમનો પુષ્કળ વિસ્તાર થઇ ને છેક ઝીણી ઝીણી બાબતગાં પણ લક્ષ આપવામાં આવે છે. મિત્રભાવાત્મક નીતિના વિચાર ઉત્પન્ન થઇને તેના ધોરણ ઉપર વર્તવાના નિયગ ઠરવા ને તે થોડા પણ અમલમાં આણવા એ દરેક સમાજના અસ્તિત્વને માટે ઘણું જરૂરતું છે. એવું ન બને તો થોડાજ વખતમાં સમાજ અસ્થાવરથા થઇ જાય.

શત્રુભાવાત્મક નીતિ અને મિત્રભાવાત્મક નીતિ એ બેઉનો કેવી રીતે ઉદય થયો તે,ઉપરના વિવેચન ઉપરથી ધ્યાનમાં આવશે. કોઇ પણ સમાજ હોય તોપણ તેમાં આ બંને પ્રકારના વિચાર મળી આવવાનાજ. આ બેમાં વિરોધ નો ઉઘાડોજ છે. ઘડીમાં મિત્રભાવાત્મક નીતિના નિયમોથી ચાલે અને ઘડી પછી શત્રુભાવાત્મક નીતિના નિયમોથી ચાલે, એમ કરેતો મનુષ્યની વર્તણુકમાં અસંગદ્ધતા ઉત્પન્ન થાય છે. બંનેનો તોડ જોડ થવો તો શકયજ નથી. ખેર એકને છોડી દેઇને બીજાના નિયમે ચાલીએ તો

તે પણ સાધ્ય નથી. આ કારણથી નીતિ વિચારમાં ઘોટાળો થાય છે, અને આથીજ એક મનુષ્યને એક ન્યાય ને બીજા મનુષ્યને બીજો ન્યાય એવી વર્તણુક પ્રત્યેકના હાથની થાય છે. દરરોજ એવા પ્રકારનાં જોઇએ તેટલાં ઉદાહરણ બને છે; પરંતુ ખુબી એ છે કે, પોતાની વર્તણુકમાંની વિરૂદ્ધતા મનુષ્યના લક્ષમાં આવતી નથી. મહાવરાને લીધે આવી ઉઘાડી વાત તરફ પણ મનુષ્યનું મન જતું નથી.

કારણ વગર અફ્ગાનીસ્તાન કિંવા બ્રહ્મદેશ ઉપર સ્વારી કરવાની વાત ઈંગ્લાંડમાંના ઘણાક બિશપ (પાદરી) લોકોને પસંદ પડીછે અને આવા કામમાં ઇશ્વિર રસ્તો બતાવે અને મદદ કરે તે સારૂ તેઓ તેની પ્રાર્થના કરે છે. આ પ્રકાર જેવો જોઈએ તેવોજ છે એમ ઇંગ્રેજ લોકને લાગે છે, અને તેને માટે કોઇ આશ્ચર્ય બતાવતું નથી. પરંતુ લડાઇ ન કરતાં સલાહ કરવી એ મતનું રક્ષણ કરવાને માટે જો કોઈ સભા ભરવામાં આવે ને તેનું અધ્યક્ષ સ્થાન કોઇ બિશપ ( પાદ્રી ) સ્વિકારે તો માત્ર તેની વર્તણુક અયોગ્ય માનીને તેના ઉપર કડવા શબ્દોનો પ્રહાર કરવમાં આવે છે. જુદા જુદા દેશના પ્રતિનિધિની એક મંડળી સ્થાપન કરવી ને દેશો દેશમાં ટંટા ઉત્પન્ન થાય તો તેમના નિકાલ તે મંડળીએ કરવા અને તે સર્વેએ માન્ય રાખવા; આવા વિચાર લોક કલ્યાણાર્થે યત્ન કરનારા કોઇ પરોપકારી ગૃહસ્થો આગળ આણે તો, તે લોકોને પસંદ પડતા નથી. આવા જ એક પ્રસંગે પોતાનુ વિરૂદ્ધ મત પ્રતિપાદન કરતાં લોર્ડ કોન બ્રુક બોલ્યો કેઃ— "યુદ્ધ કરતાં શાંતતાની જ સ્થિતિ દેશને વધારે ઘાતક કરનારી થશે એવી મને જબરી શંકા છે." એ તેનું બોલવું સાંભળીને 'તું પોતાના ઉપર જેટલી પ્રીતિ કરે છે તેટલી જ પાડોશી ઉપર કર' આ દૈવી તત્વનો ઉ-

પદેશ કરનારા પાદ્રી મંડળે ડોકાં ધુણાવ્યાં. તેજ પ્રમાણે ખ્રિસ્તી ધર્મનો વડો અધિકારી ડાકટર મૂરહાઉસ એ ઈંગ્રેજ લોકને યુદ્ધના કામમાં યોગ્ય કરવાને વાસ્તે તેમને ઉત્કૃષ્ટ પ્રકારનાં સારીરિક ને નૈતિક શિક્ષણુ આપવાની જરૂરીઆત વિષે ભાર મૂકીને ભાષણુ કરતાં પોતાની ઇચ્છા પ્રદર્શિત કરે છે કેઃ— "કૂતરાએ શિયાળને ઘેર્યું હોય તો તે જેમ જે મળે તેને બચકાં ભરી તે મરે છે. તે પ્રમાણે તેમણે પ્રસંગ આવે તો મરવું જોઇએ." અને છેવટ તે કહે છે કેઃ— "આપણા લોકોના અંગમાં એ નૈતિક ગુણ આવવાને વાસ્તે ને તેનો ફેલાવો થવાને વાસ્તે આપણે તેમને ઉત્તેજન આપવું જોઇએ; અને મારો પૂર્ણ વિશ્વાસ છે કે, દેવની મહેરબાનીથી તેમના મનમાં પ્રેરણા થઇને જ એ કામ થશે. બીજા કશાથી થનાર નથી." મોટા ધર્માધિકારીના આવા પાંડિત્યની વિરૂદ્ધ ધર્માધિકારી પૈકી અથવા બીજી મંડળી પૈકી કોઈ કંઈ બોલતું નથી. મતલબ કે એ વિચાર તેમને પસંદ પડે છે. પ્રીતિ, શાંતતા, પરોપકાર એ ખ્રિસ્તી ધર્મનાં રહસ્ય છે; પણ ખ્રિસ્તી દેવળોથી સુશોભિત થએલા અંગ્રેજ લોકોના વિચાર અને તે પણ ધર્મોપદેશકના મોંમાંથી નીકળેલા— કેવા છે તે જુઓ. આ વિચારની સાથે મળે એવું વર્તન બીજી વાતમાં પણ જણાઈ આવે છે. પગથી રમવાનો દડાનો એક ખેલ છે. તે ઘણો ધાસ્તી ભરેલો હોય છે. તે ખેલ રમવાની મીલ બંધાય છે. તેમાં સરાસરી દર અઠવાડીએ અકસ્માતથી એક મનુષ્ય જોખમાય છે. આવી મીલોની હકીકતો વાંચવા વાસ્તે લોકો ઘણા ઉતાવળા થાય છે. તે જ પ્રમાણે જે વર્તમાન પત્રમાં મલ યુદ્ધની પૂરેપૂરી હકીકત આવેલી હોય છે અને જગતમાં શાંતતા રાખવા માટે શા શા ઉપાય

યોજવા એ પ્રશ્નનો વિચાર કરવા સારૂ ભરાએલી સભાની હકીકત બે ચાર ઓળમાં પૂરી કરેલી હોય છે, તેવાં વર્તમાન પત્રો વેચાતાં લેવા માટે લોકોનાં ટોળેટોળાં દોડે છે; અને જે ચિત્રવાળાં વર્તમાન પત્રોમાં અર્ધાં ચિત્રો મનુષ્ય વદ્ધ સંબંધી અથવા મનુષ્ય વદ્ધનું કારણ થાય એવા પ્રકારનાં હોય તે વર્તમાન પત્રોને તેમની તરફથી ઘણો ઉદાર આશ્રય મળે છે.

મનુષ્યના નીતિ વિચારમાં ઘણું જ બહાનુ ડોળ પેશી ગયું છે. બહાર દેખાડવાના વિચાર જુદા અને વર્તનને પ્રવૃત કરનારા અંતરના વિચાર જુદા. મિત્રભાવાત્મક નીતિના ઉચ્ચ વિચાર એ ઘણે અંશે દેખાડવાના વિચાર હોય છે. તેમનું લોક આગળ પ્રદર્શન કરવાનું માણસના મનમાં આવે છે. પરંતુ આચરણ કરવાનો વખત આવે છે ત્યારે ઘણું કરીને શત્રુભાવાત્મક નીતિના વિચારોનો મનુષ્યના મન ઉપર અમલ બેસે છે. આ સંબંધે મનુષ્યની સ્થિતિ ઈસાપનીતિમાંની "શિયાળ અને બકરાની" વાત પ્રમાણે થાય છે. આ બે પ્રકારના વિચારને લીધે ઉત્પન્ન થનારી ઈંગ્રેજ લોકના આચરણમાંની અસંબદ્ધતા ઉપર બતાવેલી છે, તેના કરતાં પણ વધારે યૂરોપમાંના બીજા દેશોમાં દેખાય છે. શત્રુ ઉપર પણ ઉપકાર કરવો એ તત્વનો પ્રસાર કરવા માટે મોટી મોટી મંડળીઓ સ્થપાઈ, ને તેની મારફત ઠેકાણે ઠેકાણે ઉપદેશકો નિમવામાં આવ્યાં છે, પણ પ્રત્યક્ષ આચરણ ઉપર તેમના ઉપદેશનું કંઈ પણ પરિણામ થતું નથી. કેટલાક દેશમાં દરેક મનુષ્યને અમુક મુદત સૂધી લશ્કરમાં ચાકરી કરવી જોઈએ એવો ધારો છે, અને તે પ્રમાણે વિદ્યાર્થિ અવસ્થા પૂરી થતાં જ લોકો પોતાનું આ કર્ત્તવ્ય કરીને પછી કાયમનો ઉદ્યોગ કરવા માંડે છે. એ જે લશ્કરી શિક્ષણ પ્રત્યેક મનુષ્યને મળે છે તેનો ઉપયોગ શત્રુ ઉપર ઉપકાર કરવાને માટે થાય છે કે અપકા-

ર કરવાને માટે થાય છે એ કહેવાની જરૂર નથી. શત્રુ ઉપર ઉપકાર કરો એમ ઉપદેશ કરીને ફરનારા મિશનરી મંડળના એજંટોને પણ એ લશ્કરી શિક્ષણ મળેલું હોય છે અને એની વિરૂદ્ધ કોઈ ચું કે ચાં કરી શકતું નથી. ફ્રેંચ લોકો જે અતિશય સૈન્યનું ખરચ મુગે મોડે ખમે છે તે પોતાના દેશમાં અથવા બીજે ઠેકાણે એકાદુ મહત્કૃત્ય કરીને મનુષ્ય જાતના સુખની વૃદ્ધિ કરવા સારૂ નહિ, પણ તેમની જ અન્યાય ભરેલી અને જુલમની વર્તણુક બદલ યથા યોગ્ય પ્રાયશ્ચિત મેળવીને જે પ્રાંતો તેમની પાસેથી લીધેલા છે તે પાછા મેળવવા માટે છે. આ વેર લેવા વાસ્તે ફ્રેંચ લોક એટલા ઉતાવળા થયા છે કે, ક્યારે આપણે લડાઈ શરૂ કરીએ એમ તેમને લાગે છે; અને જે કોઈ આપણને તેમ કરવા દે એમ તેમને લાગે તેના હાથમાં રાજસૂત્ર આપવાને તેઓ તૈયાર થાય છે. થોડા વખત ઉપર જ એક દેશાભિમાનની લહેર આવીને તેની સાથે એક સૂરા સિપાઈના હાથમાં સર્વ સતા જવાનો સમય આવ્યો હતો.

પ્રોટેસ્ટાંટ મતનો સ્થાપનાર જે માર્ટિન લૂથર તેની જન્મ ભૂમિ, અને ખ્રિસ્તીધર્મના ઉજવળ સ્વરૂપનું પીએર, એવો જે જર્મની દેશ તેની પણ સ્થિતિ ઉપર સરખીજ છે. ત્યાંનો હાલનો બાદશાહ સિંહાસન ઉપર બેઠો તે વખત તેણે પોતાના સૈન્યમાંના સિપાઇઓને જે વિચાર બતાવ્યા તેમાં દેશના વિચારનું પ્રતિબિંબ પડેલું હતું એવું કહેવાને હરકત નથી. પહેલું તો ઉચી પદવીની પ્રાપ્તિ બદલે ઇશ્વરનો તેણે અનેક પ્રકારે આભાર માન્યો, ત્યાર પછી તેની ઇચ્છાનુ ગૌરવ બતાવીને, પોતાની વર્તણુક હમેશાં ઇશ્વરને પ્રિય થાય એવીજ રાખવાને માટે આશ્વાસન આપ્યું અને છેવટ

કહ્યું કેઃ—"મારા પૂર્વજો સ્વર્ગમાંથી મારા તરફ જુવે છે એ મારે હમેશાં ધ્યાનમાં રાખવું જોઇએ. મારે પણ ત્યાં જવાનું છે ને જ્યારે તેવો પ્રસંગ આવશે ત્યારે આ લશ્કરનો, મેં કેવો ઉપયોગ કર્યો તેનો હિસાબ મારે આપવો પડવાનો. તે વખત આ સૈન્યનું અભિમાન રાખવા સરખી ને ઉજ્વળ કીર્તિનીજ વાત કહેવાનો સુદીન મળવો જોઇએ." આ વિચારોને ખ્રિસ્તી ધર્મના તત્વોમાં બીલકુલ જગા મળતી નથી. પરંતુ જે લોકોના મન ઉપર ખ્રિસ્તી ધર્મના કેવળ ઉપરનાં પટ દીધેલા હશે તેમના આચારણ ઉપર તેનો પરિણામ કેવો થાય ? તથાપિ બંને પ્રકારના વિરોધી વિચારની તોડ જોડ કરવાની ઈચ્છા મનુષ્યોને બહુ હોય છે. ઉપર કહેલા જર્મન બાદશાહેજ હાલમાં એક મલ્લ યુદ્ધને ઉત્તેજન આપનારી મંડળીની પ્રશંસા ઉપર ભાષણ કર્યું ને તરતજ ઇશ્વરની પ્રાર્થના કરીને તે ભાષણની સમાપ્તિ કરી.

સમાજમાંના લોકો સાથે મિત્રભાવથી ચાલવાની આવશ્યકતા હોવાથી ઉત્પન્ન થએલા અંતર નીતિના નિયમ ને પારકા સાથે શત્રુ ભાવથી ચાલવાની ટેવ પડવાથી અંતઃકર્ણમાં ઠશેલા બહિર્નીતિના નિયમ આ બેઉનો મનુષ્યના મન ઉપર કેવો પરિણામ થાય છે ને બહિર્નીતિના વિચારોનું મનુષ્યના મન ઉપર હજુ સૂધી કેટલું ઉપરીપણું છે એ જોવું હોય તો અંતર નીતિનો ઉપદેશ કરનારા (પાદ્રિ) ધર્મોપદેશકની સંખ્યા ને બહિર્નીતિના નિયમ અમલમાં આણવા વાસ્તે રાખેલા સૈન્ય માહેના સિપાઇની સંખ્યા એમનું પ્રમાણ જોવું. લાખો ધર્મોપદેશકો "શત્રુ ઉપર પ્રતિ કરો" "શત્રુઓના અપરાધોની ક્ષમા કરો" ઇત્યાદિ અતિ ઉચ્ચ તત્વોના ઉપદેશ કરતા ફરે છે, અને મનુષ્યનો જીવ લેવાની વિદ્યામાં જેમણે

પ્રવિણતા મેળવી છે એવા કોટચાવધિ સિપાઈઓ શત્રુનું વેર લેવા સારૂ અથવા નિરુપદ્રવી લોકોને ત્રાસ આપવા માટે તૈયાર થઈને બેઠેલા છે.

આટલીવાર સૂધી કહેલા આ બે પ્રકારના નીતિવિચારની સાથેજ વળી એક પ્રકારના નીતિવિચારનો વધારો થાય છે. આ ત્રીજા પ્રનારની નીતિની કલ્પનામાં ધર્મ, ઇશ્વર ઇત્યાદિકનો વિચાર બીલકુલ કરવામાં આવતો નથી અને સૃષ્ટિ ક્રમાનુંસાર સ્વાભાવિક રીતે ઘડાઇ આવનારી વાતોનો માત્ર વિચાર કરવામાં આવે છે. આ નીતિવિચારનું વલણ વર્તનના ઉપયોગ ઉપરથી તેની કીમત ઠરાવવા તરફ હોય છે. હળવે હળવે આવા પ્રકારના નીતિવિચાર પ્રકટ થતા જવા એ સ્વાભાવિકજ છે. કારણ ઇશ્વરનો અંશ માનેલા રાજાઓએ ઘાલી દીધેલા નીતિ નિયમ હો, અથવા સ્વાભાવિક આવશ્યકતાને લીધે તે ઉત્પન્ન થએલા હો, પણ તેગના ઉપયોગ તરફ લક્ષ જઈનેજ તે પ્રથમ અસ્તિત્વમાં આવેલા હોય છે; ને આ કારણ થોડે ઘણે અંશે ઘણાક લોકના લક્ષમાં આવેલાં હોય છે. એકવાર ધર્મ આજ્ઞાઓ કાયમ થઇ એટલે તે જો કે ઇશ્વરની આજ્ઞા છે, એમ સમજીને પાળવામાં આવે છે, તોપણ તેગની જરૂરીયાતને માટે પણ થોડી ઘણી કલ્પના મનુષ્યના મનમાં હોય છે જ.

આ નીતિવિચારોનાં બીજ કોઇ કોઇવાર કેવળ અભણ લોકોમાં પણ નજરે પડે છે. માદાગાસ્કરના લોકોવિષે એક શોધકે નીચેની માહિતી આપી છેઃ—

"વ્યભિચાર, ચોરી અને ખુન આ અપરાધો બદલ શિક્ષા કરવાના કાયદા તેમનામાં છે. કોઇએ કોઇના માબાપને ગાળ દીધી તો તે અપરાધને વાસ્તે પણ દંડની શિક્ષા ઠરાવેલી હોય છે.

તેઓ કોઈ પણ ગમે તેવા જુજ કારણ માટે સોગન લેતા નથી; અને આ વાતનું કારણ તેમને પૂછ્યું ત્યારે તેઓ બોલ્યા કે 'વર્તનના આવા નિયમ હોય તે સોઇવાળા ને યોગ્ય છે. આવા કાયદા નહોત તો અમારાથી એક ઠેકાણે રહેવાયું નહોત'."

છેવટે છેવટ લખેલા હીબ્રૂ ગ્રંથોમાં પણ આ વિચારોનો આભાસ નજરે પડે છે. તેમના ગ્રંથમાં જો કે ઘણે ઠેકાણે ઇશ્વરની ઇચ્છા અને ઇશ્વરનો ભય એજ કલ્પના જ્યાં ત્યાં મુખ્યત્વે કરીને જડી આવે છે, તોપણ કોઇક પ્રસંગે ઉપયોગની કલ્પનાનું પણ બીજ જડી આવે છે. એકલીઝયા સ્ટીકસ નામના ગ્રંથ કર્ત્તાએ વર્તનના જે કેટલાક નિયમ આપેલા છે તે ખરેખર તેની સમજણ પ્રમાણે પણ ઇશ્વરની આજ્ઞાનું પરિણામ નથી. બીજા ઉપર અવલંબીને રહેવું, આબરૂની ઇચ્છા રાખવી, બોલવામાં સાવધાની રાખવી, ખાવાપીવાના કામમાં નિયમસર રહેવું, ઇત્યાદિ ઉપદેશની વાતો ફક્ત અનુભવ ઉપરથી કહેલી દેખાય છે. કેટલાક ઈજિપ્શન તત્વવેત્તાએ કેવળ ઉપયોગ તરફ લક્ષ દેઇને નીતિનો વિચાર કરેલો હતો એમ જણાય છે. તેમણે ઉપયોગાત્મક નીતિના પાયાવાળું શાસ્ત્રજ બનાવેલું હતું. પૂલ લખે છે કે:—

"ઘણાં વર્ષોથી નિરર્થક થયેલા ધર્મ આચારોનો ટાહોટપને કંટાળો આવ્યો હતો. લાંબાકાળથી ચાલતી આવેલી ને ચાલતા ધર્મની સાથે એક જીવ થઇ ગએલી અનંત રૂઢીના આચારની ભાંજગડમાં ન પડતાં પોતાના અવલોકન ને અનુભવ એમના ધોરણે કેવળ ઉપયોગના પાયા ઉપર નીતિની ઇમારત ઉભી કરવાનો તેણે યત્ન કર્યો છે. તેનાં જે અનેક વચનો છે તેમાં સદાચારે ચાલવાથી આ દુનીયામાં કયા ફાયદા થવા સરખા છે તે બતાવ્યા છે. પરલો-

કની કલ્પનામાંની તેના નીતિશાસ્ત્રમાં જગા જ નથી. આ વિ-ચારો વિષે પોતાનો અભિપ્રાય આપતાં તે કહે છે કેઃ—

"આ ઈજિપ્શન તત્વનાં નીતિશાસ્ત્ર તેમના ધર્મ મિશ્રિત નીતિ શાસ્ત્ર કરતાં શ્રેષ્ટ છે. કારણ તેમાં અર્થ વગરની વાતોને બીલકુલ અવકાશ જ ન આપતાં આવશ્યકના કર્ત્તવ્યોના ફક્ત વિચાર કરેલા છે, પણ મનુષ્યનું આ લોકનું કલ્યાણ એ આ નીતિશાસ્ત્રનું મૂળ છે. ઇશ્વર ભક્તિ અને બંધુ પ્રીતિ એથકી સદ્ગુણની ઉત્પત્તિ થાય છે એમ તેમાં કહેલું નથી એમ કહીને લોકો નિંદા કરે તેની હરકત નથી.

છેવટ થયેલા ગ્રીક તત્વજ્ઞાનીઓનો પણ ઉપયોગાત્મક નીતિ ઉપર જ વિશેષ ભાર હતો. પ્લેટોનો સંવાદ ને આરિસ્ટાટલનાં નીતિશાસ્ત્ર, એમાં નીતિ વિચાર ધર્મ વિચારથી બહુ જુદો કરેલો છે અને નીતિની ઇમારત ઉપયોગના પાયા ઉપર ઉભી કરવાનો યત્ન કરેલો દેખાય છે.

પ્રાચીન લોકોને મૂકીને અર્વાચીન લોકો વિષે વિચાર કરીએ તો દિવસે દિવસે નીતિ વિચારોને ધર્મ વિચારોથી જુદા કરવા તરફ લોકોની પ્રવૃત્તિ થતી જાય છે એમ દેખાય છે. પેલી કરીને ઈંગ્લાંડમાં એક ઇશ્વર વિદ્યામાં પ્રવિણ ને તત્વવેત્તા પુરૂષ થઈ ગયો છે, તેણે બંને પ્રકારથી નીતિની સિદ્ધતા કરીને બતાવી છે. ધાર્મિક લોકોને વાસ્તે ઇશ્વરની આજ્ઞા ઉપરથી સદ્વર્તન કયાં ને નઠારાં વર્તન કયાં તે ઠરાવ્યું છે, ને ધર્મ વિચારો ઉપર જેમની શ્રદ્ધા નથી તેમને વાસ્તે કેવળ પરિણામ તરફ લક્ષ આપીને યોગ્ય વર્તન કયું ને અયોગ્ય વર્તન કયું તે બતાવેલું છે. આ તત્વવેત્તાના મરણ પછી તેણે આપેલી નીતિની પહેલી શાબીતી પછાડી પડી, પરંતુ બીજીની માત્ર સારી રીતે વૃદ્ધિ થઈ. બેન્થાન અને મિલ

એમણે તો ઉપયોગની જ કસોટી વર્તનને લગાડવી જોઇએ; બીજી કોઈ પણ લગાડાય નહિ, એવું સપ્રમાણ સિદ્ધ કરેલું છે. ઇશ્વરની આજ્ઞા વિષે વિચાર ન કરતાં જે વર્તનથી મનુષ્ય જાતિનું કલ્યાણ થશે તે સદ્વર્તન અને જેથી અકલ્યાણ થશે તે દુર્વર્તન, એ આ નીતિનું મહાન તત્વ છે. નીતિએ ચાલવાને ઈશ્વરની આજ્ઞા તરીકે જે કારણ બતાવવામાં આવે છે તે નષ્ટ કરીને તેની જગાએ મનુષ્ય જાતિનું કલ્યાણ એ કારણ ધાલવું જોઇએ એવું મિલનું દૃઢ મત થયું હતું. ઈશ્વર વિષે તેનો વિચાર કેવો હતો એ સમજ્યા એટલે તેનો એવો મત થવો કેટલો સ્વાભાવિક છે તે જણાઇ આવશે. તેણે એક વખત કહ્યું છે કેઃ—"જેમનાં કૃત્યો મનુષ્યના અતિ ઉચ્ચ નીતિ વિચારોની કસોટીએ ઉતરે નહિ તે લોકના પરમેશ્વરને હું કદી 'સારો' કહેનાર નહિ. અને એવું ન કહેવાને માટે જો તે મને નરકમાં જવાની શિક્ષા આપે તો તે હું ખુશીથી ભોગવીશ.

સારા અથવા નઠારા વર્તનની બીજી પણ કસોટી છે અને તેની પણ ઉત્પત્તિ બીજા નીતિ વિચારોની સાથે જ થયેલી છે. કોઈ પણ પ્રકારનું વર્તન ટેવથી ચીલે પડવા માંડયું એટલે તે વિષે પ્રીતિ ઉત્પન્ન થાય છે. એક સમાજના લોકો એક જ પ્રકારના નીતિનિયમ પાળતા હોવાથી તે સર્વની તે નિયમના સારા પણા વિષે સરખીજ સમજુતી બને છે. લાંબા કાળ સૂધી એક બીજાના સહવાસમાં રહેવાથી મનુષ્યોમાં કેટલીક કલ્પના ને સમજણો ઉત્પન્ન થયેલી હોય છે. તેમના યોગથી સમાજના હિતનાં જે વર્તન હોય તે વિષે મનુષ્યના મનમાં સ્વાભાવિક પ્રીતિ ઉત્પન્ન થાય છે. અને જે અહિતનાં હોય તે વિષે તિરસ્કાર લાગે છે. આવો મનુષ્યને જે બોધ થાય છે તે, તેના મન ઉપર અનેક યુગોનો જે સંસ્કાર થયે-

સો હોય છે તેને લીધે થાય છે. તે વખત મનુષ્યનું લક્ષ ઇશ્વરની આજ્ઞા તરફ અથવા વર્તનના પરિણામ તરફ જતું નથી. મનુષ્યની ખરૂં ખોટું ઓળખવાની આ શક્તિ તે કંઇક મનુષ્ય સિવાયનાં બીજાં પ્રાણીઓની પ્રેરણા બુદ્ધિ સરખી હોય છે; તેમાં વિચારવાનું કારણજ નથી. મનમાં પ્રશ્ન ઉત્પન્ન થયા બરોબર સારૂં કર્યું અને ખોટું કર્યું એ અંતર જ્ઞાનથી જ સમજાયછે. જીવનાર્થ કલહ જેમના અંગમાં જીવન સામર્થ્ય વધારે હોય છે એવા પ્રાણીઓનો જે વર્ગ છે તેથી મનુષ્યના મનમાં એવી બુદ્ધિ ઉત્પન્ન થવાને મદદ મળેલી હોવી જોઇએ એમ જણાય છે. મનુષ્યનાં પ્રતિ ક્ષણે જે વર્તન ચાલતાં હોય છે તે કરતી વખતે તેને વિચાર કરવાનો અવકાશ જ મળતો નથી. કયું વર્તન સારૂં ને કયું વર્તન નઠારૂં એ તત્કાળ સમજવાની જરૂર હોય છે. એ સમજાયું હોય તોપણ તે પ્રમાણે જ મનુષ્ય ચાલે છે એમ નથી, તથાપિ આ જ્ઞાનની તેના આચરણ ઉપર પુષ્કળ અસર થાય છે. જે મનુષ્યોની ખોટા ખરાની કલ્પના તેમની સમાજ સ્થિતિને યોગ્ય એવી હોય છે તેમના અંગમાં જીવન સામર્થ્ય વધારે ઉત્પન્ન થાય છે અને તેમની જીવનાર્થ કલહમાં બીજાં મનુષ્યો ઉપર સરસાઈ થાય છે. આવી રીતે આસપાસની સ્થિતિ પ્રમાણે મનુષ્યની સદસદ્વિચાર બુદ્ધિ બને છે.

ઉપર કહેલા પ્રકારની સદસદ્વિચાર બુદ્ધિ જે લોકોમાં થોડો ઘણો સુધારો થયેલો છે તેમનામાં પણ જણાઇ આવે છે. કુક કહે છે કેઃ—

"ટાહિટી બેટના લોકો સદસદ્વિવેક બુદ્ધિની સ્ફુર્તીથી ખરૂં ખોટું ઓળખે છે; અને બીજાઓએ જે પ્રકારનાં વર્તન પોતાની સાથે કર્યાં હોય તો તે તેમને દોષ દે, તેવા પ્રકારનાં વર્તન તેમના

તરફથી બીજાઓ પ્રત્યે થાય તો તેમની ઇચ્છા વિરૂદ્ધ તેમનું મન તેમને ખાવા માંડે છે.

કેટલાક સુધરેલા લોકોની પૂર્વ સ્થિતિમાં પણ આવા પ્રકારની બુદ્ધિ ઉત્પન્ન થઇ હોય છે. પ્રાચીન હિંદુ લોકના પુસ્તકમાં આનો પુરાવો જડી આવે છે. એક વખત દ્રૌપદીને પોતાના સદાચાર સંપન્ન સ્વામીની વિપત્તિ બદલે ઘણું ખોટું લાગ્યું. તે પ્રસંગનું વર્ણન મહાભારતમાં આપેલું છે. આવી સાધુવૃત્તિએ ચાલનાર મનુષ્ય ઉપર સંકટો આણનાર દેવ કેટલો અન્યાયી હોવો જોઇએ એવું કહીને તે ઈશ્વરને દોષ આપતી હતી; પરંતુ યુધિષ્ટિરે તેને ઉત્તર આપ્યો કેઃ—

वल्गु चित्रपदं श्लक्ष्णां याज्ञसेनि त्वया वचः ।
उक्तं तच्छ्रूतमस्माभिर्नास्तिक्यं तु प्रभाषसे ॥
नाहं कर्म फलान्वेषी राजपुत्रि चराम्युत ॥
ददामि देय मित्येव यजे यष्टव्यमित्युत ॥
अस्तु वात्र फलं मा वा कर्त्तव्यं पुरुषेण यत्
गृहे वा वसता कृष्णे यथाशक्ति करोमि तत् ॥
धर्म एव मनः कृष्णे स्वभावाच्चैव मे धृतम् ।
धर्म वाणिज्यको हीनो जघन्यो धर्मवादिनाम् ॥
न धर्मफलमाप्नोति यो धर्मं दोग्धुमिच्छति ।
यश्चैनं शंकते कृत्वा नास्तिक्यात्पापचेतनः ॥
अतिवादाद्वदाम्येष मा धर्ममभि शंकिथाः ।
धर्माभिशंकी पुरुषस्तिर्यग्गतिपरायणः ॥

વનપર્વ, અ૦ ૩૧.

અર્થ.

હે યાજ્ઞસેનિ, તેં જે ઉત્તમ અને સુકુમાર ભાષણ કર્યું તે મેં સાંભળ્યું, પરંતુ તું નાસ્તિક પણાનું ભાષણ કરે છે. રાજપુત્રી, હું જે કર્મ કરૂંછું તે, તેમાંથી મને ફલ મળશે એ લાલચથી કરતો નથી. જે આપવું યોગ્ય છે તે હું આપું છું અને જે યજ્ઞાદિ કર્મો કર્ત્તવ્ય છે તે હું કરૂંછું. ફળ મળો અથવા ન મળો, મનુષ્યનું જે કર્ત્તવ્ય છે તે કરવા માટે હું ઘેર અથવા વનમાં હોઉં તોપણ ત્યાં મારાથી થાય એટલો યત્ન કરૂં છું. મારા સર્વ વિચાર સ્વાભાવિક રીતે જ કર્ત્તવ્ય તરફ લાગેલા છે. ફળને માટે ધર્માચરણ કરનારો પુરૂષ નીચ છે. ગાયનું જેમ દુધ ક્હાડવામાં આવે છે તેમજ ધર્માચરણમાંથી જે પોતાનું હિત મેળવવા ઇચ્છે છે તેને તે મળતું નથી; અને જે પાપાત્મા ધર્માચરણ કરીને નાસ્તિક બુદ્ધિથી શંકા લાવનારો થાય છે; તેને પણ તેનું ફળ મળતું નથી. તું કર્ત્તવ્ય કર્મો વિષે શંકા લાવીશ નહિ. તે શંકા લાવનારો પુરૂષ પશુ તુલ્ય થાય છે.

તેજ પ્રમાણે બીજા એક પ્રાચીન ગ્રંથમાં પણ એવા વિચાર મળી આવે છે. નીચેના અર્થનો શ્લોક રામાયણમાં છે.

" સદાચારનાં વર્તન માણસોએ કરવાં જ જોઇએ. જો સ્વર્ગ ન હોત ને ઇશ્વર ન હોત તોપણ સદાચારોથી ચાલવું એ મનુષ્યોનું કર્ત્તવ્ય રહ્યું હોત. યોગ્ય વર્તન ક્યાં તે ઓલખીને તે પ્રમાણે ચાલવું એ માણસને અવશ્યનું છે.*

* સ્પેનસર સાહેબે પોતના પુસ્તકમાં સંસ્કૃત ગ્રંથનાં ઇંગ્રેજી ભાષાંત્તરનાં જે પુસ્તકો છે તેમાંથી ઉતારા લીધેલા છે. તેમણે જે પુસ્તકોમાંથી ઉતારા લીધેલા છે તે પુસ્તકો અહીં અને મુંબાઈમાં

'મનઃ પૂતં સમાચરેત' કરીને એક સાહિત્યનું વચન છે. તે ઉપરથી પણ આપણા લોકોમાં સદસદ્વિવેક બુદ્ધિને કેટલુંક મહત્વ આપ્યું હતું એમ જણાય છે. મનને જે આચરણ શુદ્ધ લાગે તે સદ્દ્વર્તન ને મનને જે અશુદ્ધ લાગે તે દુર્વર્તન. ઉપરના સાહિત્ય વચનનો વિપરીત અર્થ કરવાનો જે ચાલ પડેલો છે તે પ્રમાણે માત્ર સમજવા યોગ્ય નથી. મનુષ્યનાં આચરણ હમેશાં જ સદસદ્વિવેક બુદ્ધિના ઉપદેશ પ્રમાણે હોય છે એમ નથી. એ બુદ્ધિ તેને સારૂં કર્યું છે ને ખોટું કર્યું છે તે કહે છે. મનુષ્યના હાથથી ખોટું કામ થાય ત્યારે આપણે ખોટું કામ કરીએ છીએ આ વિચાર તેમના મનમાં આવે છે અને તેમનાં મન તેમને ખાય છે.

ચિની લોકોમાં સદસદ્વિવેક બુદ્ધિને વિલક્ષણ મહત્વ આપવામાં આવે છે એવું એડકિન્સે તે લોકો વિષે જે માહિતી આપી છે તે ઉપરથી સમજાય છે. તે કહે છે કે:—

"તેમની આગળ જો એકાદ નવા ધર્મમતનું પ્રતિપાદન કરીએ તો તેમની પરીક્ષા કરવાની રીતિ કેવળ જુદી છે. તેમાં

પણ મળવા જેવાં નથી એવું શોધ કરવાથી જણાયું છે. સ્પેન્સર સાહેબે ઈંગ્રેજી વાંચનારાઓને વાસ્તે પુસ્તકનાં નામ ને પૃષ્ટ પણ આપેલાં છે, પરંતુ સંસ્કૃત ગ્રંથોનાં નામ સિવાય બીજી કંઇ માહિતી આપી નથી. તેથી સંસ્કૃત ગ્રંથોમાંથી મૂળ શ્લોક શોધી કઢાવવો એટલે સર્વ ગ્રંથોની ચાલવણી કરવા સિવાય બીજો રસ્તો નથી. જે ઠેકાણે ધોરણ ઉપરથી મૂળ શ્લોક મળે એવું હતું તે ઠેકાણે તે કઢાવવાનો પ્રયત્ન કેટલાક વિદ્વાન મિત્રોની સહાયતાથી કર્યો છે. જે ઠેકાણે મૂળ જડયું નથી તે ઠેકાણે ભાષાંત્તરથી ચલાવી લેવાની જરૂર પડી છે.

કહેલી વાતો નીતિને અનુસરીને છે કે નહિ એ તેઓ જુએ છે. તે ધર્મમાંની નીતિ જો તેઓની નીતિ વિચારની કસોટીમાં ઉતરે તો તે ધર્મનું સારાપણું આનાકાની ન કરતાં એકદમ કબુલ કરે છે. તે ધર્મ ઇશ્વર પ્રણિત છે કે નહિ ને ઇશ્વરપ્રણિત હોય તો તે બદ્દલ પ્રમાણો શાં છે તે વિચારોની ભાંજગડમાં તેઓ પડતા નથી. ધર્મ ગમે તેવી રીતે ઉત્પન્ન થયો હોય પણ તે સારો હોય એટલે બસ એમ તેમને લાગે છે." બીજે એક ઠેકાણે કન્ફ્યૂશિઅસના નીતિ વિચારો વિષે લખતાં પાપ વિષે તેમની કલ્પના શી હતી તે એડકિન્સ એણે કહ્યું છે. ઇશ્વરનો હુકમ તોડવો એ પાપનું તે લક્ષણ કરતો ન હોતો. તેના મત પ્રમાણે જે વર્ત્તન વડે પોતાની યોગ્યતા ઓછી થાય એવું મનુષ્યને લાગે ને જેની સદસદ્વિવેક બુદ્ધિને પસંદ પડે નહિ તે પાપ. આ ઠેકાણે હમેશાં માલુમ પડતી વિચાર સરણીનો કેવળ વ્યુત્ક્રમ થયેલો નજર આવે છે. પ્રથમ તો પોતાનો ધર્મ ઈશ્વર પ્રણિત છે એવું લોકોને લાગે છે ને તેથી પોતાના ધર્મમાં જે નીતિ કહેલી હોય તેજ ખરી નીતિ એવી તેમની સમજણ હોય છે; પણ આ ઠેકાણે ધર્મ ઉપરથી નીતિની પરીક્ષા ન કરતાં નીતિ ઉપરથી ધર્મની પરીક્ષા કરેલી છે. આવે પ્રસંગે નીતિ ઠરાવવાનો રસ્તો સદસદ્વિવેક બુદ્ધિ એજ છે.

અર્વાચીન સુધરેલા લોકો માહેના ગ્રંથકારોમાં પણ મનુષ્યમાં સદસદ્વિવેક બુદ્ધિનાં અસ્તિત્વ કબુલ કરનારા અને આ બુદ્ધિને નીતિની કસોટી માનનારા લોકો છે. તેમના બે વર્ગ છે. પહેલા વર્ગમાંના લોકોનો મત ઉપર કહેલા કન્ફ્યૂશિઅસના મત પ્રમાણે છે. ઈશ્વરની કહીને માની લીધેલી આજ્ઞા ગમે તેવી હોય તોપણ સદસદ્વિવેક બુદ્ધિને જે ખરૂં લાગે તેજ સારૂં. આ નીકાલ ઉપર અપીલ

નથી એવું તેમને લાગે છે. એ લોક એથી પણ થોડાક અગાડી જાય છે ને કહેછે કે, જે આજ્ઞા ઇશ્વિરની કહીને મનાય છે તે ઇશ્વિરની પાસેથી મળેલી છે કે નહિ એ ઓળખવાને સદસદ્વિવેક બુદ્ધિ એ એક સાધન જ છે. જે આજ્ઞા આ બુદ્ધિની કસોટીમાં ઉતરે છે તે ઇશ્વર પાસેથી મળવી શકય છે; પરંતુ જે તે કસોટીમાં ઉતરતી નથી તે ઈશ્વર પાસેથી નીકળે એ અસંભવનિય છે. પહેલા વર્ગના લોકોની પેઠે બીજા વર્ગમાના લોકો સદસદ્વિવેક બુદ્ધિને પ્રાધ્યાન આપતા નથી. તે ઈશ્વરની આજ્ઞાઓને પ્રથમ સ્થાન આપીને તેમની નીચેની પાયરી ઉપર સદસદ્વિવેક બુદ્ધિને બેસાડે છે. તેમના મત પ્રમાણે આ બુદ્ધિનું કામ એટલું જ કે ઈશ્વરની આજ્ઞાઓને અનુસરીને સારાં કયાં ને ખોટાં કયાં એ તેણે મનુષ્યને હમેશાં બતાવતા રહેવું. આ બે વર્ગના લોકોના વિચારોમાં ઘણું મળતાપણું છે. સદસદ્વિવેક બુદ્ધિને જે ખરાખોટાનું જ્ઞાન થાય છે તે પરિણામ તરફ લક્ષ જઇને થતું નથી; એવો જ આ બંને વર્ગના લોકોનો મત છે. આ બુદ્ધિની ઉત્પત્તિ વિષે પણ બંનેના વિચાર સરખા જ છે. આ સંબંધી તેમણે પ્રથમથી કંઈ કહ્યું ન હોય તોપણ ઇશ્વિરેજ તે (બુદ્ધિ) મનુષ્યમાં ઉત્પન્ન કરેલી છે એવું તેમને લાગે છે. સદસદ્વિવેક બુદ્ધિ મનુષ્ય સ્વભાવ સાથે જડેલી છે એમ તેમનો મત હોવાથી ને મનુષ્ય સ્વભાવ સર્વત્ર સરખોજ છે આ સામાન્ય સમજુતી ઉપર પણ તેમનો વિશ્વાસ હોવાથી ખરાખોટાનો વિચાર પણ સર્વ મનુષ્યમાં સરખો હોવો જોઇએ એવો તેમનો મત હોય એ સ્વાભાવિક છે.

પરંતુ સદસદ્વિવેક બુદ્ધિનો ઉલ્લેખ કરતાં આરંભમાં તેની ઉત્પત્તિ વિષે જે દિગ્દર્શન કરેલું છે. તે ઉપરથી લક્ષમાં આવશે કે, આ બુદ્ધિના અસ્તિત્વ વિષે જો કે ઉપરના નીતિકારોના વિચાર

પસંદ કરીએ; તોપણ તેની ઉત્પત્તિ વિષે મત ભેદ થવો શક્ય છે. મનુષ્યને અંગે ખોટું ખરૂં ઓળખવાની આ વિલક્ષણ શક્તિ છે ખરી, પણ તે દૈવી કારણથી ઉત્પન્ન થયેલી દેખાતી નથી. મનુષ્યને જે પ્રમાણે ઈશ્વિરે પ્રત્યક્ષ ઘડેલો નથી પણ તે બીજા પ્રાણીઓથી ઉત્ક્રમણ વડે ઉત્પન્ન થયેલો છે; તેજ પ્રમાણે મનુષ્ય સ્વભાવની ઘટના પણ ઉત્ક્રમણ વડે જ અસ્તિત્વમાં આવેલી છે. સ્થિતિ ભેદ પ્રમાણે મનુષ્યને જુદાજુદા પ્રકારનાં વર્તન કરવાની જરૂર પડી અને વર્તનના અનુરોધથી તેના મન ઉપર સંસ્કાર થતા જઇને સદસદ્વિવેક બુદ્ધિ બનતી ગઈ છે. ઉત્પત્તિનો પ્રકાર મનમાં આણીએ તોપણ પરિસ્થિતિના પ્રમાણ પ્રમાણે બુદ્ધિ ભિન્ન હોવી જોઇએ એ તરત જ દેખાઈ આવશે; અને વસ્તુ સ્થિતિ પણ તેવી જ છે. 'મનુષ્ય સ્વભાવ સર્વત્ર સરખો છે,' વગેરે સિદ્ધાંત અંશતઃ માત્ર ખરા છે. તે સૃષ્ટિ માહેના સર્વ મનુષ્યોને લાગુ પડનારા નથી. આ પુસ્તકમાં અગાડી પૃથ્વી ઉપરના જુદાજુદા પ્રકારના લોકોની વિલક્ષણ સમજણોનાં ઉદાહરણો આપેલાં છે. તે ઉપરથી દેખાઈ આવશે કે, એક જ વાત એક ઠેકાણાના લોકોને સારી લાગે છે, બીજા ઠેકાણાના લોકોને ખોટી લાગે છે અને ત્રીજા ઠેકાણાના લોકો તે વિષે ઉદાશીન હોય છે. માટે નીદાન એટલું તો નક્કી છે કે, ખરાખોટાનું મનુષ્યને જે સહજ જ્ઞાન થાયછે તે સર્વ ઠેકાણાના મનુષ્યોમાં સરખું નથી.

વર્તનનું ખરાપણું અથવા ખોટાપણું સદસદ્વિવેક બુદ્ધિથી ઠરાવવાનો જે નીતિનો પ્રકાર છે તે ઘણોખરો ઉપયોગાત્મક નીતિ સરખો જ છે. જે વર્તન સમાજના હિતનું હોય તે સારૂં ને જે અહિતનું હોય તે નઠારૂં એવું ઉપયોગાત્મક નીતિના અનુયાયીઓ

કહે છે, અને તે તે સામાજીક સ્થિતિને યોગ્ય એવાં જે વર્તન હોય તે સારાં અને અયોગ્ય હોય તે નઠારાં એમ જ સદસદ્વિવેક બુદ્ધિને લાગે છે; અને સામાજીક સ્થિતિ બદલાઇ એટલે સદસદ્વિવેક બુદ્ધિમાં પણ ફેર પડે છે; એમ તેની ઉત્પત્તિનું કારણ જોઇએ તો દેખાઇ આવે છે. આ ઉપરથી આ બે મતોનો કેટલો મેલાપ છે તે લક્ષમાં આવશે.

આટલીવાર સુધી જે વિવેચન થયું તેનો થોડામાં સારાંશ આપ્યો હોય તો ઠીક પડે. આ સારાંશ આપતા પહેલાંનો ક્રમ અને વિચારોની દિશા કોઇક પ્રસંગે બદલવી પડશે.

જેમના અંગમાં જીવનનું સામર્થ્ય વધારે હોય તેમણે જીવવું ને જેમના અંગમાં તે જરૂર કરતાં ઓછું હોય તેમણે મરવું આ સૃષ્ટિક્રમ ચાલેલો છે; માટે પ્રાણીઓની બધી શક્તિઓનો વ્યય, આસપાસની સ્થિતિમાં રહેવાની તેના અંગે યોગ્યતા આણવાના કામમાં થાય છે. મનુષ્ય પ્રાણી એ, આ નિયમનો અપવાદ નથી. અનાદિ કાળથી મનુષ્યોના જુદા વર્ગ થતા ગયા હશે. જે મનુષ્યોની કલ્પના ને સમજુતી તેમની પરિસ્થિતિને યોગ્ય હશે તેમનોજ જીવનાર્થ કલહમાં નિભાવ લાગ્યો હશે; અને જેમની તેવી નહિ હોય તેઓ નાશ પામીને તેમની જગા તેમના ઉપર સરસાઈ કરનારા લોકોથી પૂરાઈ ગયેલી હશે.

કાંઈ વિશેષ પ્રકારની સ્થિતિને લીધે ઉત્પન્ન થયેલા અપવાદને બાદ કરીને બાકીનાં જંગલી ને સુધરેલા એવા બંને પ્રકારના લોકોને આત્મ સંરક્ષણમાટે બહારના લોકો સાથે શત્રુતાથી ચાલવું પડતું અને સમાજમાના લોકો સાથે મિત્રભાવથી ચાલવું પડતું. આવાં બે પ્રકારનાં વર્તન મનુષ્યને કરવાં પડવાથી બે પ્રકા-

રની કલ્પના અને સમજુતી પણ તેમના મનમાં ઉત્પન્ન થવાની આવશ્યકતા થઈ.

જે ઠેકાણે સ્વદેશિય ધર્મ ચાલતો હોય છે તે ઠેકાણે આ બેઉ પ્રકારના નીતિ નિયમોમાં વિરોધ તેટલો સ્પષ્ટપણે દેખાઇ આવતો નથી. શત્રુનો નાશ કરવો અને અંદરના કલહ નષ્ટ થાય એવી રીતિનું વર્તન રાખવું. આ બંને પ્રકારની આજ્ઞા એકજ અધિકારી પુરૂષ તરફથી થાય છે; પછી તે અધિકારી પુરૂષ તે વખતે રાજ્ય કરનારો રાજા હો, અથવા ઈશ્વરનો અંશ માનેલો પૂર્વનો રાજા અથવા શાસ્ત્રકાર હો. આવા પ્રસંગે નીતિ નિયમ પાળવાની જે આવશ્યકતા ઉત્પન્ન થાય છે તે તેમના પરિણામ તરફ લક્ષ દેઇને થતી નથી, પણ આજ્ઞા પાળવાના કર્તવ્યને લીધે થાય છે; અને બંને પ્રકારની આજ્ઞાનો ઉદય એકજ હોવાથી તે બંનેમાંનો વિરોધ ઉઘાડી રીતે લક્ષમાં આવતો નથી; પરંતુ જે સ્વદેશીય ધર્મમાં શત્રુભાવાત્મક નીતિ અને મિત્રભાવાત્મક નીતિ આ બંનેનો ઉદય એક હોય, અને બંનેના અધિકાર સરખા માનેલા હોય, તે ધર્મની જગા જો ખ્રિસ્તી ધર્મ સરખા પર ધર્મે લીધી હોય અને તે નવા ધર્મમાં જો મિત્રભાવાત્મક નીતિની માત્ર આવશ્યકતા દેખાડીને શત્રુભાવાત્મક નીતિનો તિરસ્કાર કરેલો હોય તો, આ બે પ્રકારના નીતિ નિયમોમાંની અસંબદ્ધતા કેવળ ઉઘાડી દેખાવા લાગે છે. ખ્રિસ્તી ધર્મનો ચારે તરફ ફેલાવો થયો તોપણ જુદાજુદા દેશો વચ્ચે વેર અને યુદ્ધો ચાલુજ હતાં ને તે હજી પણ ચાલુ જ છે એમ કહીએ તોપણ હરકત નથી. આવી સ્થિતિ હોવાથી શત્રુ નીતિના વિચારોની આવશ્યકતાનો અંત આવ્યો ન હોતો; અને નવીન ધર્મમાં એ વિચાર ન હોવાને લીધે પહેલાંના સ્વદેશીય ધર્મમાંના આ સંબંધી વિચાર લોકોના મનમાં કાયમ રહ્યા; પણ

પ્રથમ જે આ વિચારોને ધર્મનો આધાર હતો તે માત્ર પછી નહિ જેવો થયો. કારણ લોકોએ ખ્રિસ્તી ધર્મનો અંગીકાર કરેલો હોવાથી ખ્રિસ્તી ધર્મની આજ્ઞા માત્ર ધર્મ સંમતિ માની લેવામાં આવી. આવી રીતે શત્રુનીતિના વિચારોને માટે ધર્મની અનુજ્ઞા નષ્ટ થઈ તોપણ મનુષ્યના આચરણમાં ફરક પડ્યો નહિ, આ પરિસ્થિતિ પ્રમાણે જ થવાનું. ખ્રિસ્તી ધર્મના સૂક્ષ્મ આછચાદન નીચે લોકોનો પૂર્વનો ધર્મ કાયમ રહ્યો; ને ખ્રિસ્તી ધર્મ લોકોને જે કર્ત્તવ્યો કરાવવાનું કહે છે તે પહેલાંના ધર્મને કબુલ નથી; તથા પહેલાંનો ધર્મ જે વાત કરાવવાનું કહેછે તે ખ્રિસ્તી ધર્મને માન્ય નથી, એ ઘોટાળો માત્ર થઇ ગયો. હાલમાં ખ્રિસ્તી ધર્મનું અને તેઓએ પ્રતિપાદન કરેલી નીતિનું પોકળ શબ્દોથી ગૌરવ કરવામાં આવે છે, અને નવા ધર્મ તત્વો પ્રમાણે ચાલવાની આવશ્યકતા બહારથી કબુલ કરવામાં આવે છે; પણ પૂર્વના ધર્મનો જો કે બહારથી તિરસ્કાર કરવામાં આવે છે તોપણ તેનો મનુષ્યના મન ઉપર જે સંસ્કાર થયેલો હોય છે, તે તે ધર્મનાજ ધોરણે તેમનાં આચરણ થયે જાય છે. બંને ધર્મ ઉપર તેમનો વિશ્વાસ હોય છે અને વખત આવે તે પ્રમાણે મનુષ્ય તેમનો ઉપયોગ કરે છે. ઘડીમાં એકના ધોરણે ચાલવું અને થોડીવારે બીજાના ધોરણે ચાલવું એમ બંનેની સાહ્યથી તે પોતાનો માર્ગ જેમતેમ કાઢે છે, અને બંને પ્રકારના વિરોધી વિચારોને લીધે ઉત્પન્ન થતી અસંબદ્ધતા વિષે અખાડા કરે છે.

નીતિ વિચારમાં ઘોટાળો થવાનું એ પહેલું કારણ છે. સામાન્ય લોકોને ધર્મ અને નીતિ એમાં ભેદ બતાવતાં આવડતો નથી. જે આચાર ચાલતા ધર્મને માન્ય હોય તે વગર બીજી નીતિ નથી એમ તેમને લાગે છે. પહેલાંની ધર્માજ્ઞાઓનો પણ તેમના મન ઉ-

પર સંસ્કાર હોય છે જ; અને તે પ્રમાણે તેમના હાથથી વર્તન પણ થાય છે, પરંતુ આ વર્તનનો નીતિ સાથે કાંઇપણ સંબંધ નથી એવું તેમને લાગે છે. એનુ પરિણામ એવું થયું છે કે, સદ્ગુણના ને કર્ત્તવ્યનાં બે વર્ગ થયેલા છે. એક વર્ગનો નીતિમાં અંતર ભાવ થયેલો છે ને બીજાનો નથી; અને આ બેમાં એટલો વિરોધ છે કે, તેમનો કોઇ પણ પ્રકારે મેળ બેસાડવો શકય નથી.

વળી એક પ્રકારનો ઘોટાળો છે. તે પરસ્પર વિરોધી નીતિ શાસ્ત્રથી ઉત્પન્ન થનારો નથી, પણ નીતિ કોને કહેવી એ શંકાથી ઉત્પન્ન થનારો છે. ઈશ્વરની આજ્ઞા ઉપરથી નીતિ ન ઠરાવતાં અનુભવથી જણાઇ આવનારા વર્તનના પરિણામ ઉપરથી તે ઠરાવવી જોઇએ એમ કેટલાક નીતિકારોનું કહેવું છે. તેમના મત પ્રમાણે મનુષ્યનું કલ્યાણ કરવું આ નીતિનો હેતુ છે. આ સિવાય ઘોટાલાનું વળી એક બીજું કારણ છે. કેટલા એકને આ નીતિની કલ્પનાઓ પસંદ નથી. મનુષ્યને નીતિનો માર્ગ બતાવવા સારૂ જ સદસદ્વિવેક બુદ્ધિ અસ્તિત્વમાં આવેલી છે એમ તેમને લાગે છે. નીતિશાસ્ત્રો જોવાની અથવા પરિણામ તરફ લક્ષ આપવાની બીલકુલ આવશ્યકતા નથી. માણુસ સદસદ્વિવેક બુદ્ધિનો આશ્રય લે એટલે થયું. આ બે નીતિકારોના મતમાં બહુ ભેદ નથી. જે મનોવૃત્તિઓના ધોરણ ઉપર સદસદ્વિવેક બુદ્ધિ જાય છે તેમની પહેલા પ્રકારના નીતિકારો કંઈ કિંમત કરતા નથી ને બીજા પ્રકારના નીતિકારોનો તેના ઉપર જ બધો આધાર હોય છે; તોપણ બંનેમાંથી કાર્ય તો એક જ થાય છે. પહેલા પ્રકારના નીતિકારો ઉપયોગીતા તરફ જ લક્ષ આપે છે; અને બીજા પ્રકારના સદસદ્વિવેક બુદ્ધિ તરફ લક્ષ આપે છે; પણ સહિકમથી જ સદસદ્વિવેક બુદ્ધિ ઉપયોગીતા ઉપર અવલંબીને રહે છે.

નીતિ વિચારોના આવા ઘોટાળામાંથી બહાર શીરીતે પડવું એની મોટી પંચાત છે. લોકોનાં બહાર દેખાડવાનાં મત શાં છે તેનો વિચાર ન કરતાં પ્રથમ વર્તન વિષે લોકોની ખરેખરી કલ્પનાઓ શી છે તે જોઇએ. આવુ કરવું કેટલુ ઉપયોગી છે તે આગળ સમજાશે અને તે ઉપરથી એવું દેખાઇ આવશે કે, આટલી વાર સૂધી જે ઘોટાળો દેખાડવામાં આવ્યો તે કંઇ જ નથી.

## પ્રકરણ ૨ જું.

### કઈ કલ્પનાઓ ને સમજુતીઓ નીતિ વિષેની સમજવી?

ગયા પ્રકરણમાં નીતિના જે મિત્રભાવાત્મક નીતિ અને શત્રુભાવાત્મક નીતિ એવા બે ભાગ કર્યા છે તે ઘણાને પસંદ પડશે નહિ. નાનપણથી ધર્મ શિક્ષણને લીધે તથા સામાન્ય લોક મતને લીધે કઈ વિશેષ વાતનો માત્ર નીતિ સાથે સંબંધ છે એવો મનુષ્યનો નિશ્ચય થયો હોય છે, અને તે સિવાયની સર્વ વાતો તેમને જુદા પ્રકારની લાગે છે. ઉદાહરણને માટે ખ્રિસ્તી લોક લેઇએ. બાયબલમાં જે દશ આજ્ઞાઓ આપેલી છે; તેમાં સર્વ નીતિનો સમાવેશ થયો છે, અને તેની બહાર નીતિ નથી એવી સાધારણ લોકોની સમજુત હોય છે. આ દેવની દશ આજ્ઞાઓનો સંબંધ એક સમાજમાં લોકોએ પરસ્પર કેવી રીતે વર્તવું એ તરફ છે, પણ એક સમાજવાળાએ બીજી સમાજવાળા સાથે કેવી રીતે ચાલવું આ વિષે તેમાં કાંઈજ ઉલેખ નથી; માટે પાછલા પ્રકરણમાં જેને મિત્રભાવાત્મક નીતિ કહી છે, તેજ જાણે બધી નીતિ એવી લોકની સમજણ થયેલી છે. મિત્રભાવાત્મક અને શત્રુભાવાત્મક એવા નીતિના બે વિભાગ કરવા; અને શત્રુભાવાત્મક નીતિનો જે વાતમાં

સમાવેશ થાય છે તેમને નીતિના વિષયમાં દાખલ કરવી એ લોકોને તરેહવાર લાગે છે.

તોપણ જુદાં જુદાં ટોળામાં તથા જુદા જુદા દેશોમાં લડાઇઓ ચલાવવી અને તેને માટે જરૂર હોય એવી વાતો કરવી એમાં પણ ખરા ખોટાનો અને યોગ્યાયોગ્યનો ભેદ મનુષ્યો કરે છે; એ વાત હર કોઇના લક્ષમાં આવવા જેવી છે. મનુષ્યના હમેશના વ્યવહારમાં સામાજીક વર્તન ઉપર જે પ્રમાણે લોકો ટીકા કરે છે અને તેમની સમજણ પ્રમાણે તે સારી અથવા નઠારી, યોગ્ય અથવા અયોગ્ય તેઓ ઠરાવે છે; તેજ પ્રમાણે લડાઇમાં કોઇ મનુષ્યે કંઈ વિશેષ પ્રકારનું વર્તન કર્યું હોય તો તેને માટે પણ તેઓ તેવી જ ચર્ચા કરે છે, અને તે વર્તન યોગ્ય અથવા અયોગ્ય લાગે તે પ્રમાણે તેની નિંદા કે સ્તુતી કરે છે; તો પછી એક પ્રકારના યોગ્ય કે અયોગ્ય વર્તનનો વિચાર નીતિથી કરવાનો, અને બીજા પ્રકારના વર્તનનો વિચાર નીતિથી કરવાનો નહિ એમ કંઈ કહી શકાય? વારૂ, એમ કહી શકાય તો આ બીજા પ્રકારનાં વર્તન યોગ્ય કે અયોગ્ય છે એ ઠરાવવાનું કામ કયા શાસ્ત્રને સોંપવું? એકંદરે મનુષ્યના વર્તન સંબંધી લોકોની કલ્પનાઓ એટલી અવ્યવસ્થિત છે કે, એક પ્રકારના વર્તનને નીતિનો સ્પષ્ટ આધાર છે એવું માનવામાં આવે છે; અને તેજ જાતના બીજા પ્રકારન વર્તનને તે આધાર નથી એમ માનવામાં આવે છે; તથાપિ તે બીજા પ્રકારના વર્તનને પણ તેટલો જ અથવા તેનાથી જબરો આધાર હોય છે.

આ બે જુદાં સ્વરૂપોના આધારનાં અસ્તિત્વ ખ્રિસ્તી ધર્મની

આજ્ઞાઓ અને *દ્વંદ્વ યુદ્ધો કરનારા લોકોના નિયમો એમનું મનુષ્યના વર્તન ઉપરનું પરિણામ જોઇએ તો હકીકત સ્પષ્ટ રીતે જણાઈ આવશે. કોઈ વિશેષ પ્રસંગે સભ્ય મનુષ્યો એ બીજાને દ્વંદ્વ યુદ્ધ માટે લડ-

* આપણા લોકોને યૂરોપિયન લોકોના દ્વંદ્વ યુદ્ધની ખરી કલ્પના થવી કઠણ છે, માટે તે વિષે થોડી વિસ્તાર સહિત માહિતી આપવી જરૂરની છે. છેવટનાં બસેં અઢીસેં વર્ષ થયાં મોટા દ્વંદ્વ યુદ્ધને જે સ્વરૂપ છે તેવું પૂર્વે ન હોતું. પહેલાં બે મનુષ્યો વચ્ચે જો કંઇ ટંટો થાય તો, તેનો નિર્ણય કરવા વાસ્તે સરકારી અધિકારીની દેખરેખ નીચે વાદી પ્રતિવાદી વચ્ચે દ્વંદ્વ યુદ્ધ થતું; અને તેના નિકાલ ઉપર વાદના નિકાલનો આધાર રહેતો. આવે પ્રસંગે સત્યપક્ષની બાજુએ લડનાર મનુષ્યને ઇશ્વર બળ આપે છે અને હમેશાં તેનો જ જય થાય છે એવું સર્વને લાગતું હતું. ઇ. સ. ૫૦૧માં બરગંડીના રાજાએ આ સંબંધીનો કાયદો પહેલ વહેલો અમલમાં આણ્યો. જર્મન દેશમાં પહેલાંના કાયદામાં નીચેના શબ્દો છે કેઃ—"જો બે મનુષ્યો વચ્ચે જમીન બાબત અથવા પૈસા બાબત કંઇપણ ટંટો થાય તો, વાદી પ્રતિવાદીએ પોતાના તરફનો એક એક માણસ આપવો અને તેમનો દ્વંદ્વ યુદ્ધથી જેવો નિકાલ થાય તે પ્રમાણે તેનો નિકાલ કરવો." જર્મનીમાંથી એ કાયદો ફ્રાન્સમાં ગયો, અને ત્યાંથી ઇંગ્લાંડમાં ગયો. ઘણુંકરીને વાદી પ્રતિવાદી પોતે જ દ્વંદ્વ યુદ્ધ કરતા; પરંતુ વૃદ્ધ મનુષ્ય, પાદરી, સ્ત્રીઓ અને કંઇક મોટા લોકો પોતાના મુખત્યાર આપતા. ઇ. સ. ૧૩૮૫માં ફ્રાન્સમાં એક ગમતનો કજીઓ થયો, અને આવે પ્રસંગે ઈશ્વર સત્યપક્ષને મદદ કરે છે એવી લોકોની ગાંડી સમજણ ઘણી ઓછી થવા લાગી. જીનકયારોગ

વાનું માગવું જ જોઇએ અને જે મનુષ્યની પાસે એવી રીતે લડવાનું માગ્યું હોય તેણે પણ લાગલીજ પોતાની કબુલત બતાવવી જોઇએ, એવી સર્વ યૂરોપ ખંડમાં ઘણા સૈકા સૂધી સમજણ હતી અને તેના અર્ધા કરતાં વધારે ભાગમાં તેવીજ સમજ હજી સૂધી પણ છે. કોઇનું

નામના મનુષ્યની સ્ત્રીએ જાકેલેગ્રીસ નામના મનુષ્ય ઉપર એવો આરોપ મૂક્યો કે, તેણે રાત્રે ધણીના વેશથી મારા ઓરડામાં પેશીને મારી સાથે અનીતિનાં આચરણ કર્યાં. આ વાદનો નિકાલ દ્વંદ્વ યુદ્ધથી કરવો એવો પારલામેન્ટે ઠરાવ કર્યો. આ દ્વંદ્વ યુદ્ધ ત્યાંના છઠ્ઠા ચાર્લ્સ રાજાની દેખરેખ નીચે થયું. તેમાં જાકેલેગ્રીસનો પરાજય થઇને તેને તે જગાએ ફાંશી દીધો. પછી કેટલીક વારે ખરો ગુન્હેગાર મળી આવ્યો, ને તેણે પોતાનો ગુન્હો કબુલ કર્યો. ઇંગ્લાંડમાં આ ન્યાયની પદ્ધતિ બીજા દેશો જેટલી પ્રચારમાં ન હોતી તથાપિ ત્યાં પણ તે ઘણા સૈકા સૂધી ચાલતી હતી. ઈ. સ. ૧૮૧૭માં એક ખુનના મુકરદમામાં ગુન્હેગારે દ્વંદ્વ યુદ્ધથી નિકાલ કરવાને વિનતિ કરી. તે સંબંધે લાર્ડ એલનબરો બોલ્યો કેઃ—"અમારા દેશનો એવો કાયદો છે કે, દ્વંદ્વ યુદ્ધથી વાદવિવાદનો નિકાલ કરવા વિષે જો પક્ષકાર અરજ કરે તો, બીજા પક્ષકાર તરફથી કાયદાસર હરકત આવ્યા સિવાય તે અરજ નાકબુલ કરાય નહિ." છેવટ એ વિનતિ માન્ય થઈ, પરંતુ ફરિયાદી તરફથી લડનારો માણસ અગાડી ન આવ્યાથી ગુન્હેગાર છૂટી ગયો. તેને બીજે જ વર્ષે આ કાયદો બંધ કર્યો.

સાંપ્રતકાળમાં થનારા દ્વંદ્વ યુદ્ધનો પ્રકાર ઉપર કહેલા પ્રકારથી જ ઉત્પન્ન થયો હતો. બે મનુષ્યની અંદર વાદ વિવાદ ઉત્પન્ન થયો હોય તો, તેનો નિકાલ દ્વંદ્વ યુદ્ધથી થતી વખતે ઇશ્વર સત્ય-

કરજ કહાડયું હોય તો, તે પતાવવાના કર્ત્તવ્ય કરતાં ઉપરના કર્ત્તવ્યનું મહત્વ વધારે માનવામાં આવે છે. એક વેળા મનુષ્ય ખોટું બોલે તો તે ચાલે પણ આવા પ્રસંગે તેના હાથથી લજ્યાસ્પદ વર્ત્તન થાય એ કામનું નહિ. કોઇએ કોઈનું અપમાન કર્યું તો તે જે નું અપમાન થયું હોય તેનું પ્રથમ કર્ત્તવ્ય એ કે, તેણે પોતા ઉ-

---

પક્ષને મદદ- કરે છે એ કલ્પના લોકોના મગજમાં ઘુમી રહેલી હતી જ. તેથી એકે બીજાને ગાળ દીધી અથવા તે મનને લાગે એવું કંઈ બોલ્યો કે, લાગલા જ તે ન્યાયની અદાલતમાં ન જતાં અંદર અંદર દ્વંદ્વ યુદ્ધથી જ નિકાલ કરતા; અને કોણ ખરો છે તે ઠરાવતા. આ પ્રકાર વધતાં વધતાં એટલો વધી ગયો કે, જો એકે બીજાનું અપમાન કર્યું હોય ને તે તેણે શાંતતાથી સહન કર્યું તો, તે મનુષ્ય ખરેખર નીચ છે એમ લોકોને લાગતું; અને ઘણા લોકોને ફક્ત લોકાપવાદને માટે જ દ્વંદ્વ યુદ્ધમાં ઉતરવું પડતું. આ યુદ્ધમાં હથિયાર વાપરવાની પરવાનગી હોવાથી ઘણે પ્રસંગે આવાં દ્વંદ્વ યુદ્ધ વખતે ખુન થયેલાં છે. ઈ. સ. ૧૮૪૩માં કર્નલ ફૉસેટ અને લેફ્ટનેનટ મનરો એ બેની વચ્ચે આવા પ્રકારનું દ્વંદ્વ યુદ્ધ થઇને ફૉસેટને ગોળી વાગ્યાથી તે મરણ પામ્યો. તે વખત વિકટોરીયા મહારાણી (કૈસરેહિંદ)નો ભરથાર પ્રીન્સ આલબર્ટ એણે દ્વંદ્વ યુદ્ધ બંધ કરવા વિષે કેટલીક ખટપટ કરી. તે ઉપરથી દ્વંદ્વ યુદ્ધ કરવાં અથવા એ કરવાને મદદ કરવી તે ગુન્હો ગણાય એવો કાયદો કરવામાં આવ્યો. બીજા દેશોમાં આ ચાલ હજી ઘણે અંશે ચાલે છે. ગયા સૈકામાં ઘણા મોટા મોટા લોકો દ્વંદ્વ યુદ્ધથી લડ્યા છે. ફૉકસ અને પીટનાં નામ ઈંગ્લાંડના ઇતિહાસમાં પ્રસિદ્ધ છે. તેઓ અને તેમની યોગ્યતાવાળા બીજા લોકો આવા કામમાં પડતા.

પરંતુ કલંક લાગલું જ કહાડી નાંખવું જોઇએ; અને તે કેવી રીતે કહાડવાનું કે, જેણે અપમાન કર્યું હોય તેની પાસે દ્વંદ્વ યુદ્ધને માટે માગણી કરવી; અને એવું તે ન કરે તો તેનું વર્ત્તન એટલું નિંદા યુકત ગણાય છે કે તેના મિત્રો તેને હલકો સમજીને તેની સોબત છોડી દેછે; જાણે તેણે ચોરી અથવા તે કરતાં પણ એકાદ નીચ કૃત્ય કર્યું હોય. નીતિવિષય તરીકે માનેલી પોતાના સંબંધે યોગ્ય અને અયોગ્યની કલ્પના અને તેથી ઉત્પન્ન થનાર પસંદગી તથા નાપસંદગી દેખાડનારી મનોવૃત્તિઓ અને સમજૂતીઓ એ જેટલી સ્પષ્ટ અને જોરદાર હોઇ શકે તેટલી સ્પષ્ટ અને જોરદાર કલ્પના, મનોવૃત્તિ અને સમજૂતીઓ દ્વંદ્વ યુદ્ધના ચાલમાં છે તેમાં લગાર પણ શક નથી; એવું છતાં એક વાતનો નીતિશાસ્ત્રમાં અંતરભાવ કરાવવાનો અને બીજીનો કરાવવાનો નહિ એમ ચાલી શકે નહિ.

હાલની નીતિ કલ્પના બહોળી કરવી જોઇએ, એ પાછળના વિવેચન ઉપરથી સહજ લક્ષમાં આવશે. મનુષ્યના વર્ત્તન સંબંધી એવી અનેક વાતો છે કે, જે વિષયની કલ્પના અને સમજૂતી, 'નીતિ' કહીને માની લીધેલી વાતોની કલ્પના અને સમજૂતીથી સ્વાભાવિક રીતે જુદી નથી; માટે શાસ્ત્રીય નજરથી આવી સર્વ વાતોનો નીતિમાં અંતરભાવ કરવો પડશે.

જંગલી તથા અર્ધ સુધરેલા લોકોમાં રૂઢીથી ઠરેલાં કર્ત્તવ્યોવિષે લગાર પણ કસૂર કરવાથી ચાલતું નથી. એ કર્ત્તવ્યો કરવાં જ જોઇએ એવી સર્વત્ર ચાલતી સમજૂતી સ્પષ્ટ કરવાના ઘણા પ્રસંગ જ આવતા નથી. કારણ તેની વિરૂદ્ધ વર્ત્તન કરવાનાં ઉદાહરણો જ ઘણું કરીને જડતાં નથી; પરંતુ કોઇએ રૂઢી વિરૂદ્ધ વર્ત્તન કર્યું હોય તો તે લોકોને કેટલું દુ:સહ લાગે છે એ વાત, કોઇ કોઇવાર આવા અપરાધને માટે રાજા સુદ્ધાંતને ગાદી ઉપરથી ઉઠાડી મેલવાને

અથવા વખતે તેને દેહાંત શિક્ષા કરવાને પણ લોકો તૈયાર થાય છે, એ ઉપરથી સ્પષ્ટ દેખાય છે. રૂઢી વિરૂદ્ધ વર્ત્તન કરવું અયોગ્ય ગણાય છે એ સિદ્ધ કરવાને બીજા પુરાવાની જરૂર નથી. જેમનો નીતિ સાથે કંઇપણ સંબંધ નથી એવું આપણને દેખાય એવી રૂઢીનો પણ નીતિમાં સમાવેશ કરેલો ઘણે ઠેકાણે દેખાય છે, અને કેટલીએક રૂઢીઓ તો સ્પષ્ટ રીતે અનીતિકારક છતાં પણ તે નીતિકારક ગણાય છે.

નીતિનાં મુખ્ય અંગો કયાં છે એ શોધી કહાડવા સારૂ ઘણા લોકોની નીતિ વિષેની સમજૂતીઓ કેવી છે એ ઉદાહરણો લેઇને જોવું જોઇએ. મુસલમાન લોકોની કેટલીક જાતો છે જેમાં તંબાકુ પીવી એના જેવું બીજું કોઇ પણ ઘોર પાતક નથી એમ મનાય છે. પાલગ્રેવ્હના લેખ ઉપરથી એમ જણાય છે કે, પ્રાણીને ઇશ્વર સમજી તેની પૂજા કરવી એ વ્હાબી લોકમાં મોટામાં મોટું પાપ માનવામાં આવે છે. તેઓ તંબાકુ પીવી એ એનાથી ઉતરતું પાતક માને છે. આ પાતકોની સાથે તુલના કરતાં ખુન, વ્યભિચાર અને ખોટી સાક્ષી પૂરવી એ તે લોકોને હલકાં પાપ લાગે છે. તેજ પ્રમાણે સૈબીરિયાની આસપાસ રહેનારા રશિયન લોકની કેટલીએક જાતો છે. તેમાં તંબાકુ પીવી એ મહા પાતક ગણાય છે અને બીજાં પાતક કરતાં આ પાપનું ઘોરપણું સ્પષ્ટ કરી બતાવનારી તેમની સમજણ એવી છે કે, એ પાતકની ક્ષમા થવાનો સંભવ જ નથી. “પશ્ચાત્તાપથી બીજાં પાતક ધોવાઇ સકાશે પરંતુ આજ માત્ર પાપ ધોવાઇ શકે નહિ.” જે આચરણ આપણને માત્ર નિરુપદ્રવી લાગે છે અને જે વિષે આપણે કેવળ ઉદાસીન રહીએ છીએ તે વિષે ઉપરનાં ઉદાહરણોમાં બતાવ્યા પ્રમાણે કેટ-

સાએકાને જે તિરસ્કાર લાગે છે તે ઘોર અપરાધો બદલ આપ-ણુને જે પ્રકારનો તિરસ્કાર લાગે છે તેજ જાતનો છે.

લિચેનસ્ટીન નામનો મુસાફર લખે છે કે, આફ્રિકા ખંડ-માં બેચુઆના પ્રદેશમાંના એક પ્રાંતના રાજા સુલીહવંગને જ્યારે એવું જણાયું કે, યૂરોપિયન લોકમાં પુરૂષને એક કરતાં વધારે સ્ત્રીઓ કરવાની પરવાનગી નથી, ત્યારે તે આશ્ચર્યથી બોલ્યો કેઃ— “ બધા દેશોના દેશો આવા વિલક્ષણ કાયદા કેમ કબુલ કરે છે તેની મારાથી કલ્પના થઇ શકતી નથી.” એક શીખ ધર્મ માન-નારો આરબ અને તેનો મિત્ર એમને પણ ઇંગ્રેજ લોકમાં લગ્ન કરેલી એક સ્ત્રી જીવતી છતાં બીજી કરવાનો પ્રતિબંધ હોય છે એ જાણ્યાથી મોટું આશ્ચર્ય લાગ્યું. પ્રથમ તો તેમને તે વાત ખરી જ લાગી નહિ. તે સાંભળતાં જ તેઓ તિરસ્કારયુક્ત ચહે-રાથી બોલ્યા કેઃ—“એમ બનવું અશક્ય છે. પુરૂષને એક સ્ત્રીથી કેમ ચાલે ?” પુરૂષોની સમજૂતી આવા પ્રકારની હોય છે એમ નથી. ઝાંબીજીના કાંઠા ઉપર રહેનારા આકોલોલો કરીને લોકો છે તેમની બાઇડીઓ વિષે લિવિંગસ્ટન કહેછે કે, ઈંગ્લાંડમાં દરેક પુરૂષને અકેકી બાઇડી હોય છે એ સાંભળીને તેઓ ચકિત થઇઓ. તેમની સમજૂતી પ્રમાણે એક બાઈડી હોય તે સભ્ય મનુષ્યને શોભતું નથી. રીડ નામનો મુસાફર આફ્રિકા ખંડના ભૂમધ્ય-વૃતની પાસેના પ્રદેશમાની બાઈડીઓના સંબંધમાં લખેછે કેઃ—

“ પોતાના ધણીને બીજી બાઇડી કરવાની આયપત છે એવું જો કોઇ માણસની સ્ત્રીને સમજાય તો, તે તેને બીજું લગ્ન કરવા માટે અંતઃકરણથી આગ્રહ કરેછે અને જો તે તેનું સાંભળે નહિ તો, તે તેને કંજુસ ચમડી તોડે પણ દમડી તોડે નહિ ઈત્યાદિ દુષણ દેછે.”

આરાકાન પ્રાંતની સ્ત્રીઓની સમજૂતી આવાજ પ્રકારની છે. પહેલી સ્ત્રીને બીજી સ્ત્રી વિષે કોઈ પણ પ્રકારનું અસમાધાન અથવા મચ્છર થતો નથી, ઉલટું પોતાના ધણીએ બીજું લગ્ન કરવું એવી પહેલી સ્ત્રીની ઈચ્છા હોય છે. કારણ ઘરમાનું કામ કાજ કરવાને તથા ધણીની ચાકરી કરવા વાસ્તે પોતાને એક મદદગાર મળે એમ તેમને લાગે છે. ઈંગ્લાંડમાં બે બાઈડીઓ કરવી એ અનીતિ છે એમ ગણાય છે એટલું જ નહિ, પણ કાયદા પ્રમાણે તે શિક્ષા કરવા લાયક ગુન્હો ગણાય છે; પરંતુ ઉપર બતાવેલાં ઉદાહરણોમાં એકજ બાઇડી કરવી એ નીચા દરજાનું ગણાઇને વધારે બાઇડીઓ ન કરનારાની વખતે નિંદા થાય છે. તે ઉપરથી એક જ સ્ત્રી કરવાનો રીવાજ તે લોકોને પસંદ નથી એ ઉઘાડું છે.

ઘણે ઠેકાણે સ્ત્રી પુરૂષો વચ્ચેના સંબંધ વિષેની સંમતીઓ આપણી સમજૂતીઓ કરતાં વધારે જુદી જણાય છે. પ્રવાસ વર્ણનનાં પુસ્તકો ઉપરથી કેટલાક વાંચનારને આ વાતની માહિતી થઇ હશે. ચીનૂક લોકો વિષે એવું લખેલું છે કે:—" આ લોકોની સર્વ જાતિમાં માછલાં મારવાના આંકડા, મણકાની માળા, અથવા એવા જ બીજા કંઈ પદાર્થો એકાદ મનુષ્યની પાસેથી લઇને તેને બદલે પોતાની બાઇડી અથવા છોડી તેને આપવાનો ચાલ છે; કોઇ પોતાની જણશ બદલે આવા પ્રકારનો બદલો લેવાને નાકબુલ થાય તો તે સ્ત્રીના સૌંદર્ય વિષે શંકા આવી એમ તેમને લાગેછે. આથી તેમને આવા પ્રસંગે ઘણો ગુસ્સો આવે છે. ઈંડિયન લોકની સાથે કડકપણાથી ચાલવાના અમને પ્રસંગ આવે છે; પરંતુ તેમની સ્ત્રીઓ તેઓ અમારા તરફ મોકલે તેમને અમે પાછી મોકલીએ તો તે સ્ત્રી પુરૂષને જેટલી રીસ ચઢે છે તેટલી બીજા કશાથી ચઢતી નથી."

એશિયા ખંડમાના કેટલાક લોકોની સમજૂતીઓ આથી પણ આઘે ગએલીઓ હોય છે. અર્ગન નામનો પ્રવાશી લખેછે કે:-

"ચુકચી લોકો તેમના દેશમાં જે મુસાફર જાય છે તેગની પાસે પોતાની બાઇડીઓ મોકલે છે, અને પોતાની છોકરી સાથે લગ્ન કરવા વિષે તેમને વિનતિ કરે છે; અને આ તેમની અરજ જો અમાન્ય કરાય તો તેમને વિલક્ષણ પ્રકારનો સંતાપ થાય છે.

આ સર્વ ઉદાહરણો ઉપરથી એ સ્પષ્ટ થાય છે કે, જે વાત આપણને અત્યંત નિંઘ લાગે છે તે વિષે તેમને લાજ લાગતી નથી એટલું જ નહિ, પરંતુ જે મનુષ્ય તે કરવાને નાકબુલ થાય તો તેમને તેના વિષે મનમાં ધિક્કાર ઉત્પન્ન થાય છે. કારણકે તે ન કરવું તે અયોગ્ય એમ તેમને લાગે છે.

હવે સ્ત્રી પુરૂષમાના સંબંધ વિષે કેટલાક મધ્યમ સ્થિતિના લોકોની અને સુધરેલા લોકોની સમજૂતીમાં બીજો પણ એક જુદા પ્રકારનો ફરક દેખાઈ આવે છે તે તપાસીએ. જુદી જુદી જાતના અથવા જુદી જુદી પાયરીના લોકોએ પરસ્પરમાં શરીર સંબંધ કરવો નહિ એવા પ્રકારનો વહિવટ અથવા નિયમ ઘણા પ્રાચીન કાળથી જણાય છે. એ નિયમ તોડનારને શિક્ષા પણ બહુ સખ્ત થતી હતી, અને જે ઠેકાણે એ નિયમનું હજી પણ મહત્વ છે તે ઠેકણે તે હજી પણ થાય છે. મહાભારતમાં દ્રૌપદી—સ્વયંવરના વર્ણનમાં જે વેળા દ્રૌપદીએ મહત્વાકાંક્ષી કર્ણનો ધિક્કાર કર્યો તે પ્રસંગે તેના મૂખમાં "હું તે નીચ કૂળથી* ઉત્પન્ન થયેલા પુરૂષને

* આદિ પર્વના ૧૩૭ મા અધ્યાયમાં નીચે લખેલોશ્લોકછે:-

द्दष्ट्वा तु तं द्रौपदी वाक्यमुच्चैर्जगाद नाहं वरयामि सूतम् ।
सामर्षहासं प्रसमीक्ष्य सूर्यं तत्याज कर्णः स्फुरितं धनु–

વરનાર નથી" એવા અર્થના શબ્દ મૂકેલા છે. જુદી જુદી જાતના લોકોમાં વિવાહ આદિ સંબંધના પ્રતિબંધ વિષે આપણા લોકોની હાલની કલ્પના આપણા મધ્યમ અવસ્થાના પૂર્વજોની કલ્પનાઓથી પણ પાછળ પડેલી છે. હાલમાં કોઈ બ્રાહ્મણે કોઈ ક્ષત્રી, વૈશ્ય અથવા શુદ્રની કન્યા સાથે વિવાહ કર્યો હોય તો, તેને જેટલો પજવવામાં આવે છે તેટલો પહેલાં પજવવામાં આવતો ન હતો. પહેલાં પણ આવા પ્રકારના વિવાહ ગૌણ જ મનાતા, પરંતુ તે કેવળ શાસ્ત્રવિરૂદ્ધ ગણાતા નહિ, અને આવા સંબંધથી થયેલી પ્રજાના દાય વિભાગ વગેરે ઠરાવવામાં આવતા. હાલમાં આવા પ્રકારના વિવાહ અત્યંત અનીતિકારક સમજવામાં આવે છે. યૂરોપમાં પણ આવા પ્રકારના પ્રતિબંધ હતા, અને તે તોડનારાને શિક્ષા પણ ભોગવવી પડતી. ફ્યૂડલ સિસ્ટિમની વખતે ફ્રાન્સદેશમાં જે સરદાર પોતાથી નીચી પદવીના કુટુંબની સ્ત્રી સાથે લગ્ન કરે તેનો અને તેના વંશજોનો પટા રમવાના ખેલમાં પ્રવેશ થતો નહિ; પણ પાંચ સૈકા પહેલાં આવા પ્રકારના સંબંધ વિષે જે તિરસ્કાર થતો હતો તે હાલ થતો નથી. કેટલીક વખત જો કે થોડીક નાપસંદગી બતાવવામાં આવે છે તોપણ બીજે કેટલેક પ્રસંગે આ સંબંધનાં વખાણ પણ કરવામાં આવે છે. ટેનીસનનું મીલર્સ ડોટર (દળનારાની છોકરી) કરીને એક કાવ્ય છે તે તથા બ્રાઉનિંગ બાઈની લેડી જરલ્ડાઈનનું વિવાહ વૃત કરીને એક કાદંબરી છે તે, એ પુસ્તકો ઘણાં લોકપ્રિય થયાં છે. આ પુસ્તકોમાં ઊંચ્ચનીચ માનેલા કૂળના મનુ-

---

**स्तत्** ॥ મૂળ શ્લોકમાં નીચ કૂળથી ઉત્પન્ન થયેલો સ્પષ્ટ લેખ નથી પણ ટીકામાં "નીચ કૂળ યોગાદમર્ષ:" એમ કહેલું છે.

બ્યોના વિવાહનાં જ વર્ણન છે. આવા પ્રકારના સંબંધ વિષે યૂરોપિયન લોકોમાં હાલ જે મનોવૃત્તિ ઉત્પન્ન થાય છે તે જો કે નીતિ વિષેની વાતને બદલે ઉત્પન્ન થનારી મનોવૃત્તિ જેવીજ હોય છે તોપણ તે નીતિ સંબંધી છે એમ ગણાતું નથી. કારણ આ સંબંધે કોઈ પણ પ્રકારની ધર્મ આજ્ઞા નથી, અને જે વાતને લોકો નીતિ સમજે છે તેમાં આ વાતનો સમાવેશ થતો નથી. કોઈ શ્રીમંત ને પ્રતિષ્ઠિત બ્રાહ્મણે કોઈ દરિદ્રી બ્રાહ્મણની દીકરી સાથે લગ્ન કર્યું હોય તો આપણા લોકોમાં તેના વિષે જે પ્રકારની તિરસ્કાર બુદ્ધિ પેદા થાય છે તેજ પ્રકારની ઉપર કહેલા સંબંધમાં યૂરોપિયન લોકોમાં થાય છે. આપણા લોકો પણ આવા પ્રકારની તિરસ્કાર બુદ્ધિનો સંબંધ નીતિ સાથે જોડશે નહિ. ખરેખરૂં જોતાં અનીતિ તરીકે સમજાતી વાત વિષેનો તિરસ્કાર અને આવા પ્રકારનો તિરસ્કાર એ બેના સ્વરૂપમાં ભેદ નથી.

હવે સ્ત્રી પુરૂષના શ્રમ વિભાગ સંબંધી કેટલાંક લોકના વિચાર જોઈએ. ઉત્તર અને દક્ષિણ અમેરિકા ખંડના ઇંન્ડિયન લોકમાં ફક્ત લડાઇનાં અને પારધી સંબંધીનાં કામ પુરૂષો કરે છે. બાકીનાં સર્વ પ્રકારનાં હલકાં અને મહેનતનાં કામ બાઇડીઓને કરવાં પડે છે. આ ચાલનો તેમના મન ઉપર વિલક્ષણ પ્રકારનો અંમલ બેઠેલો છે; અને તેનું થોડું પણ ઉલંઘન કરવું એ કેવળ નીચપણાનું ફૂલ ગણાય છે. પાટાગોનિયાના લોકો સંબંધી ફાકનર કહે છે કે:—

સ્ત્રીઓનાં કર્તવ્યો તેમણે જ કરવાં જોઇએ. એ વિષેના નિયમ એટલા સખત છે કે, કોઈ પણ પ્રસંગે ધણીઓથી તેમને મદદ કરવાની સોઇ થતી નથી; અને કેવળ જીવ જવાના પ્રસંગે કોઇ

મદદ કરે તો તેની ફજેતી થયા વગર રહેતી નથી. વળી આ ચાલ ત્યાંની બાઇડીઓ સુદ્ધાંતને પસંદ છે. નીચેનો ઉતારો ડકોટ લોકોના સંબંધનો છે:—

" વઢકારી બાઇડીઓ લડતાં લડતાં છેક હદ ઉપર આવે એટલે તે એકમેકને કેવળ કાળજાને કોરનારી જે ગાળો દેછે તે, આ સંબંધની હોય છે. આ દાખલો જુઓ:—' નિર્લજ, મેં તારા ધણીને ભડકો સળગાવવા વાસ્તે લાકડાં ઘરમાં લાવતાં જોયો છે. તારા ધણીને બાઇડી થવું પડ્યું તે વખત તું ક્યાં હતી?' "

આ બાબત વિષે આટલી બધી તિરસ્કાર બુદ્ધિ પેદા થવાને તેમના મનમાં ઘણી પ્રબળ મનોવૃત્તિ ઉત્પન્ન થવી જોઇએ તે ઉઘાડું છે. હવે બીજું ઉદાહરણ લેઇએ. જેના ભારથી બરડાની કરોડ ભાગી જાય એવાં ઘરનાં કામમાં લગાડવાના મજબુત પત્થરના ચીરા એસ્કિમો લોકનાં બૈરાં ઉચકી લેઈ જાય છે, અને મનમાં કોઈ પણ પ્રકારનો દયાનો વિકાર ઉત્પન્ન ન થતાં પુરૂષો તેની તરફ શાંત ચહેરાથી જુએ છે. આવા પ્રકારનાં વર્ત્તન જો સુધરેલા લોકોમાં પુરૂષોના હાથથી થાય તો તે ઘણું તિરસ્કાર ભરેલું ગણવામાં આવે છે. આ વાતના સંબંધે ધર્મની અથવા માની લીધેલી નીતિની કંઈ આજ્ઞા ન હોવાને લીધે સુધરેલા અને જંગલી લોકમાં એકજ પ્રકારના વર્ત્તન વિષે જે કેવળ વિરૂદ્ધ પ્રકારના મનોવિકાર ઉત્પન્ન થાય છે તે ફકત રૂઢી ભેદથી ઉત્પન્ન થાય છે એમ કહેવું જોઇએ.

નીતિ તરીકે માની લીધેલી વાત અને જેનો નીતિમાં સમાવેશ થતો નથી એવી વાત એ બેઉથી પેદા થયેલી મનોવૃત્તિ અને સમજૂતી એમાં સરખાપણું બતાવવાને માટે બીજાં પણ

કંઈક ઉદાહરણ લઈએ. હવે વધારે ટીકા કરવા ન બેસતાં ઉતારા માત્ર આપ્યા હોય તો બસ થશે.

"કાફર લોક પોતાના પાડોશી હૉટેનટાટ, બુશમેન વગેરે લોકોમાં સુંતા કરવાનો ચાલ નથી તેથી તેમનો તિરસ્કાર કરે છે; અને આ કારણને લીધે તે તેમની પાસે બેસતા નથી અને તેમની સાથે ખાધા વ્યવહાર પણ રાખતા નથી."

"એક સાયોરૂન જાતનો મનુષ્ય ખ્રિસ્તી થયો હતો તેને મરતી વખત ઘણું ખોટું લાગ્યું. કારણ ખ્રિસ્તી થયાથી પોતાના ઇષ્ટ મિત્ર પોતાના શરીરનો ખાવાના કામમાં ઉપયોગ કરવાના નથી અને તે જીવજંતુના ભક્ષમાં કામ આવશે એવું તેને પક્કુ માલુમ હતું."

"બાંબારો લોકોની ધોબણો તદ્દન નગ્ન હતી, તોપણ અમારા ટોળાના લોકો તેમની તરફ જોતાં છતાં પણ તેમણે લજવાયાનું કંઈ પણ ચિન્હ બતાવ્યું નહિ."

વાંકાવિરાંડો કરીને લોકો છે તેમના સંબંધે ટૉમસને એવી જ હકીકત લખેલી છે. તે કહે છે કે, આવું છતાં પણ તે સ્ત્રીઓ નમ્રતાવાળી અને નીતિમાન છે. "કપડાંનો નીતિ સાથે કંઇ પણ સંબંધ નથી. આ પ્રાંતના સર્વ લોકમાં તેઓ જ વધારે નીતિમાન છે; અને સત્ય રીતિએ ચાલનારા સસાંઇ લોકોની સાથે મુકાબલો કરીએ તો એ લોકો કેવળ નીતિનાં પૂતળાં છે એમ કહેવાને હરકત નથી."

પેઠેરીક નામનો મુસાફર હુસન્યે આરબ લોકો સંબંધી લખે છે કે:—"મને એવું માલુમ પડયું કે, વિવાહિત સ્ત્રીઓનાં મન ખેંચી લેવા સારૂ જો બીજા લોકો પ્રયત્ન કરે તો તે બદલ તે બાઈડીના ધણીને મોટું અભિમાન થાય છે. અઠવાડીઆમાં ત્રણ

ચાર દહાડા જ તેમના લગ્નનો સંબંધ હોય છે અને બાકીના દિવસ મોકળા હોય છે. બીજા પુરૂષોએ પોતાની સ્ત્રીઓ તરફ આવી રીતે લક્ષ આપવું એ તેમના મોહક સ્વરૂપનું લક્ષણ છે એમ તેમને લાગીને તેને માટે તેઓ ભૂષણ જ માને છે."

"ખોંડ લોકોમાં સ્ત્રીઓના પાતિવ્રતને બીલકુલ માન નથી. સ્ત્રી સાથે વ્યભિચાર કરવાથી પુરૂષને જો કે શિક્ષા થાયછે, તોપણ સ્ત્રીની આબરૂને જરાકે ધક્કો લાગતો નથી. પુરૂષના પત્નીવ્રત માટે માત્ર તેમનો મોટો કટાક્ષ હોયછે. પરણેલા પુરૂષ વ્યભિચાર કરે એ અત્યંત નિંદ્ય ગણાયછે; અને અનેક પ્રસંગે આવા અપરાધીઓને તેમના કેટલાએક સામાજિક હક છીનવી લેઇને શિક્ષા કરવામાં આવે છે."

આપણને ઘણી આશ્ચર્ય લાગવા જેવી સમજણનાં બે ઉદાહરણો છેવટ રાખી મૂકેલાં છે. પહેલું ઉદાહરણ ટાહિટી બેટના લોકનું. કુક સાહેબે તેમના વિષે માહિતી આપી છે. આપણા લોકોને જે આચરણ લજ્યાસ્પદ લાગેછે તેને બદલે તેમને કંઈ જ લાગતું નથી; પરંતુ જે વિષે આપણે કેવળ ઉદાસીન રહીએ છીએ તે વિષે તેમને વિલક્ષણ પ્રકારની લાજ લાગે છે. ઘણાં મનુષ્યોએ એકઠાં થઇને એક બીજાના દેખતાં જમવું એ તેમને અનીતિનું વર્ત્તન લાગે છે. તે લોકો કહેછે કેઃ—" દરેક મનુષ્યે એકાંતમાં જમવું એ જ યોગ્ય છે અને તે કારણથી અમે તે પ્રમાણે જમીએ છીએ."

બીજું ઉદાહરણ તેટલુંજ વિલક્ષણ છતાં તેના કરતાં પણ વધારે આશ્ચર્યકારક છે. મનુષ્યને જીવતાં દાટવાનો ચાલ વાંચનારમાંથી ઘણાએકોના જાણવામાં નહિ હોય. પાસિફિક મહાસાગરમાં ન્યુ હેબ્રિડીસ કરીને બેટનો સમૂહ છે તેમાં વ્હેટ નામનો એક

બેટ છે ત્યાંના લોકો કોઇ ઘરડા સરદારને અથવા રાજાને જો તેમના સગાસ્નેહીઓએ જીવતાં ડાટયો ન હોય તો તેના કૂળને મોટો ખટ્ટો લાગ્યો એમ તેઓ માને છે. આવા જ પ્રકારનો ચાલ ફિજી બેટમાં હતો અને તેના વિષે લોકોની ઘણી પૂજ્ય બુદ્ધિ હતી. એક માણસ પોતાની માને જીવતી ડાટવાના વિચારમાં હતો તેને કોઇ વટેમાર્ગુએ તું તેવું કરનાર છે કે કેમ એ પૂછ્યું તે વખત તે બોલ્યોઃ—"માના ઉપર મારો ઘણો પ્રેમ છે તેટલા માટે જ હું આ કામ કરવાનો. આ પવિત્ર કાર્ય કરવાનો મારા સિવાય બીજા કોઇને પણ અધિકાર નથી. તે મારી મા છે અને હું તેનો છોકરો છું તે માટે મારે હાથે જ એનો એનો અંત આવવો જોઇએ." આ લોકનું અસ્તિત્વ પૂરૂં થયું એટલે પરલોકના અસ્તિત્વનો પ્રારંભ થાય છે. એવી તે લોકોની સમજણ છે; તેથી વૃદ્ધાવસ્થા આવીને અહીંનું આયુષ્ય કષ્ટમય થતાં પહેલાં અહીંથી જ છૂટકો થાય તો પરલોકના સુખમય જીવનનો લાભ જલદીથી મળશે એમ તેમને લાગેછે.

જીવતાં દાટવા કરતાં જીવતાં બાળવું એ ઘણું ભયંકર છે, પરંતુ તેનો પણ અનુભવ પોણોસો વર્ષ પહેલાં આપણા લોકોને હતો; માટે આપણને ઉપરના ચાલ વિષે વધારે આશ્ચર્ય લાગવું ન જોઈએ; તથાપિ તે લાગ્યા વગર રહેતું નથી. કારણ પારકા લોકોની રીતભાતમાંની ચૂક મનુષ્યને જલદીથી ધ્યાનમાં આવે છે એ એક વાત, અને એ ચાલનું સ્વરૂપ થોડું પણ જુદું છે એ બીજી વાત. બાકી બંને ચાલમાં મળતાપણું પુષ્કળ છે. પોતાના ધણીના મડદા બરોબર પોતાને જીવતાં બાળી નાંખવાને તૈયાર થનાર સ્ત્રીને પોતાના અંગ ઉપર જેટલા વાળ હોય તેટલાં વર્ષ પતિની સાથે સ્વર્ગવાસ થશે એમ લાગતું; અને તેને જીવતી બાળનારા લોકોને પણ પોતે મોટું પુણ્યનું કામ કરીએ છીએ એમ લાગતું. તે જ

પ્રમાણે ફ્રિજિયન લોકમાં પોતાને જીવતાં ડટાવવાને તૈયાર થનાર લોકોને એટલો આનંદ થતો કે હવે આપણે આ લોકના કષ્ટમયજીવનથી મુક્ત થઇને સ્વર્ગના અલભ્ય સુખનો લાભ લેવાને જવાના; અને વડિલ માણસોને જીવતાં ડાટનારાં તેમનાં સગાંવહાલાં એમ માનતાં કે પોતાને હાથે વડિલોને મુક્તિ મળશે માટે કૃતાર્થ થયા.

સારાંશ એ કે, જગતમાં અનેક લોકોની નીતિ વિષેની સમજૂતીમાં ઘણું જ વૈચિત્ર્ય હોય છે. એક ઠેકાણાના લોકોને જે નીતિ લાગે છે તે વિષે બીજા ઠેકાણાના લોકોને કંઇ લાગતું નથી, અને ત્રીજા ઠેકાણાના લોકો તેને અનીતિ સમજે છે. જે આચરણ કેટલાક લોકોને ભયંકર પાપ જેવું લાગે છે, તે જ બીજા કેટલાએક લોકોને મોટું પુણ્ય છે એવું લાગે છે. જે આચરણ બદલ એક ઠેકાણાના લોકોને શિક્ષા થાય છે તે જ આચરણ બદલ બીજા ઠેકાણાના લોકોને બક્ષીસ મળે છે. જે વાત કરવા બદલ એક મંડળીમાના મનુષ્યોને આનંદ થાય છે તે જ વાત કરવા બદલ બીજી મંડળીમાના મનુષ્યોને તેમનું મન ખાય છે. હવે આ સર્વ વાતનો વિચાર કરીને શું નિષ્પન્ન થાય છે તે જોઇએ.

મનુષ્ય સમાજની ઉન્નત્તિ થતાં રૂઢીથી જ કાયદાની ઉત્ક્રાંતિ છે એમ જણાય છે. પ્રાથમિક સ્થિતિમાં સમાજનો વ્યવહાર જોયો હોય તો રૂઢી એ જ કાયદો એમ જણાય છે. "અમારા બાપદાદા એમ કરતા આવ્યા છે તેથી અમે તેમ કરીએ છીએ." એવા ઉદ્ગાર પોતાના આચરણનું સમર્થન કરવાને પ્રાથમિક સ્થિતિમાં લોકોના મોંમાંથી હમેશાં નીકળે છે. જે વખત સમાજના નિયમ કરવાને વાસ્તે ધર્મશાસ્ત્રની જરૂર લાગવા સૂધી મજલ આવી

પહોચે છે, તે વખતે રૂઢીના પાયા ઉપર જ ધર્મશાસ્ત્રની ઇમારત ઉભી થાય છે. સ્મૃતિ ગ્રંથમાં રૂઢીનો અને દંતકથાનો સંગ્રહ કરેલો હોય છે, અને પછી ઈશ્વરની આજ્ઞા તરીકે ધાલી દીધેલી કેટલીએક વાતો આવા ગ્રંથોમાં સામેલ થઇ જાય છે. સ્મૃતિ ગ્રંથમાં જે નિયમ આપેલા હોય છે, તે કોઇ ઇશ્વરી અવતાર માની-લીધેલા પુરૂપથી પ્રાપ્ત થયેલા છે; એ વગેરે વિધાનો જો કે કરેલાં હોય છે તોપણ તે નિયમોમાં ધણુંકરીને તે વખતની રૂઢીનું જ ભરણું હોય છે. બાયબલના જુના કરારમાંના લેવિહટિકસ ના-મના પુસ્તકમાં હીબ્રૂ લોકના ધર્મ આચાર વર્ણવેલા છે. આ પુસ્તકમાં એવા અનેક પ્રધાત મળી આવે છે કે જેમનો હાલ કોઈ ધર્મમાં કે નીતિમાં અંતરભાવ કરાતો નથી, તથાપિ તેમનું તે વખતે મહત્વ હતું. શાસ્ત્રોની પણ પ્રાણી અથવા વનસ્પતિના શરીર પ્રમાણે જ કંઇ કાળ સૂધી વૃદ્ધિ થતી જાય છે અને પછી પ્રસંગો-પાત પાછો એ વ્યવહાર બંધ પડે છે. એટલે આરંભમાં જેમ જેમ રૂઢી બદલાતી જાય છે તેમ તેમ શાસ્ત્ર નિયમમાં પણ ફેર-ફાર થઇને નવો શાસ્ત્ર ગ્રંથ નિર્માણ થાય છે, અને તેનો લોકો ઉપર અમલ ચાલે છે; પરંતુ પછીથી શાસ્ત્ર ગ્રંથનો વિસ્તાર બંધ થઇ જઇને તેમને પ્રાપ્ત થયેલું સ્વરૂપ તેવું જ કાયમ રહે છે. ત્યાર-પછી અસ્તિત્વમાં આવેલી રૂઢીઓ શાસ્ત્રમાં ન પેસતાં રૂઢી રૂપે જ કાયમ રહે છે. રૂઢીઓ ધણા પ્રાચીન પૂર્વજો પાસેથી ચાલતી આવેલી હોવાને લીધે તેમનો ધર્મશાસ્ત્રમાં અથવા કાયદામાં સમા-વેશ થયેલો હો, કે અર્વાચીન કાળની હોવાથી રૂઢી રૂપે કાયમ રહેલી હો, પરંતુ તેના શુદ્ધ સ્વરૂપનું મુખ્ય તત્વ કહીએ તો એકે મરી ગયેલા લોકોનો જીવતા લોકો ઉપર અમલ.

પાછલા પ્રકરણમાં કહેલાં કારણોથી પૂર્વજો વિષે મનુષ્યના મનમાં પૂજ્ય બુદ્ધિ અને ભય એ મનોવિકાર હોય છે. તેથી પૂર્વજો તરફની ચાલતી આવેલી રૂઢીના સંબંધે મનુષ્યના મનમાં કર્ત્તવ્ય બુદ્ધિ ઉત્પન્ન થાયછે, અને ધર્મશાસ્ત્ર અને કાયદાની ઉત્પત્તિ રૂઢીમાં જ હોવાને લીધે તેમાં વિશેષપણે તેવી જ બુદ્ધિ ઉત્પન્ન થાયછે. ઘણા પ્રાચીન કાળથી ચાલી આવેલી અથવા કોઇ ઈશ્વરી અવતાર કરીને માનીલીધેલા રાજાએ અથવા સાધુએ પોતાના અધિકારથી ઘાલી દીધેલા રૂઢીના નિયમ પાળવા જ જોઇએ. એવી મનુષ્યની સમજણુ જેમ જેમ દૃઢ થતી જાય છે, તેમ તેમ સામાન્ય રીતે કોઈપણુ પ્રકારનો કાયદો કોઇપણ કારણે એકવાર હયાતીમાં આવ્યો એટલે તેના નિયમો વિષે પણ તેવી જ સમજૂત થાય છે. એમ થતાં થતાં નવો કાયદો કયો ને જુનો કયો એ તફાવત નહિ જેવો થઈને કાયદો કહ્યો એટલે તે પાળવો જ જોઇએ, અને તે પાળવો એ જ યોગ્ય વર્તણુક છે ને ન પાળવો એ અયોગ્ય વર્ત્તન છે એવી સાધારણ રીતે લોકોની સમજણ થઇ જાય છે; અને જે વેળાએ તે કાળનો રાજા ઈશ્વરનો અવતાર છે એવી લોકની સમજણ હોય છે, તે વેળાએ તો ઘણી ઝડપથી લોકોની તેવી સમજણ થઈ જાય છે; તથા એકવાર કોઇપણ પ્રકારની સમજણ દૃઢ થઈ ગઈ એટલે તેનો અમલ મનુષ્યના મન પર લાંબા વખત સૂધી રહે છે. નીચેનો ઉતારો પેરુવ્હિયન લોકોના સંબંધનો છે.

"પેરુવ્હિયન લોકોમાં દેહાંત શિક્ષા એ કેવળ સાધારણ વાત હતી. કારણ કે તેઓ કહેતા કે અપરાધીને જે શિક્ષા કરવાની તે, તેના અપરાધને બદલે નહિ પણ દેવો પ્રમાણે માનેલા જે 'યાંકા' તેની આજ્ઞા તોડવાને બદલે છે."

આ કલ્પનાને પ્રાચીનકાળની ને હાલની ધર્મ વિષયની કલ્પ-

નાની સાથે પુષ્કળ મળતાપણું છે. આવાજ પ્રકારની કલ્પનાઓ કાયદાના સંબંધની પણ ઉત્પન્ન થાય છે. જેને માટે નીતિશાસ્ત્રોનું નિશ્ચય મત નથી એવી બાબતમાં જો કે કાયદાથી ઉત્પન્ન થનારી આવશ્યકતા અને નીતિથી ઉત્પન્ન થનારી આવશ્યતા આ બેમાં સાધારણપણે ભેદ માનવામાં આવે છે; તોપણ કાયદા પ્રમાણે વર્ત્તન કરવું એ વાતનો નીતિ સાથે સંબંધ જોડવાનું ઘણા લોકોના મનનું વલણ હોય છે. આ વાત મનુષ્યો જો કે પોતાને મોઢેથી કબુલ ન કરે તોપણ તેમના મોંમાંથી વારંવાર જે ઉદ્ગાર નીકળેલા હોય છે તે ઉપરથી સ્પષ્ટ થાય છે. કાયદા પાળવા એ યોગ્ય છે અને તેને તોડવા એ અયોગ્ય છે એમ મનાયલું છે. કાયદાને અનુસરીને વર્ત્તન કર્યું હોય તો તે લોકોને પસંદ પડેછે અને તેની વિરૂદ્ધ ચાલે તો તે પસંદ પડતું નથી. જાણે કે જે વર્ત્તન કાયદાથી અવશ્યનું થયું તે નીતિની નજરથી પણ અવશ્યનું જ હોય છે. જેને નીતિની નજરથી બીલકુલ મહત્વ આપી શકાય નહિ એવો એકાદો કાયદો તોડવા બાબત જો કોઈ માણસે ઉપર આરોપ મેળવામાં આવ્યો હોય તો તેને માજીસ્ત્રેટ આગળ લાવ્યાથી તેના મનની સ્થિતિ કેવી થાય ? ન્યાયાધિશને તો પોતાનું વર્ત્તન અયોગ્ય લાગશે જ પણ પાસેના જોનાર સુદ્ધાંતને પણ તે વર્ત્તન અનીતિનું લાગશે; અને તે વિષે તેમને તિરસ્કાર આવ્યો હશે એવો વિચાર તેમના મનમાં ઘોળાયા કરે છે; અને જોનારાની પણ ખરેખર તેવીજ સ્થિતિ થાય છે. મનુષ્ય ગણતરી કરતી વખત કુટુંબના મુખ્ય મનુષ્યે ઘરનાં તમામ માણસોની માહિતીનું પત્રક ભરી આપવું જોઇએ એવો કાયદો હોય છે અને એમ કરવાને કોઇ નાકબુલ થાય તો તેના ઉપર કામ ચલાવવાનો સરકારી અમલદારને અધિકાર હોય છે; અથવા કોઈ જણસ ઉત્પન્ન કરવા સારૂ કે વેચવા સારૂ

સરકારની પરવાનગી લાવવી પડે છે. તેવી પરવાનગી ન લેતાં કોઈ મનુષ્ય તે વસ્તુ ઉત્પન્ન કરે અથવા વેચે તો તેના ઉપર કામ ચલાવવામાં આવે છે. આ બાબતનો નીતિ સાથે લગાર પણ સંબંધ નથી તોપણ નીતિની સાથે સંબંધ હોનારી બાબતોમાં અપરાધ થયો હોય ત્યારે અપરાધી બદ્દલ લોકોની જે પ્રકારની સમજણ હોય છે તેજ પ્રકારની સમજ આવા કાયદા પ્રમાણે અપરાધ કરનારા વિષે પણ હોય છે. કઠોર વાદ્ય વગાડી પાડોશીને ત્રાસ આપવો, અથવા ગમે તે ઠેકાણે ગંદકી કરી રોગકારક દુર્ગંધી ચારે તરફ પ્રસરાવવી, એ નીતિની નજરથી અપરાધ ગણાય છે. એ અપરાધ કરનારા મનુષ્ય અને ઉપર કહેલા અપરાધ કરનારા મનુષ્ય એ બેઉ વિષે પણ લોકોના મનચાં સરખીજ તિરસ્કાર બુદ્ધિ પેદા થાયછે. એ ઉપરથી એ વાત સિદ્ધ થાય છે. પહેલી કાયદા વિષે અને નીતિ વિષે લોકોની સમજણ સરખા જ પ્રકારની હોય છે અને તેમાં તેમનાથી ભેદ કરી શકાતો નથી. બીજી, જે ઠેકાણે કાયદો અને નીતિ એમાં વિરોધ આવે છે, તે ઠેકાણે કાયદાની સરસાઇ થાય છે. ઉપર જે પરવાનો લેવા વિષે ઉદાહરણ આપેલું છે તે ઉપરથી આ વાત સારીરીતે સ્પષ્ટ થશે. પરવાના વગર પદાર્થ ઉત્પન્ન કરવા ને વેચવા એ આચરણ નીતિની નજરથી યોગ્ય ઠરશે અને તેમ કરવાની મનાઈ કરવી એ નીતિની નજરથી અયોગ્ય ઠરશે. કારણ તેવું કરવું એ મનુષ્યના સ્વાભાવિક હકની આડે આવવા જેવું બને છે. આવી વખતે નીતિની જગાએ કાયદો આવે અને કાયદો એજ નીતિ એમ લોકોને દેખાવા લાગે છે; કદાપિ તેમાં ભેદ કાયમ રહ્યો તો કાયદાને અનુકુળ એવું વર્ત્તન કરવા વિષેના મનોવિકાર નીતિને અનુકુળ એવું વર્ત્તન કરવા વિષેના મનોવિકાર કરતાં પ્રબળ થાય છે, અને પહેલા પ્રકારનું વર્ત્તન યોગ્ય ને

બીજા પ્રકારનું અયોગ્ય એવો લોકોના મનનો નિશ્ચય થાય છે.

કોઈપણ કારણથી એકાદિ વ્યક્તિને અથવા વ્યક્તિ સમુદાયને અધિકાર મળ્યો એટલે તેનો અમલ લોકો ઉપર કેવો ચાલે છે એ સહકાર્યકારી મંડળોની વ્યવસ્થા વિષેનો કાયદો જોવાથી જણાઈ આવશે. કોઈ વિશેષ કામ સારૂ સ્થાપન કરેલી એકાદિ મંડળીના વ્યવસ્થાપકોને જો મંડળીનો ઉદ્દેશ વિસ્તાર કરીને, પ્રથમ જે વાતનો તેમાં સમાવેશ થતો ન હતો તેમનો સમાવેશ કરવો એવું લાગે, અથવા જેમનો પ્રથમના ઉદ્દેશ સાથે સંબંધ નથી એવાં કેવળ નવાં કામ હાથમાં લેવાં એમ લાગે તો, તેમને તે કામ કરવાની સવડ હોય છે. એટલે કાગળનું કારખાનું ઉભુ કરવા માટે જો મંડળી સ્થાપન થઈ હોય તો તે કાપડનું કિંવા વખતે લોખંડનું કારખાનું ઉભુ કરી સકશે. એમ કરવું હોયતો વ્યવસ્થાપકોએ એ વાત ભાગીદારોની સભા આગળ મૂકીને તેમાં ¾ ભાગીદારોના મત મેળવે એટલે થયું. પહેલું તો માત્ર બહુ ગતથી જ કામ થતું હતું પણ હવે ¾ મતની જરૂર પડે છે. આવી રીતે થયેલો ઠરાવ બાકીના લોકોને મુગે મોઢે કબુલ કરવો પડે છે અને તેનું પરિણામ ભોગવવું પડેછે. ખરૂં જોઇએ તો જે વખતે મંડળી નોધાઈ હોય તે વખત જે કામ સ્પષ્ટ દાખલ કરેલાં હોય તેનાથી જુદા પ્રકારનાં કામ તે મંડળીથી કરાય નહિ, પણ તેં કરવામાં આવે છે, અને ઉલટું આવા જુલમ બદલ બકબક કરનારા જ મૂર્ખ ઠરેછે. "તમે વિના કારણ લોકોના કામમાં અડચણ નાંખવા માગો છો." એવું તેમને દુષણ દેવામાં આવે છે. અયોગ્ય રીતે પ્રાપ્ત થયેલા મંડળીના અધિકાર વિરૂદ્ધ તકરાર કરવી એટલે નીતિ નિયમથી ઉલટું બકબક કરવા જેટલું માનવામાં આવે છે. આ ઠેકાણે પણ કાયદો અને નીતિ એમની વચ્ચે વિરોધ આવે છે, અને પહેલાંના એક

ઉદાહરણમાં કહ્યા પ્રમાણે નીતિ ઉપર કાયદાનું શ્રેષ્ટત્વ સ્થાપિત થાય છે. ઘણા લોકો હોય તેથી શું થયું ? પણ તેમણે થોડા લોકો ઉપર તેમની મરજી વિરૂદ્ધ એકાદી વાત નાંખવી એ ન્યાય નથી. અનેક લોકો વચ્ચે જો કંઇ કરાર થયો હોય તો તે પૈકી ઘણા લોકોના મતમાં આવે તોપણ તે તોડવાનો અધિકાર તેમને નીતિની દૃષ્ટિએ જોતાં પ્રાપ્ત થતો નથી; તથાપિ ન્યાયથી અથવા અન્યાયથી મળેલા અધિકારનું લોક મત ઉપર એટલું પરિણામ થાયછે કે, અધિકારના બળ ઉપર કરેલાં અનીતિનાં આચરણ યોગ્ય માનવામાં આવે છે અને તે અનીતિના આચરણની વિરૂદ્ધ બોલનારા લોકોનું વર્ત્તન અયોગ્ય ઠરેછે.

આવી સ્થિતિમાં નીતિ વિષયની કલ્પના અને સમજૂતી એમની વ્યાખ્યા પણ શીરીતે થઇ શકે ? બંધ બેસતી રીતે ઉપરની સર્વ વાતની વ્યવસ્થા કરવી ઘણી કઠણ છે. પ્રથમ તો આટલીવાર સૂધી જે વિવેચન કરવામાં આવ્યું તેનો સારાંશ લક્ષમાં લઇએ.

ઘણા પ્રાચીન કાળથી હાલના વખત સૂધી ઘણા લોકોના મનમાં યોગ્ય ને અયોગ્ય વર્ત્તન અથવા નીતિ ને અનીતિ આ કલ્પનાનો સંબંધ ઇશ્વર સાથે જોડેલો જણાય છે. મનુષ્યના વર્ત્તન માટે ઇશ્વરે કંઇક નિયમ કરી આપ્યા છે અને તે તેણે કોઇપણ સાધનથી મનુષ્યને જણાવેલા છે એમ તેમને લાગે છે. એ નિયમો પ્રમાણે ચાલવું તે સદ્વર્તન અને તેથી ઉલટું ચાલવું તે દુર્વતન. કોઇ પણ આચરણને સારૂં અથવા નઠારૂં કહેવું તે તેના અંતઃસ્વરૂપ ઉપરથી એટલે પરિણામનો વિચાર કરીને ન કહેતાં તેના બાહ્ય સ્વરૂપ ઉપરથી એટલે તે વિષે લોકોની જે સમજૂતી થયેલી હોય તેને ધોરણે કહેવાનું. આવી મંડળીની નજરમાં આજ્ઞા ધારકપણું એજ માત્ર સદ્ગુણ હોયછે. કેટલેક પ્રસંગે બીજાના શરીરને ઇજા

કરનારી અથવા તેનો પ્રાણ લેનારી વર્તણુક નિંધ અને બીજાના હિતની હોય તે સ્તુત્ય માનવામાં આવે છે, અને બીજે કોઇ પ્રસંગે તેથી કેવળ ઉલટી સ્થિતિ હોય છે. પહેલા પ્રકારને મિત્રભાવાત્મક નીતિ અને બીજાનેશત્રુ ભાવાત્મક નીતિ એવાં નામો પાછળ આપેલાં જ છે. જે આચરણનો છેડો પોતાના અથવા બીજાના સુખનો હોય તે સારાં અને દુઃખનો હોય તે નરતાં, એવું કેટલાકનું કહેવું છે; પરંતુ બીજા કેટલા એકને આ કસોટી પસંદ નથી. સુખ એજ જેનો છેડો છે એવાં વર્ત્તન આ લોકોને નિંધ લાગે છે. તેમના મત પ્રમાણે સારૂં નરતું ઓળખવાની શક્તિ પ્રત્યેક મનુષ્યને અંગે હોયછે જ. આ શક્તિથી એટલે સદસદ્વિચાર શક્તિથી સારૂં નરતું પારખી કહાડવું જોઇએ. આ લોકોની નજરમાં અંતઃકરણને જે વાત સારી કહે તે સારી, અને નરતી કહે તે નરતી એ સિવાય નીતિ નામે બીજું કંઈ નથી; પરંતુ સુખ મળે એવી ક્રિયા સારી અને દુઃખ પેદા કરે એવી ક્રિયા નરતી એવું જેમનું કહેવું છે, તેમને અંતઃકરણ ઉપર ભાર મૂકવો પસંદ નથી. સારા નરતા વિષે લોકોની સમજ ગમે એવી હો, પરંતુ વર્ત્તનનું સારા નરતાપણું ઠરાવવું તે તેમના પરિણામ તરફ લક્ષ દેઇને ઠરાવવું જોઇએ એવું આ મંડળીનું કહેવું છે. મનુષ્યની પ્રાથમિક સ્થિતિમાં અને સુધારાણાની કંઇક પાયરી ચઢયા પછી પણ રૂઢીના માર્ગથી જ દરેકે ચાલવું જ જોઇએ એવી સવત્ર સમજણ જણાઈ આવે છે. પછી તે રૂઢી માર્ગ કોઇપણ પ્રકારનો ગમે તેવો હો. આગળ જતાં રૂઢીનો કાયદામાં અંતરભાવ થવા લાગ્યો એટલે કાયદા પ્રમાણે જ ચાલવું એ દરેકનું કર્ત્તવ્ય મનાતું ગયું પછી તે કાયદા તેના અંતઃસ્વરૂપ ઉપરથી જોતાં તે સારા હો કે નરતા હો.

આ ઉપરથી એવું દેખાય છે કે સારૂં નરતું, યોગ્યા યોગ્ય,

કર્ત્તવ્ય અકર્ત્તવ્ય એ વિષે લોકોની કલ્પનાઓ ઘણી વ્યાપક છે અને તે કલ્પનાના કંઇક અમૂક ભાગનો જ લોકો નીતિમાં અંતરભાવ કરે છે. જુદે જુદે ઠેકાણે અને જુદે જુદે પ્રસંગે એકજ પ્રકારની કલ્પના ને મનોવિકાર એક બીજાથી કેવળ વિરૂદ્ધ એવી ક્રિયાઓથી ઉત્પન્ન થાય છે; તેજ પ્રમાણે નીતિ તરીકે મનાએલી વાતો અને જેનો નીતિ સાથે કંઇપણ સંબંધ નથી એવી વાતો એ બે વિષે પણ એક જ પ્રકારની કલ્પના અને મનોવિકાર દેખાઈ આવે છે; માટે આપણે જો આ વિષયનો શાસ્ત્રીય રીતે વિચાર કરવો હોય તો લોક શાને નીતિ કહે છે એ વાત તરફ દુર્લક્ષ કરીને જેને લોકો નીતિ તરીકે કહે છે તેનું ખરેખરૂં સ્વરૂપ શું છે એનું વિવેચન કરવું જોઇએ. એકવાર નીતિનું સ્વરૂપ સમજાયું એટલે અનેક કારણોથી થનારી લોકોની સમજૂતી એક બાજુએ રાખી તે સ્વરૂપ ઉપરથીજ નીતિ ઓળખવાનું ઠીક પડે છે.

નીતિ તરીકે મનાતી કલ્પના અને સમજૂતી એ બેમાં એક સાધારણ ધર્મ માલુમ પડે છે. તે એકે, કોઇપણ નિયામક વક્તિ, વ્યક્તિ સમુદાય અથવા તત્વ એમનો તેમને આધાર જોઇએ. આ આધારનું સ્વરૂપ જો કે, નિશ્ચિત નથી તોપણ કોઇએ આધાર વગર મનુષ્યના વિચારોને જોર મળતું નથી. અધિકારી પુરૂષ, સંસ્થા અથવા તત્વ એમની આપણને આજ્ઞા છે એવો મનુષ્યના મનમાં જાણતાં અથવા અજાણતાં વિશ્વાસ બેસે છે. કેટલેક પ્રસંગે ઇશ્વરનો અંશ માની લીધેલા રાજાની અથવા પ્રત્યક્ષ ઈશ્વરની આપણને આજ્ઞા છે એવી લોક સમજૂતી હોય છે. બીજે પ્રસંગે અમુક પ્રકારનું વર્ત્તન કરવા વિષે પૂર્વજોએ આપણને આજ્ઞા કરી છે અથવા આપણે માટે પૂર્વજોએ રૂઢીનો રસ્તો શરૂ કરેલો છે એવું તેમને લાગે છે. કોઈ કોઇવાર રાજ્યકર્ત્તાના અથવા સેનાના નાયકના હુકમની સાથે

સંબંધ હોય છે. કોઈ કોઈ વાર લોક મતની આજ્ઞા હોય છે. કોઇક પ્રસંગે ઉપયોગીતાના તત્વનો અનુમત હોય છે અને બીજે પ્રસંગે સદસદ્વિચાર બુદ્ધિની આજ્ઞા હોય છે. સારાંશ કોઇ પણ રૂપે અધિકારનું પીઠ બળ જોઇએ.

અધિકારની કલ્પનાની સાથે જ સામર્થ્યની કલ્પના પણ થોડા ઘણા પ્રમાણમાં મનુષ્યના મનમાં જાગૃત હોયછે. એકવાર અધિકાર કબુલ કર્યો એટલે અધિકૃત્ય વ્યક્તિની અથવા તત્વની આજ્ઞા પાળવાની જવાબદારી ઉત્પન્ન થાય છે, તથાપિ તે આજ્ઞાઓ પાળી ન હોય તો શિક્ષા કરવાનું સામર્થ્ય અધિકૃત્ય વ્યક્તિને અથવા તત્વને અંગે છે એવી મનુષ્યની ખાત્રી થયા વગર તે કૃતિ કરવાને પ્રવૃત થતો નથી, ઈશ્વરની અથવા ઈશ્વરનો અંશ માની લીધેલા રાજાની આજ્ઞા પાળીએ નહિ તો ઇશ્વરનો આપણા ઉપર કોપ થશે એમ મનુષ્યને ભય હોયછે. સરકારનો કાયદો પાળીએ નહિ તો દંડની અથવા કેદની શિક્ષા ભોગવવી પડશે એવો ભય હોય છે. બાપદાદાથી ચાલતી આવેલી રૂઢીઓની વિરૂદ્ધ ચાલીએ તો લોકના તરફથી આપણા ઉપર ત્રાસ થશે એવો ધાક હોયછે અને સદસદ્વિચાર બુદ્ધિના ઉપદેશની વિરૂદ્ધ ચાલીએ તો આપણું જ મન આપણને ટોચી ટોચીને ખાશે એવી બીક હોય છે. સારાંશ મનુષ્યના મનમાં કર્ત્તવ્ય બુદ્ધિ જો કે જાગૃત હોય તોપણ તે કર્ત્તવ્ય પોતાના હાથથી ન થાય તો પોતાને શિક્ષા કરનારી એક શકિત છે એ વિચાર તેના મનમાં આવ્યા વગર તે આચરણ કરવાને પ્રવૃત થતો નથી.

નીતિ વિષેની કલ્પના ને સમજૂતીનું બીજું એક તત્વ અથવા બધામાં મોટું તત્વ કહીએ તો જન મંડળનું મત થાય છે. લોકાપવાદ જેટલો મનુષ્યને બીજા કશાનો પણ ભય લાગતો નથી. મનુષ્યના મનમાં કોઈ પણ વાત કરવાની આવી એટલે પ્રથમ જ

લોકો પોતાને શું કહેશે એ પ્રશ્ન મોં આગાડી ખડો થાય છે; અને એ પ્રશ્નનો ઉત્તર ગળશે તે પ્રમાણે તે વાત કરવાને તે તૈયાર થાય છે અથવા તે વાતને છોડી દેછે. પોતાને માટે લોકો શું કહેશે એ વિચાર કરવાની ટેવ નાનપણથી મનુષ્યને કેવી રીતે પડે છે તે નાનાં છોકરાંની વર્તણુક જોવાથી લક્ષમાં આવશે. કોઇ છોકરાની ઉપર કંઈ અપરાધ કરવાનું આળ આવે તો તેનું મોં એકદમ ઉતરી જાયછે. માબાપ ને સગાં સ્નેહી પોતાને ઠપકો દેશે એ વિચાર તેને ઘણો દુઃખદાયક થાય છે. ખરેખરો અપરાધ પોતાને હાથે થવાથી ઉત્પન્ન થનારા લોકાપવાદને લીધે જે મનો વિકાર થાય છે તેના કરતાં ઉપરને પ્રસંગે થનારા મનો વિકાર જુદા નથી હોતા. કારણ પોતે અપરાધ કર્યો ન હોય તોપણ લોકોની નજરમાં પોતે અપરાધી જ ઠરીશું એવું તેગને લાગે છે. આવે પ્રસંગે મોટા માણસની પણ તેવી જ સ્થિતિ થાય છે. ખરેખર અપરાધી ન છતાં જો કોઇ મનુષ્ય ઉપર અપરાધ શાબીત થાય ને તેને તે બદલ શિક્ષા થાય તો, લોકો પોતાને ખરેખર જ અપરાધી સમજતા હશે એ વિચાર તેને ઘણો ત્રાસ આપે છે અને ફરીથી લોકોમાં પોતાનું મોં બતાવવાની તેને લાજ લાગે છે. ઘણાં મનુષ્યોને ઈશ્વરના ભય કરતાં લોકાપવાદનો ભય વધારે લાગે છે. કોઈ મનુષ્ય એવા પ્રસંગમાં આવી પડેછે કે પોતે પ્રત્યક્ષ પાપાચરણ કર્યા છતાં તે છુપાવવાનો સંભવ હોય, અને તેવું કૃત્ય ન કર્યા છતાં તે કર્યા બદલ આરોપ આવવાનો સંભવ હોય તો ઘણું કરીને તે બીજે માર્ગે જઇને પોતે લોકાપવાદને પાત્ર ન થતાં પહેલો જ માર્ગ સ્વિકારશે. અંતઃસ્વરૂપ ઉપરથી જોતાં જે વાતો નિંદ્ય ઠરેછે. તેના સંબંધથી જ લોકાપવાદનું એટલું બધું મહત્વ છે એટલું જ નહિ પરંતુ, અંતઃસ્વરૂપની દૃષ્ટિએ જે બાબતોમાં બીલકુલ ખોટાપણું

નથી. અથવા ઉલટું સારાપણું છે તેમના સંબંધમાં પણ જો લોકમત વિરૂદ્ધ હોય તો તે કરવાને મનુષ્યની હિમ્મત ચાલતી નથી, અને વખતે તેને હાથે એવી બાબત બને અગર બનવાનો આરોપ આવે તો, તેને મરણ કરતાં પણ વધારે દુઃખ થાય છે. પ્રત્યેક સમાજમાં કેટલીક સામાજીક રૂઢીઓ એવી હોય છે કે, તેની વિરૂદ્ધ ચાલવામાં વિચાર દૃષ્ટિએ કાંઇપણ ખોટું નથી, તથાપિ તેવી રીતે ચાલવાથી લાગનારી લાજ અને એકાદિ ખરેખરી નઠારી વાત કરવાથી લાગનારી લાજ એમાં લગાર પણ ફેર નથી. સેંકડે નેવું લોકોને રૂઢી વિરૂદ્ધ વર્ત્તન કરવાથી પેદા થયેલા લોકાપવાદનું ભય ખરેખરી નઠારી વાત કર્યાથી ઉત્પન્ન થવાના લોકાપવાદના ભય કરતાં વધારે લાગે છે.

ઉપરના વિવેચન ઉપરથી એવું લક્ષમાં આવશે કે, અધિકાર, સામર્થ્ય અને લોકાપવાદના ભયનાં જુદાં જુદાં પ્રમાણથી મિશ્રણ થઇને ઉત્પન્ન થવાથી કલ્પના અને કર્ત્તવ્ય બુદ્ધિ એમનો નીતિમાં અંતરભાવ કરવો જોઇએ; પછી તેમનો સંબંધ ગમે તે પ્રકારના વર્ત્તન સાથે હો. એક બીજાની વિરૂદ્ધ હોનારા વર્ત્તનમાર્ગ હોય તો પણ તેમને માટે બે ઠેકાણાના લોકોમાં જો કેવળ સરખી કલ્પના હોય અને તે વર્ત્તન તરફ પ્રવૃત્તિ કરનાર મનોવિકાર પણ જો કેવળ સરખા હોય તો પછી આચરણ માર્ગ ભિન્ન છતાં બંને ઠેકાણાના લોકોની માનસિક સ્થિતિ કેવળ સરખી હોય છે, એમ કહેવું જોઇએ. દ્રષ્ટાંતથી આ વાત વધારે સ્પષ્ટ થશે. પોતાને ઇશ્વર પ્રાપ્તિ થાય એવા હેતુથી જો એકાદા હિંદુએ દેવળ બાંધીને તેમાં મૂર્તિની સ્થાપના કરી, અને પારકા ધર્મિઓની મૂર્તિને ખોદી નાંખીને તેમના દેવળનો નાશ કર્યો હોય તો ઇશ્વરની પ્રાપ્તિ થાય છે એવી પૂર્ણ સમજૂતીથી જો કોઇ મુસલમાને તે મૂર્તિ ફોડી દેવ-

ળનો નાશ કર્યો તો પરસ્પર વર્ત્તન માર્ગ વિરૂદ્ધ થયો ખરો તથાપિ બંનેની મનોવૃતિ કેવળ એક સરખી છે. અધિકાર, સામર્થ્ય અને લોકાપવાદ એમના મિશ્રપણાથી ઉત્પન્ન થનારી કલ્પના, મનોવૃત્તિ અને સમજણ એમને નીતિ ન કહેતાં પ્રવર્ત્તક નીતિ કહી હોય તો ઠીક પડે. કારણ નીતિનું શુદ્ધ સ્વરૂપ કેવળ જુદું છે અને તેનો વિચાર થોડીવારમાં સંક્ષેપથી કરવાનો છે. અહીં સૂધી જે કલ્પના, મનોવૃત્તિ અને સમજૂતી એમનો વિચાર કરેલો છે તે, મનુષ્યને આચરવાને પ્રવૃત કરે છે; માટે તેને 'પ્રવર્તક નીતિ' એ નામ આપવું સારૂ છે. લોકોની સમજૂતી પ્રમાણે જે નીતિ ગણાય તેને આપણે રૂઢી નીતિ એવું નામ આપીએ. પ્રવૃતક નીતિમાં રૂઢી નીતિનો સમાવેશ થાય છે જ. રૂઢી નીતિ બહાર જે પ્રવૃત્તક નીતિનો ભાગ રહેછે તેમાં અને રૂઢી નીતિમાં ફરક એટલો જ કે, રૂઢી નીતિમાં અંતરભાવ થનારી વાતોના સંબંધે લોકો ' નીતિ ' એ શબ્દનો ઉપયોગ કરે છે. અને પ્રવર્ત્તક નીતિના બાકી રહેલા ભાગમાંની વાતના સંબંધે તે કરતા નથી.

હવે શુદ્ધ નીતિના સંબંધમાં થોડોક વિચાર કરીએ. પ્રવર્ત્તક નીતિ સંબંધી વિચાર કરતાં એક વાત લક્ષમાં આવી હશે કે, તેમાં વર્ત્તનના મુખ્ય અંગનો એટલે અંતઃસ્વરૂપનો વિચાર નથતાં કેવળ બાહ્ય અંગનો જ વિચાર થઇને તેનું સારા નરતાપણું ઠરે છે. એટલે અધિકારી પુરૂષની તે સંબંધી આજ્ઞા શી છે, આજ્ઞા પ્રમાણે ન ચાલ્યાથી શિક્ષા કરવાનું સામર્થ્ય તેનામાં છે કે નહિ, અને લોકોનો તે સંબંધમાં શો મત છે; એ જોઇને વર્ત્તનની યોગ્યતા ઠરાવવી, પછી તે વર્ત્તન ધાર્મિક હો, સામાજીક હો, અથવા રાજકીય હો. મનુષ્યના મનનો નીતિનો સ્વાભાવિક અંકુર કહીએ તો સદસદ્વિવેક છે. આ વિવેકની નજરથી જ્યારે આપણે કોઇપણ

આચરણની પરીક્ષા કરીએ છીએ ત્યારે તેને લોકો સારૂં કહેશે કે નઠારૂં કહેશે, તે આચરણથી તેના કર્ત્તાને શિક્ષા થશે કે બક્ષીસ મળશે ઇત્યાદિ તેના બાહ્ય અંગ તરફ જોવા બેસતા નથી, પણ તેના અંતરના સ્વરૂપ ઉપરથી તેની કીંમત ઠરે છે. એટલે તે આચરણનું પ્રત્યક્ષ પરિણામ શું થશે તે જોઇને તેના સારા નરતાનો નિશ્ચય કરેછે. એ પ્રત્યક્ષ પરિણામનું જ્ઞાન કેટલા એકોને તેમની વિચાર શક્તિથી કેટલેક દરજ્જે થાય છે; પણ ઘણાખરાને તો આપો-આપ જ સ્ફુરાય માન થાય છે. અથવા તે તેમને ઉપજત બુદ્ધિથી (પ્રેરણા બુદ્ધિથી) પ્રાપ્ત થાય છે એમ કહીએ તોપણ ચાલે. નીતિના શુદ્ધ સ્વરૂપના વિચાર બહારથી કોઇ સમર્થવાન સત્તાએ આપણને કર્ત્તવ્યો તરીકે બનાવ્યા છે માટે તે કરવા જોઇએ જ. એ કલ્પનાને બીલકુલ સ્થળ નથી. તે પ્રમાણે અમુક આચરણથી કેટલુ સુખ થશે અથવા કેટલું દુઃખ થશે એ વિચારનું પણ મહત્વ નથી. મુખ્ય વાત એકે સુખોત્પત્તિ વાસ્તે અથવા દુઃખ દૂર કરવાને વાસ્તે કઈ વાત જરૂરની છે એ ઠરાવવું જોઇએ એ વાત ઠરી એટલે કર્ત્તવ્ય ઠર્યું જ. શુદ્ધ નીતિની નજરથી, અર્થાત સદસદ્વિવેકની કસોટીથી જે કર્ત્તવ્યો ઠરે તે પ્રવર્ત્તક નીતિથી ઠરેલા કર્ત્તવ્યોની સાથે મળતું આવે અથવા તેથી ભિન્ન હોય પરંતુ ગમે તેમ હોય તોપણ સદસદ્વિચાર એજ તેનો શિક્ષક છે. એવો સ્પષ્ટ કે અસ્પષ્ટ વિચાર ઘણાખરાના મનમાં આવ્યા વગર રહેતો નથી.

સદસદ્વિવેકથી ઉત્પન્ન થનારા વિચાર અને મનોવિકાર એમનું જો મનુષ્યના મનમાં પ્રાબલ્ય ઉત્પન્ન થાય તો પછી કર્ત્તવ્ય બુદ્ધિનું ઘણું મહત્વ રહેવાનું નથી. હાલમાં કર્ત્તવ્ય બુદ્ધિને જે વિશેષ મહત્વ છે તે શુદ્ધ નીતિ અને પ્રવર્ત્તક નીતિ એમના સંબંધી વાદવિવાદમાં પ્રવર્ત્તક નીતિનો જ બહુધા જય થાય છે; તેથી જ્યાં

સૂધી મનુષ્યના મનમાં સદસદ્વિવેકનું સામ્રાજ્ય સ્થાપિત થાય નહિ ત્યાં સૂધી મનુષ્યની કર્ત્તવ્ય બુદ્ધિ હમેશાં જાગૃત રહ્યાથી મોટો ફાયદો થશે. કારણ, કોઇ કોઈવાર પ્રવર્ત્તક નીતિની દૃષ્ટિથી મનુષ્યનું મન ગમે તે તરફ વળવાનો સંભવ હોય તો, આ બુદ્ધિ તેને યોગ્ય માર્ગ તરફ વાળી સકશે. અથવા યોથ્ય માર્ગ તરફ વાળવાનું સામર્થ્ય તેના અંગમાં ન હોયતો તે જાગૃત રહ્યાથી મનુષ્યને કરેલાં કામનો પશ્ચાત્તાપ થઈ શકે અને તેથી ફરીને તેના હાથથી તેવાં વર્ત્તન ન થવાનો સંભવ છે; પરંતુ એકવાર સદસદ્વિવેકનું સામ્રરાજ્ય સ્થાપિત થયું એટલે મનુષ્ય, સ્વાભાવિક રીતે ચાહીને યોગ્ય પ્રકારનું વર્ત્તન કરી સકશે; અને પછી તેને પશ્ચાત્તાપ કરવાનો પ્રસંગ કદી પણ આવનાર નથી. કારણ દરેક વખત તેનું આચરણ સદસદ્વિવેકના ઉપદેશ પ્રમાણે થશે.

અનેક સમાજોની નીતિ વિષેની કલ્પનાની અને સમજૂતીની પરીક્ષા કરીને તેના ઉપરથી સામાન્ય સિદ્ધાંત કાઢવો એ આ પુસ્તકનો ઉદ્દેશ છે. તેથી આ પુસ્તકમાં પ્રવર્ત્તક નીતિનો જ વિચાર આપણે કરવો જોઇએ. કારણ કે, જગતમાં ઘણા લોકોની વર્ત્તણુકમાં સદસદ્વિવેક બુદ્ધિનો અંશ ઘણું કરીને દેખાઇ આવેતો નથી. તેમનું વર્ત્તન પ્રવર્ત્તક નીતિ ઉપર અવલંબીને રહેલું હોય છે. આ પુસ્તકમાં જો કે પ્રવર્ત્તક નીતિનો જ વિચાર કરવાનો છે, તોપણ તેનું સ્વરૂપ સારી રીતે ઓળખાવા સારૂ શુદ્ધ નીતિના સ્વરૂપનું પણ દિગ્દર્શન કરવું જરૂરનું છે; પરંતુ તે થયા પછી હાલ શુદ્ધ નીતિ એક બાજુએ રાખીને વર્ત્તનના અનેક વિભાગ વિષે જુદા જુદા લોકોના વિચાર શા છે તે જોઇને તે ઉપરથી અનુમાન કાઢવાં જોઇએ.

આ કામની શરૂઆત કરતા પહેલાં એટલું કહેવું જરૂરનું છે કે, આ બે ઉપોદ્ઘાત રૂપી પ્રકરણમાં જે કલ્પનાઓનો ઉલ્લેખ

થયેલો છે તેમની આગળના પ્રકરણમાં પુનરાવૃત્તિ થયેલી માલુમ પડશે; પરંતુ તેના વગર છુટકો નથી. કોઇપણ વિષયના સામાન્ય સ્વરૂપની ઓળખાણ કરતાં વિશેષ વાતનો થોડો ઘણો ઉલેખ કરવો પડે છે, તથાપિ અગાડીના પ્રકરણમાંના કેટલાક વિષયનું આ ઉપોદઘાતમાં કેવળ દિગ્દર્શન માત્ર થયેલું છે. પ્રત્યેક વિષયના સંબંધથી અનેક ઠેકાણાના પુરાવા એકઠા કરીને તે ઉપરથી કયાં અનુમાનો નીકળે છે એ હજી જોવાનું છે. આ પુરાવા આપતાં જે ઉદાહરણો આપવાનાં તેની પુનરાવૃત્તિ થાય નહિ એ વિષે માત્ર કાળજી રાખવામાં આવશે. મુખ્ય કલ્પનાનો વિસ્તાર કરતાં જો તેમની પુનરાવૃત્તિ થાય તો તે બદલ ખેદ કરવાનું કારણ નથી. કેમકે, તેવું થયાથી મહત્વના સિદ્ધાંતોનો ફરીફરીને ઉલેખ કરવાની તક મળશે અને વાંચનારના મન ઉપર તેમની સારી છાપ પડશે.



## પ્રકરણ ૩ જું.

### મારફૂટ.

મનુષ્યો એક બીજા સાથે બે પ્રકારના જુલમ કરી શકે છે. એક પ્રત્યક્ષ અને બીજો અપ્રત્યક્ષ. પ્રત્યક્ષ જુલમ કરવો એટલે બળાત્કારે બિજાના શરીરને ઈજા કરવી અથવા તેનો જીવ લેવો. અપ્રત્યક્ષ જુલમ એટલે જોરાવરીથી બીજા સાથે એવા પ્રકારનું વર્તન કરવું કે જેથી કરીને તેના શરીરને ઈજા ન થાય તોપણ તેને બીજી રીતે નુકસાન થાય. આ બે પ્રકારના જુલમને અનુક્રમે મારફૂટ અને લુટફાટ એવાં નામ આપીએ તો હરકત નથી. આ બે પ્રકારનો એક બીજા સાથે નજીકનો સંબંધ હોવાથી તેનું એક

જ પ્રકરણમાં જુલમ એ મથાળા નીચે વિવેચન કરવામાં આવ્યું છે, પરંતુ એવી રીતે વિભાગ કરવાથી તે સુગમ પડે એમ લાગવાથી તેનો જુદો જુદો વિચાર કરેલો છે.

જાણી બુજીને કરેલી અને બીજાના શરીરને ભયંકર ઇજા કરનારી કૃતિને આપણે મારકૂટ કહીએ છીએ. જેને આ વ્યાખ્યા લાગુ પડેછે એવી ઘણી કૃતિને મારકૂટ આ શબ્દ લગાડવો એ કેટલા એકોને કદાપિ અપ્રશસ્થ લાગશે, પરંતુ ઉપરની વ્યાખ્યામાં આવેલા અર્થનો બીજો શબ્દ ન મળી શકવાથી આજ શબ્દનો ઉપયોગ કરેલો છે. જે પ્રસંગે શત્રુતાનો અથવા લડવાનો સંબંધ હોતો નથી તે પ્રસંગે બનતી કેટલીક ક્રિયા આવા પ્રકારની હોવાનો સંભવ છે.

તે ક્રિયા પૈકી વિષેશ મહત્વની કહીએ તો તે બાળહત્યા છે. પ્રાચીનકાળમાં તો જગતના સર્વ ભાગમાં બાળહત્યાની પ્રવૃત્તિ હતી. હાલ પણ ઘણે ઠેકાણે બાળહત્યા એ મનુષ્યનાં નિત્ય વ્યવહારની વાત થઈ જઇને તે બદલ કોઇને કાંઈ લાગતું નથી. કેટલે એક ઠેકાણે તો એ વાતનો કર્ત્તવ્યમાં જ સમાવેશ થાય છે. કેટલેક પ્રસંગે દુર્દર્શિપણાના વિચારથી પણ એ બાળહત્યાનો ચાલ પ્રચારમાં આવવાનો સંભવ છે. સંપૂર્ણ વૃદ્ધિ પામેલા મનુષ્યને બચાવવા સારૂ કોઈ કોઇવાર બાળહત્યાની આવશ્યકતા ઉત્પન્ન થાય છે. કારણ, જે ટોળાના લોકોને હમેશાં પેટપૂર અનાજ મળવાની પંચાત પડતી હોય તે ટોળામાં લોક સંખ્યાનો ઘણો વધારો થવા દેવો એટલે હાલ જીવતા રહેલા મનુષ્યોને ભૂખે મરવા દેવા એમ થાય કોઇ મૂકરર જાતના સંરક્ષણ માટે કદી કદી કન્યા વધની જરૂરીયાત ઉત્પન્ન થવાનો સંભવ છે. સ્ત્રીઓનો લડાઇ ને પારધીના

કામમાં ઉપયોગ નથી અને તેમની સંખ્યા જોઇએ તે કરતાં વધારે થાય તો અન્નની આયાત ઉપર વિના કારણે ધાડ આવે છે. ક્રોધના આવેશમાં નાંનાં છોકરાંના જીવને ઇજા કરવાના ઘણા દાખલા જંગલી અને અર્ધ સુધરેલા લોકોમાં પણ મળી આવે છે, અને તે બદલ કોઇને કંઇ વધારે લાગતું નથી. મનુષ્યની પ્રાથમિક સ્થિતિમાં માબાપે પોતાનાં છોકરાંનું નજરમાં આવે તેમ કરવું, અને તેમણે કંઇ કર્યું હોય તેમાં કોઇએ મન ઘાલવું નહિ એવી સ્થિતિ હોયછે. બાળવધ બીજાં પણ કંઇક કારણથી થાય છે. મનુષ્ય ભક્ષણ કરનારા રાજાઓ જીવતાં અને મૃત્યુ પછી પણ કૂમળાં બાળકોનું બલિદાન લીધા વિના તૃપ્ત થતા નથી. આવે પ્રસંગે બાળકનું બલિદાન આપવું એ મનુષ્યનું કર્ત્તવ્ય મનાતું હોવાથી આ વર્ત્તનને પ્રવર્ત્તક નીતિના વર્ગમાં ઘાલીએ તો હરકત નથી.

હવે બાળવધ છોડીને મનુષ્ય વધ તરફ જઇએ. જીવતાં મનુષ્યને દાટવા તથા બાળવા સંબંધી પાછળના પ્રકરણમાં ઉદાહરણો આપેલાં જ છે. પ્રાચીનકાળમાં અનેક દેશોમાં મોટામોટા સરદાર અને રાજાઓના મરણ વખતે ઘણાં મનુષ્યોને તેમની સાથે દાટવાનો તથા બાળવાનો ચાલ હતો. આવા લોકો મરણ પામતા ત્યારે ઘણાં માણસોનો ઘાણ નીકળતો. સ્ત્રીને મારીને તેમની મરેલા ધણી સાથે પરલોકમાં રવાનગી કરવી પડતી. તેજ પ્રમાણે પરલોકમાં ચાકરી કરવા સારૂ ચાકર માણસોને પણ અહીંથી મારી નાંખીને ધણીની સાથે મોકલવાં પડતાં, અને કદી કદી મિત્ર ઉપર પણ એવો જ પ્રસંગ આવી પડતો. આવા પ્રકાર સાંપ્રત કાળમાં પણ આફ્રિકાખંડના કેટલાક દેશોમાં બને છે. આવી જ સમજૂતીથી બીજા પણ મનુષ્ય વધના કેટલાક પ્રકાર બને જાય છે. આફ્રિકાખંડના ડાહોમેના રાજાનો પોતાના મરી ગયેલા પૂર્વજોને

સંદેશો મોકલવાનો વહીવટ મોટો વિલક્ષણ છે. જે મનુષ્યને તે કામ સોંપવાનું હોય તેને તે સંદેશો કહીને તેનો વધ કર્યો એટલે થયું. પછી તે મનુષ્યનો આત્મા તે સંદેશો અચૂક લઈને પહોચાડે છે ! આવા પ્રકારના મનુષ્યવધને પણ પ્રવર્તક નીતિની આજ્ઞા હોય છે. કારણ, પરંપરાની રૂઢી ઉપરની શ્રધા અને મરણ પામેલા ઉપરની પૂજ્ય બુદ્ધિ એ બેને લીધે મનુષ્ય આવાં કામ કરવાને પ્રવૃત થાય છે.

હવે ધર્મ વિષયની સમજૂતીને લીધે મનુષ્ય વધ થવાનાં ઉદાહરણો લઇએ. પ્રાચીનકાળમાં હોમકુંડમાં જીવતા મનુષ્યની આહુતિ આપવાનો ચાલ ઘણે ઠેકાણે હતો. ફિનીશિયન, સિથિયન, ગ્રીક, રોમન, આસીરિયન, હીબ્રૂ ઇત્યાદિ લોકોમાં કેટલેક પ્રસંગે તે ચાલ કેવળ શિખરે જઇ પહોચેલો હતો એમ જણાય છે. પ્રાચીનકાળમાં મેકસિકો દેશમાં દેવની આગાડી સ્થંડિલ ઉપર હજારો મનુષ્યોનો બલિ આપવામાં આવતો હતો અને કોઇ કોઇ વાર દેવ બહુ ભૂખ્યા થાય છે એ નિમિતે લડાઈઓ પણ થતી હતી. પ્રાચીન કાળમાં ભૂખ્યા દેવની તૃપ્તિ સારૂએ મનુષ્યવધ થતા હતા. અર્વાચીન કાળમાં પતિત ઉપર ઈશ્વરનો ક્ષોભ થાય નહિ માટે ક્યાથોલિક અને પ્રોટેસ્ટંટ આ ધર્મના નિઃસીમ ઈશ્વર ભકતો તરફથી મનુષ્યવધ થયેલા છે. આપણા દેશમાં ઠગ વગેરે કાલિકા દેવીના ઉપાસકો પણ દેવી આગળ માણસોનો બલિ આપતા હતા. હાલમાં એવી વાત પ્રસિદ્ધપણે થતી નથી.

આ ધર્મ દૃષ્ટિથી થનારા મનુષ્યવધ તે તે લોકોની નજરમાં સત્કાર્યમાં જ ગણવામાં આવે છે અને તેમને પ્રવર્તક નીતિની સંમતિ હોય છે. કારણ, ઈશ્વરે એ કર્તવ્ય આપણી ઉપર મૂકયું છે એવી આ લોકોની સમજણ હોય છે.

વ્યક્તિમાં અથવા ટોળાંમાં શત્રુતાનો ભાવ ન હોવાથી થનારા મનુષ્યવધ વિષે અત્યાર સૂધી વિચાર થયો. હવે કેવળ હોંશની ખાતર થનારા મનુષ્યવધનો વિચાર કરીએ.

ફ્રિજિયન લોકોમાં ખુન કરવું એ મોટાઈનું લક્ષણ સમજવામાં આવતું. એક જ ઠેકાણાના લોકો વિષે એક જ મનુષ્યે જો આવી વાત કહી હોય તો તેના ઉપર વિશ્વાસ પણ બેસે નહિ, પરંતુ અનેક ઠેકાણાના લોકો વિષે ઘણા શોધકોએ માહિતી આપેલી છે તેથી તે ઉપર સંશય લાવવાનું કારણ નથી.

લિવિંગ્સ્ટને આફ્રિકામાંના સેઆન (બુશમેન) લોકોના સંબંધની હકીકત આપી છે, તે એવી કે:—

“એક માણસ પોતાની જુવાનીના સાહસની વાત કહેવા બેઠો હતો. કહેતાં કહેતાં એક વાર પાંચ બુશમેન મારી નાંખવાની હકીકત કહેવા લાગ્યો. બોલતાં બોલતાં બે આંગળાં સરડીને બોલ્યો ‘તે પૈકી બે સ્ત્રીઓ હતી, એક પુરૂષ હતો અને બે છોકરાં હતાં’. તે પછી મેં તેને પૂછ્યું કે, પોતાના જ લોકોનાં બૈરાં છોકરાં મારવાનું નીચ કૃત્ય કરીને તેની વળી પ્રતિષ્ઠા બતાવતાં તને લાજ કેમ લાગતી નથી? તું દેવ પાસે જઈશ ત્યારે તે તને શું કહેશે? તે ઉપર તેણે ઉત્તર આપ્યો કે, ‘તે (દેવ) કહેશે કે એણે (ખુન કરનારે) ઘણી હોશિયારીનું કામ કર્યું’. દેવ વિષે જ્યારે હું બોલવા લાગ્યો ત્યારે તે જો કે બ્રુકવેનના દેવોનાં નામ વારંવાર લેતો હતો તોપણ તેના એકંદર બોલવા ઉપરથી મેં જાણી લીધું કે એ પોતાના મુખ્ય સરદારના સંબંધમાં બોલે છે.”

વુઇલ્સન અને ફ્રેલિકન આ બે પ્રવાશીઓએ આફ્રિકાના યુગાંડા દેશના લોકોની સ્થિતિ અને તેમની સમજૂતી વિષે જે

વર્ણન આપ્યું છે તે ઉપરના કરતાં પણ વિલક્ષણ છે. તે પૈકી એક નમુનાદાર વાત નીચે લખી છે.

" યુગાંડા દેશના રાજાનો એક હજુરી હતો તે તેનાજ હાથ નીચેના સરદારનો છોકરો હતો. તેને વારંવાર રાજા પાસેથી મારી પાસે અને મારી પાસેથી રાજા પાસે સંદેશા લેઈ જવા લાવવાનું કામ કરવું પડતું હતું. એક દિવસ સવારમાં તે મારી પાસે આવ્યો અને 'મેં હમણાંજ મારા બાપને મારી નાંખ્યો' એમ મોટા આનંદથી મને કહેવા લાગ્યો. મેં તેને તેવું કરવાનું કારણ પૂછ્યું ત્યારે તે બોલ્યો કે 'મને આ ચાકરની સ્થિતિમાં રહેવાનો કેવળ કંટાળો આવ્યો અને જલદીથી સરદાર થવું એમ મનમાં આવ્યું તેથી મેં એ વાત રાજા પાસે કહાડી. તે વખત તેણે મને આ ઉપાય કહ્યો.' રાજાએ પોતાના હજુરીને આવું કામ કરવાની સલાહ આપી અને હજુરીએ તે મોટા આનંદથી સ્વીકારી."

લુટફાટ ઉપર ગુજરાન ચલાવવાનો જે લોકોનો નિત્યક્રમ હોય છે તે લોકોમાં જુલમ કરવો એ ભૂષણાસ્પદ સમજવામાં આવે છે; અને કોઇને હરકત ન કરતાં શાંતતાથી રહેવું એને લાજ ભરેલું સમજવામાં આવે છે એ, અનેક ઉદાહરણો આપીને સિદ્ધ કરી શકાય. અહીં એક ઉતારો બસ થશે.

" હરામી કરીને લુટારૂ અથવા ધાડ પાડનાર એવા અર્થનો એક શબ્દ છે તે હેજાઝી* બેદુઇન લોકોમાં પ્રતિષ્ટા સૂચક માનવામાં આવે છે. બીછાનામાં મરણ થવું એ તે લોકોમાં મોટું કમનસીબ મનાય છે. એવી રીતે મરનારની મા વિલાપ કરતા એવા

* અબસ્તાનમાં હેજાઝ કરીને પ્રાંત છે ત્યાં એ લોકો રહે છે. મક્કા શહેર એજ પ્રાંતમાં છે.

ઉદ્‌ગાર કહાઢે છે કે, ' મારા છોકરાનું કોઈએ ગળું પણ કાપ્યું હોત તો સારૂં થાત પણ એવું તેના ભાગ્યમાં કયાંથી હોય' ? અને પાસેનાં બૈરાં મોટા ગંભીર સ્વરથી ' અલ્લાની (પરમેશ્વરની) ઇચ્છાથી પથારીમાં મરણ પામવાનો આ દુઃખકારક પ્રસંગ આવ્યો ' એમ બોલીને તે શોક કરનારી માનું શાંતવન કરે છે."

મનુષ્યવધને કેટલું મહત્વ આપવું શકય છે એ કુકી લોકોની સમજ ઉપરથી સારી રીતે લક્ષમાં આવે છે. હિંદુસ્થાનની ઇશાન કોણમાં કુકી નામના ડુંગરો છે તેની આસપાસ એ લોકો રહે છે. તેમની સમજ એવી છે કે, મનુષ્યને સ્વર્ગ મળવાનું સુખ તેણે મારી નાંખેલા શત્રુની સંખ્યા ઉપર અવલંબીને રહે છે. આ સમજૂતી નીચેના ઉતારા ઉપરથી સ્પષ્ટ થાય છેઃ—

" જે માણસ સર્વ કરતાં વધારે શત્રુ મારશે તેને સર્વ કરતાં અત્યંત શ્રેષ્ઠ પ્રતિનું સ્વર્ગ સુખ મળશે અને એ મારેલા શત્રુ સ્વર્ગમાં તેના ગુલામ પ્રમાણે ચાકરી કરતા રહેશે."

ઉપર કહેલા મનુષ્યવધ તે લોકોની સમજ પ્રમાણે દેવની સંમતિથી જ થાય છે. કેટલેક ઠેકાણે સમાજની સંમતિથી મનુષ્યવધ થાય છે. પંજાબના વાયવ્યખૂણા ઉપરના ડુંગરોમાં રહેનારી પઠાણની એક જાત છે. તેમાં જેના હાથથી મનુષ્ય મરાયું ન હોય એવાં મનુષ્ય કવચિત જ જોવામાં આવે છે. પોતે કેટલાં માણસ માર્યાં એ વાત પ્રત્યેક મનુષ્ય અભિમાનથી હમેશાં ધ્યાનમાં રાખે છે. જંગલી સ્થિતિમાં રાજા ને કાયદા વગર માણસ રહે છે તેથી તેમની સ્થિતિ સ્વાભાવિક જ એવી હોય છે. તે હાલમાં બની આવેલાં ઉદાહરણો ઉપરથી સારી રીતે જણાય છે. કયાલિફોર્નિયામાં સોનાની પ્રાપ્તિ માટે ગયેલા યૂરોપિયન લોકો નિઃશંકપણે પોતપોતામાં ખુન કરવા લાગ્યા, અને કેટલાં ખુન કર્યાં તેનું સ્મરણ રાખ-

વા સારૂ દરેક જણ પોતાની પીસતોલ ઉપર અથવા તરવારની મૂઠ ઉપર તેટલી લીટીઓ કોરી રાખતા.

હવે વ્યક્તિ વ્યક્તિમાં થતા મનુષ્યવધનો વિચાર છોડીને ટોળા ટોળામાં અથવા દેશ દેશમાં એક બીજા સાથે વૈમનસ્ય હોવાને લીધે થનારા મનુષ્યવધ તરફ વળીએ. એક ટોળીથી અથવા દેશથી બીજી ટોળી ઉપર અથવા દેશ ઉપર પોતાનો કંઈ અન્યાય કર્યાનો ખરો આરોપ મૂકીને યુદ્ધ ઉભુ કરવું અને જોઇએ તેટલી મનુષ્યની કતલ ઉડાવવી એ વાત ઘણા પ્રાચીન કાળથી ચાલતી આવેલી છે. આવા પ્રકારના મનુષ્યવધમાં મોટું માન છે એમ આજ સૂધી લોકો માનતા આવ્યા છે. આ સંબંધે પ્રાચીન લોકોના વિચાર કેવા હતા તે જોઇએ.

પ્રાચીન હિંદુ લોકોના દેવો પૈકી ઇંદ્રિ એ શત્રુનો નાશ કરનારો બળવાન યોદ્ધો હતો. ઋગ્વેદમાં આવા અર્થનાં વિશેષણો આપીને તેની અનેક પ્રસંગે સ્તુતિ કરેલી છે, અને અગ્નિને પણ શહેરનો નાશ કરનારો અને જન્મથી જ શત્રુનો ઘાત કરનારો એમ કહેલું છે. દેવની સાથે પ્રતિસ્પર્ધા કરનારા ઋગ્વેદમાં અને મહાભારતમાંના યોદ્ધાઓએ નવીન દેશ જીતવામાં મોટી પ્રતિષ્ઠા માનેલી છે. હોમહવનાદિકથી ઇંદ્રિને તૃપ્ત કરીને યોદ્ધાઓએ તેની પ્રાર્થના કરવી:—

भवा वरूथं मघवन्मघोनां यत्सं समजासि शर्धतः ।
वि त्वा हतस्य वेदनं भजेमह्या दूणाशो भरा गयं ॥

૭. ૩૨, ૭.

અર્થ.

હે ધનવાન ઇંદ્રિ, તારૂં હવન કરનારાને જે ઉપદ્રવ કરે તેનું નિવારણ કર. કારણ તું ઉત્સાહથી લડનારા શત્રુઓનો નાશ કરનાર

છું; અને તારા હાથથી જેનો વધ થયેલો છે તે શત્રુના ધનનો વિભાગ કરીને તે લઇ લેવાની અમને પરવાનગી આપ; અને જેનો નાશ થવો કઠિણ એવો જે ઇંદ્રિ, તે ધન તું અમને આણી આપ. છેવટના ભાગનો અર્થ 'જીતવાને કઠણ એવા શત્રુ સાથે અમારો મેળાપ કરાવ' એવો પણ કરે છે.

લડનારા લોકોમાં પ્રાર્થનાનો આવો પ્રકાર હોવો એ કેવળ સ્વાભાવિક છે. શત્રુ સાથે ક્રુરપણાથી વર્તવાને મહાભારતમાં ઘણે ઠેકાણે પરવાનગી આપેલી છે.

श्लोक. आश्वासयेच्चापि परं सान्त्वधर्मार्थ वृत्तिभिः ।
अथास्य प्रहरेत्काले यदा विचलिते पथि ॥

આદિપર્વ, અ૦ ૧૪૦, શ્લોક ૫૭.

અર્થ.

સામ આદિ ઉપાયથી શત્રુના મનમાં પહેલાં તો વિશ્વાસ ઉત્પન્ન કરાવવો અને તે માર્ગ ભ્રષ્ટ થયો એમ દેખાય એટલે યોગ્ય સંધિ જાળવીને તેમના ઉપર એકદમ પ્રહાર કરવો.

श्लोक. नाछित्वा परमर्माणि नाकृत्वा कर्म दारुणम् ।
नाहत्वा मत्स्यघातीव प्राप्नोति महतीं श्रियम् ॥

આદિપર્વ, અ૦ ૧૪૦, શ્લોક ૯૭.

અર્થ.

શત્રુના રક્તવડે શસ્ત્રને ચોપડ્યા સિવાય, કોઈ ભયંકર કૃત્ય કર્યા સિવાય અને માછી જે પ્રમાણે માછલાં મારે છે તે પ્રમાણે લોકોનું ઉચ્છેદન કર્યા સિવાય, મનુષ્યને વૈભવ મળતો નથી.

श्लोक. पुत्रःसखा वाभ्राता वा पिता वा यदि वा गुरुः ।
रिपु स्थानेषु वर्तन्तो हन्तव्या भूति मिच्छता ॥

આદિપર્વ, અ૦ ૧૪૦, શ્લોક ૫૨.

## અર્થ.

મનુષ્યે પોતાના માર્ગમાં જે કોઇ આડે આવે તેને ઠાર કરવો જોઇએ. પછી તે છોકરો હો, ભાઇ હો, બાપ હો અથવા મિત્ર હો.

હવે પ્રાચીન આર્ય લોકોને છોડી દઇને સેમિટિક્સ શાખામાંના પ્રાચીન લોકોનો વિચાર કરીએ. આ લોકોના લેખો જોઇએ તો, મનુષ્ય ન કરે એવાં કૃત્ય કરવા બદલ સ્તુત્ય કૃત્યમાં તુલના કરવાના કામમાં આ લોકોએ પ્રાચીન આર્ય લોકોથી હદ કરી છે એમ જણાય છે. એક સરખી રીતે કતલ કરવા બદલ્લ અને અત્યંત ક્રૂરતાનાં કામ કરવા બદલ લેખ કોતરાવવા એ આસીરિયન રાજાઓને મોટું ભૂષણાસ્પદ લાગ્યું. સેનાચેરીબ નામનો તેમનો રાજા હતો તે અભિમાનથી લખે છે કેઃ—

“ હું મારો રથ લોહીના પ્રવાહમાં ચલાવતો હતો ત્યારે લોહીને માંસના કાદવમાં તેનાં પૈડાં ચોટતાં.”

આશુર્બનિપાલ નામનો બીજો એક યોદ્ધો જીતેલા લોકોના સંબંધમાં લખે છે કેઃ—“ મેં તેમની જીભો ખેંચી અને તેમના કાપેલા અવયવો કૂતરાં, શિયાળવાં, ગરૂડપક્ષી, ગીધ વગેરે પશુપક્ષીને ખવરાવ્યાં.”

તિગલથપિલેસર એણે મસ્કાયન લોકોનો ઘાણ કહાડચો તે સંબંધમાં લખ્યું છે કેઃ—“ તેમનાં મૂડદાંથી પર્વત અને ખીણનો પૃષ્ટ ભાગ ઢાંકી નાંખ્યો હતો.”

અસુરનસ્તિરપાલ એણે કોરાવેલા શિલાલેખમાં નીચેનો મજકુર છેઃ—

“ કોઇને પણ ક્ષમા ન કરનારા શસ્ત્ર જેવો હું છું. મેં બંડખોર સરદારોનાં શરીરને છોલી નાંખ્યાં અને તેમનાં ચામડાંનું રાજ-

મહેલના ઘુમટો ઉપર અસ્તર કર્યું, અને તેમનાં બૈરાં છોકરાંને હોમકુંડમાં બાળી મૂકયાં."

બીજા શાલ્મનેઝર એણે પોતાના શત્રુ વિષે એવું લખ્યું છે કેઃ—

"ઘેટાં રંગે છે તે પ્રમાણે મેં તેમના લોહીથી પર્વત રંગ્યા."

આવા પ્રકારના લેખ કોરાવવાનો ઉદ્દેશ ઉઘાડો દેખાય છે કે આવતા જમાનાના લોકો પોતાનાં પરાક્રમ વાંચીને આશ્ચર્ય પામે. આ ઉપરથી સહજ ધ્યાનમાં આવશે કે જે કૃત્યો આપણને માણસ ન કરે એવાં અને નિર્દયપણાનાં લાગે છે તે તે વખત તેમને તેવાં ન લાગતાં ઉલટાં શૂરપણાનાં, પ્રતિષ્ઠાવાળાં અને વખાણનાં લાગતાં હતાં. એમ ન કહીએ તો આસિરિયન રાજાઓએ જાણીબુજીને પોતાની દૂપકીર્તિ અમર કરી નાંખી છે એમ કહેવું પડે; પરંતુ એમ થવું એ મનુષ્ય સ્વભાવથી ઉલટું છે.

ઈજીપશિયન, પર્શિયન, ગ્રીક, માસિડોનિયન અને રોમન એ લોકોના ઇતિહાસમાં પણ ક્રૂરતાનાં કૃત્યો સ્તુત્ય ગણાતાં એ વિષે ભરપૂર પુરાવા મળે એમ છે. પરંતુ તે તરફ દુર્લક્ષ કરીને યૂરોપના ઉત્તર ભાગના લોકોમાં કયા પ્રકારની સમજૂતી નજરે પડે છે તે તરફ જોઇએ. પહેલાં ફ્રાન્સ દેશનું નામ ગાલ હતું અને ત્યાંના લોકોને પણ ગાલ કહેતા હતા. એ લોકો લડાઇમાં યશસ્વી થઇને લડાઇમાંથી પાછા આવતાં શત્રુનાં માથાં ઘોડાના ખોગીર સાથે ટાંકીને ઘેર આણતા હતા, અને તે પ્રસિદ્ધ ઠેકાણે થાંભલાપર લટકાવી દેતા, અથવા સંગ્રહ કરવાની વસ્તુ તરીકે પેટીઓમાં જાળવીને રાખતા. સીઝરે લખ્યું છે કેઃ—

"સ્લેવ્હી અને સાધારણ રીતે સર્વ જર્મન લોકો પોતાનાં સંસ્થાનની સીમાની આસપાસનો ઘણો મૂલક ઉજડ હોય છે તે બદલ મોટું અભિમાન ધરાવે છે."

**નાર્સ** લોકોની સ્વર્ગ વિષેની કલ્પના એવી હતી કે તે ઠેકાણે સર્વ કાળ યુદ્ધનો સંગ્રામ ચાલતો રહેછે. આ વાત ઉપરથી તે વખતની લોક સ્થિતિનું અનુમાન કરી શકાય છે. યૂરોપના ઇતિહાસમાં જે કાળને *મધ્યયુગે અથવા મધ્યકાળ કહે છે. તે વખત શૌર્ય બળથી શત્રુને જેર કરવા અને તેમને ગમે તે પ્રકારે લુંટવા એમાં જ સઘળું પુરૂષાર્થ ગાનવામાં આવતું હતું, એમ સ્પષ્ટ દેખાઇ આવે છે. તે વખતનો ઇતિહાસ એટલે દેશદેશની કેવળ મારામારીનો અને ધાડ પાડવાનો ઇતિહાસ એમ કહીએ તો ચાલે. યૂરોપમાં સરદાર કુટુંબના પ્રત્યેક કુટુંબમાં એક એક સંજ્ઞા વચન (મોટો) હોય છે. આ સંજ્ઞા દર્શક વચનોમાં એક શબ્દ અથવા શબ્દ સમુદાય હોય છે, કોઈ કોઇ વાર એક અથવા વધારે વાકયો પણ હોય છે. મધ્યયુગથી હાલના કાળ સૂધી યૂરોપના લોકોની સમજણ કેવી હતી તે બતાવવાને આ સંજ્ઞા વચન જેવાં બીજાં સાધન નથી. રોઝબીનનો અર્લ એ કુટુંબનું સંજ્ઞા વચન "લઢો" આ શબ્દ છે; હાકેનો બારન એનું "ગારો"; સેકસ્ટનનો અર્લ

---

* યૂરોપના ઇતિહાસમાં પાંચમા સૈકાથી પંદરમા સૈકા સૂધીના કાળને મધ્યયુગ કહેવાનો ચાલ પડેલો છે. એ કાળનું મુખ્ય લક્ષણ પરતંત્રતા એ છે. વ્યવહારમાં ધાર્મિક, સામાજિક, રાજકિય અને બુદ્ધિ વિષેની સ્વતંત્રતા નામે કાંઇ નજરે પડતું નહિ. ધર્મના કામમાં પોપ કહે તેજ પૂર્વદિશા. સામાજિક વ્યવહારમાં કોઇપણ કારણથી જે રૂઢી પડી ગયેલી હોય તેનું રાજ્ય ચાલવાનું. રાજકિય વ્યવહારમાં તો ફ્યુડલર સરદારો અને રાજાઓના કરડા અમલની આગળ લોકથી માથું પણ ઉંચું થઈ શકતું નહિ. વિદ્યાના કામમાં પ્રાચિન તત્વવેત્તાઓએ જે લખી મૂકેલું હોય તેજ વેદ વાકય. જ્યાં જોઇએ ત્યાં જૂલમનું સામ્રાજ્ય એવી એકંદર સ્થિતિ હતી.

એનું "જીતવું એજ જીવવું;" ડાઉનશાયરના માર્કિવસનું "દેવની કૃપાથી અને તરવારના બળથી હું જીતીશ;" કયારિસફોર્ટના અર્લનું "આ શત્રુનો હાથ છે;" મેગાલેના કૌંટનું "લોહીથી ભરેલા હાથને યશગણો;" અથેલેના ડયુકનું "બહાર પડો, સંપત્તિ મેળવો અને કેદીને પકડી આણો" અને મિડલ્ટન કુટુંબના સંજ્ઞા વચનનું સ્પષ્ટિ કરણ એક કવિતામાં કરેલું છે તેનું ભાષાંત્તર નીચે પ્રમાણેઃ—

"તરવાર ભાલા અને ઢાલ એમણે મને પૃથ્વી ઉપર સર્વ પદાર્થોનું અધિપતિપણુ આપ્યું છે. જેને મારી સાથે ભાલા વડે લડાઈ કરવાનું સામર્થ્ય નથી તેણે મારે શરણે આવવું જોઈએ; અને તેમણે પોતાની જમીન અને દ્રાક્ષના વેલાના માંડવા મારે સ્વાધિન કરવા જોઇએ. કારણ રણમાં બીનારા લોકોનું સરવસ્વ મારૂં છે." આ સંજ્ઞાવચનો તે તે વખતનો લોકમત સ્પષ્ટ કરનારાં છે. તેમને લીધે તે તે કુટુંબો વિષે લોકમાં પૂજ્ય બુદ્ધિ અને ભય ઉત્પન્ન થતાં. તેજ પ્રમાણે તે અભિમાન સૂચક અને પ્રતિષ્ઠા સૂચક મનાતાં અને હજી પણ તે તેમજ મનાય છે. આ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે, તે સંજ્ઞા વચનોથી થનારા જુલમને સમાજની સંમતિ હતી. વળી શૂરા યોદ્ધાઓને સરદારીનો હક આપતી વખતે એક ધર્મ સંબંધી સંસ્કાર કરવો પડતો તે ઉપરથી તે સરદારોના આગળના જુલમી આયુષ્ય ક્રમને ધર્મનું પણ અનુમત છે એમ માનવામાં આવતું એ સ્પષ્ટ છે. તે વખતે વિના કારણે લડાઈ ઉત્પન્ન કરવાને પણ પ્રવર્તક નીતિની સંમતિ હતી.

સાંપ્રતકાળમાં જો કે ઘણો ફેરફાર થયો છે તોપણ પહેલાંના સંસ્કારનું પરિણામ બીલકુલ નહિ સરખું થયું નથી. ધર્મ પુસ્તકોમાં પ્રતિપાદન કરેલી નીતિ ઉપરની શ્રદ્ધાના સુક્ષ્મ આચ્છાદનથી

પહેલાંના ભયંકર સ્વરૂપનો પ્રકાશ વારંવાર જણાઇ આવે છે. દેવાલયમાં ઇશ્વિરની પ્રાર્થનાનાં સ્તોત્રો બોલવાથી મનુષ્યની વૃત્તિ જેટલી ઉભરાઈ જાય છે તેનાથી સો ઘણી વીરપુરૂષોના પરાક્રમના રાસડા સાંભળીને ઉભરાય છે. વીરપુરૂષોના પરાક્રમોનો ઇતિહાસ અને લડાઇઓનાં વર્ણનો વાંચવાનો લોકોને જેટલો રસ પડે છે તેટલો બીજા કોઈપણ પ્રકારના ગ્રંથ વાંચવાથી પડતો નથી. અલેકઝાન્ડર, કાર્લ, પીટર, ફ્રેડરિક અને નેપોલિયન એમણે નિર્દયપણાનાં અનેક કામ કરેલાં છે તે છતાં પણ તેમનાં નામ આગળ 'ધીગ્રેટ' એ મોટાઇ બતાવનારી પદવી જોડેલી છે. ધર્મનીતિ સાથે મળતા ન આવે એવા વિચાર જો કે ઘણું કરીને પડદે રહીને બતાવવામાં આવે છે તોપણ કોઇકોઈવાર તેમનો ઉઘાડી રીતે ઉલેખ કરેલો પણ નજરે પડે છે. લાર્ડ વૂલ્સલી લશ્કરના સિપાઇઓના સંબંધમાં કહેછે કે:—

"તેમને હમેશાં એવો વિશ્વાસ હોવો જોઇએ કે, સારા નસીબે જે સિપાઇગીરીનું કામ પોતાને મળ્યું છો એ મળવાનું થોડાજ લોકોના ભાગ્યમાં હોય છે; બીજા ધંધા કરીને શાંતપણે આયુષ્ય ગાળનારા લોકોનો તિરસ્કાર કરવાનું તેમને શીખવવું જોઇએ."

જે સિપાઇગીરીના કામને યૂરોપિયન લોકો આટલું બધું માન આપે છે તેનું ખરેખરૂં સ્વરૂપ શું છે? સ્વદેશ ઉપર પરચક્ર આવે તો અથવા દેશ દેશમાં બંડ ઉત્પન્ન થાયતો તેનું નિવારણ કરવું એટલું જ તે સિપાઇઓનું કર્ત્તવ્ય છે કે કેમ? હાલમાં તે કર્ત્તવ્ય બજાવવાના પ્રસંગ તેમને કદી પણ આવે છે કે કેમ? આ સવાલોના જવાબ ખુલ્લી રીતે 'ના' એવા દેવા પડશે. તો પછી પરાક્રમી લડવૈયાઓનું અને કેવળ સાદા સિપાઇઓનું લોકોને જે આટલું બધું અભિમાન લાગે છે તે કઈ કામગરી બજાવવા બદલ? શું કોઇ દેશની ગયેલી સ્વતં-

ત્રતા તેને પાછી મેળવી આપવાને માટે ? ના, ના. તેમનાં અભિમાન ધરાવવા જેવાં કૃત્યો જુદાં જ છે. સ્વતંત્ર દેશોની સ્વતંત્રતા નષ્ટ કરીને તેમને ગળી જવાના કામમાં જે તેમનું શોર્ય દેખાય છે તેને માટે તેમની આટલી બધી ચોતરફ પ્રસંશા થાય છે ! વારૂ, જે દેશની સામે લડાઇ કરવામાં આવે છે તે પણ શું પોતાની બરોબરીના હોય છે ? ના. તે વાત બોલશો જ નહિ. તે બરોબરીના સાથે તો બને ત્યાં સૂધી તેવો પ્રસંગ લાવવાના જ નહિ. તેમની જે તરવાર ચાલે છે તે બાપડા ગરીબ ઉપર. બકરીનો કોળીઓ કરવામાં વાઘ જે શૌર્ય બતાવે છે, તેજ પ્રમાણે યૂરોપિયન દેશો ગરીબ બીચારા લોકોના દેશ કબજે કરવામાં બતાવે છે ! તથાપિ રાજ્ય તૃષ્ણાનું સામર્થ્ય ઘણું મોટું છે. તેને લીધે મનુષ્યને લાજ લગાડનારાં નીચપણાનાં કામો પણ મોટપણું મેળવે છે, અને તે કરનારાનાં વખાણ કરવામાં આવે છે. હિંદુની પુરાણકથા વાંચતાં કોઈ યોદ્ધાએ સ્ત્રીનો પરાભવ કરવાનું વર્ણન આવે તો, આવી લાજ લગાડનારી વાતનું કવિએ ગૌરવ કરેલું જોઇને તેમને આશ્ચર્ય લાગે છે. તેજ પ્રમાણે કાર્નાકમાં દેવળની* ભીત ઉપર ચિત્રો જોઇને

* ઇજિપ્તદેશમાં કાર્નાકમાં ઇજિપશિયન લોકનું એક મોટું વિસ્તારવાળું દેવાલય છે. તેણે રોકેલી જગા ૪૨૦૦૦૦ ચોરસ ફૂટ છે. તે દેવાલયમાં એક ભવ્ય દિવાનખાનું છે. એના જેવું ભવ્ય દિવાનખાનું જગતમાં બીજે કોઇ પણ ઠેકાણે નથી. તેની લંબાઈ ૩૪૨ ફૂટ અને પહેળાઈ ૧૭૦ ફૂટ છે. તેમાં નવ નવ થાંભલાની ચાર હારો છે. તેમાંના દરેક થાંભલાની ઉંચાઇ ૪૩ ફૂટ અને વ્યાસ ૯ ફૂટ છે અને વચ્ચેની બે હારો છ છ થાંભલાની છે તેમાંનો પ્રત્યેક થાંભલો ૬૨ ફૂટ ઉંચો ને વ્યાસ ૧૨ ફૂટ છે. આ દેવાલયની ભીતો ઉપર ઈજિપ્તના અનેક રાજાઓનાં ચિત્રો કોતરેલાં ને રંગેલાં છે.

તેમને આશ્ચર્ય લાગે છે. આ ચિત્રોમાં ઇજિપ્તના રાજા ત્રીજા રામેસીસનું રાક્ષસ સરખું ચિત્ર કહાડેલું છે; અને તે નાના નાના છ માણસોના વાળ એક હાથમાં એકઠા ઝાલીને તરવારના એક ઘાથી તે સર્વનાં ડોકાં ઉડાવી દેછે એમ બતાવેલું છે. એ ચિત્રો રામેસીસે તૈયાર કરાવેલાં છે. આવી રીતે દુર્બળ ઉપર જીત મેળવવી એમ બતાવવામાં તેને કંઇ આબરૂ લાગી હોય તો ભલે, આમ કહીને આવી બાબતો વિષે તેઓ પોતાની તિરસ્કાર બુદ્ધિ બતાવે છે. પરંતુ દૂર અંતર ઉપર તાકેલું નિશાન મારી શકાય એટલા માટે હુન્નરતી કરેલી બંદુકો અને તોપો લઇને લડનારા તથા ઉત્તમ રીતિની કવાયત શીખેલા લોકોએ જેવાં તેવાં હથિયાર વાપરનારા અશિક્ષીત લોકોને જીતવા એ મોટા માણસે નાના બાળકને જીતવા જેવું છે છતાં, એવાં કૃત્યોના વર્તમાનપત્રોમાં રાસડા ગવાય છે. વળી જે સરદારના હાથથી આ અલૌકિક કામ થાય તેના ઉપર પદવીઓનો અને બક્ષીસોનો વરસાદ વરસાવવામાં આવે છે. આવાં સિપાઇગીરીનાં કામ મોટી પ્રતિષ્ટાવાળાં ! અને તેમની સાથે સરખાવતાં બીજાં કામ તુચ્છ !

હાલના સુધરેલા દેશોની આ સ્થિતિ ઉપરથી કેટલીક વાત નિર્વિવાદ સિદ્ધ થાય છે. બીજાના ઉપર પોતાની શ્રેષ્ઠતા સ્થાપિત કરવાની મનુષ્યની ઇચ્છા હજી સૂધી ઘણી પ્રબળ છે, અને જુદા જુદા દેશોના અરસ પરસના વ્યવહારમાં તેનું સ્વરૂપ વિશેષ સ્પષ્ટ રીતિએ જણાઇ આવેછે. સારાસારનો વિચાર ન કરતાં અધિકારી પુરૂષોની આજ્ઞા પાળવાની મનુષ્યને જે ટેવ પડેલી છે તે પણ અદ્યાપિ કાયમ છે. અધિકારી પુરૂષોનો હુકમ નીકળતાં જ યોગ્ય કારણોની અપેક્ષા ન કરતાં વિના કારણે શત્રુ તરીકે માની લીધેલા લોકોની કતલ કરવાની તેમને કંઇ શંકા લાગતી નથી. આ વર્ત-

નને સમાજનું અનુમત હોય છે અને લોકમતનું જ પ્રતિબિંબ પ્રત્યેક વ્યક્તિના મનમાં પડેલું હોવાથી પ્રવર્તક નીતિની નજરે પારકા દેશો સાથે આવા પ્રકારનાં વર્ત્તન કરવાં એ સ્તુત્ય કૃત્ય મનાય છે.

ઉપરના વિવેચનમાં જે શત્રુ ભાવાત્મક નીતિનું સ્વરૂપ સ્પષ્ટ કરેલું છે તેનું ઘણું ઉગ્રપણું જંગલી લોકોમાં અને વિશેષે કરીને મનુષ્ય ભક્ષ કરનાર જંગલી લોકમાં દેખાઈ આવે છે. પછી જેમ જેમ મનુષ્યોનાં પગલાં સુધારણાના માર્ગમાં આગળ આગળ વધતાં જાય, તેમ તેમ આ સ્વરૂપનું ભયંકરપણું ઓછું થતું જાય છે; અને પોતાની ટોળીના લોકો સંબંધે મિત્રભાવાત્મકનીતિની કલ્પનાનો ઉદય થવા લાગે છે. મિત્રનીતિના વિકાશનું પણ પરિણામ શત્રુ-નીતિ ઉપર થાય છે અને તેથી સુધારણાની મધ્યમ અવસ્થાના લોકોમાં શત્રુ નીતિનું સ્વરૂપ થોડુંક નરમાશવાળું થાય છે. હાલના સુધરેલા દેશોમાં જો કે એ સ્વરૂપ ઘણે અંશે નરમાશવાળું થયું છે તોપણ તેનો હજી મનુષ્યના મન ઉપર બહુ અમલ હોય છે. કોઇ પણ દેશના વૈભવનો તથા મોટાઇનો વિચાર કરતાં નવા નવા દેશ તાબે કરવાની તેના અંગમાં કેટલી શક્તિ છે, એટલે પારકા દેશમાં લોકોનો ઘાણ કહાડીને તેમને લૂટવાનું સામર્થ્ય કેટલું છે એ વાતનો વિચાર કરવામાં આવે છે; અને તેની સાથેજ તે દેશના લોકોનો પરસ્પરનો વ્યવહાર સારી રીતે ચાલીને મનુષ્યની તૃષ્ણાને યોગ્ય મર્યાદામાં રાખવામાં આવે છે કે નહિ, એ વાતનો પણ વિચાર કરવામાં આવે છે. થોડાં સૈકાં પહેલાં ઉપરની પહેલીજ વાત ઉપરથી દેશનો વૈભવ ઠરાવવામાં આવતો, પરંતુ હાલમાં દિવસે દિવસે પહેલી વાત ઉપર થોડું લક્ષ આપવામાં આવે છે અને બીજી ઉપર વધારે લક્ષ આપવામાં આવે છે.

જે પ્રાચીન લોકોમાં સુધારણાનાં પગલાં ઘણાં જ આગળ

વધેલાં હતાં અને જેમનામાં અનેક કવિઓ, જ્ઞાની અને તત્વવેત્તાઓ થઇને તેમના વિચારોથી ભરેલો ગ્રંથ સંગ્રહ પણ પુષ્કળ પ્રસરેલો હતો. તે લોકોમાં શત્રુનીતિની મહતા ઓછી કરનારા મિત્રનીતિના વિચારનો ઉદય થવા લાગેલો સ્પષ્ટ દેખાઇ આવે છે. હવે કવિઓના અને તત્વજ્ઞાનીઓના વિચાર ઉપરથી સાધારણ લોક સમજૂતીનું માપ સમજાય નહિ એ વાત ખરી છે. શત્રુને પણ ક્ષમા કરવી એવો ઉપદેશ ઘણા કથા કરનાર ભગવત કિર્તનને પ્રસંગે કરતા હોય તેટલા ઉપરથી લોક સ્થિતિની જેમ કલ્પના થઈ શકે નહિ; અથવા ખ્રિસ્તી ધર્મોપદેશકોનાં નીતિનાં ભાષણો ઉપરથી જેમ ખ્રિસ્તી લોકોના નીતિપણાની કલ્પના કરવી યોગ્ય નથી, તેજ પ્રમાણે પ્રાચીનકાળના કેટલીએક વ્યક્તિના વિચારો ઉપરથી તે વખતની લોકસ્થિતિ સમજાય નહિ; તથાપિ ઘણા જમાના સૂધી શાંતતાનો અનુભવ મળ્યા પછી અને વિચારી લોકોના મનમાં પરાર્થ વિષે વિચાર આવવા લાગ્યા; અને તેઓ તે વિચારોના વારંવાર ઉલેખ કરવા લાગ્યા એ ઉપરથી મનુષ્યની સમજૂતીમાં કેવો કેવો ફરક પડતો ગયો એ લક્ષમાં આવે છે. તે જ પ્રમાણે કેવળ સ્વાર્થ બુદ્ધિથી હયાતીમાં આવેલી ભયંકર શત્રુ નીતિથી કંટાળીને કેટલાંક મનુષ્યોનાં મન કેવાં એકદમ પાછાં હટયાં અને સમતોલ ન રહેતાં બીજી બાજુ તરફ ઘણાં વળ્યાં એ પણ ઘણી સારી રીતે સમજાય છે. વિચારી લોકોને કેવળ સ્વાર્થનો એટલો તિરસ્કાર આવ્યો કે, તે બે હદ પરાર્થ તરફ વળ્યા અને તેનો ઉપદેશ કરવા લાગ્યા. મહાભારતમાં આ બેઉ પ્રકારના વિચાર દેખાઇ આવે છે. આ પ્રકરણમાં પાછળ આપેલા કેટલાક ઉતારામાં બતાવ્યા પ્રમાણે શરૂઆતમાં શત્રુનીતિની જાગૃત્તિ કરનારા વિચાર જણાઇ આવે છે; પરંતુ આગળ જતાં વિચારોની દિશા કેવળ બદલાએલી

માલુમ પડે છે. વિના કારણ યુદ્ધ સંગ્રામ કરવો એ ગેરવાજબી છે એમ આગાડીના ભાગમાં પ્રતિપાદન કરેલું છે. જય મેળવવા માટે યુદ્ધ કરવું એ કેવળ નીચા દરજાનું સાધન, અને રાજાએ જે રાજ્ય વિસ્તાર કરવાનો તે લડાઈ વગર કરવો જોઇએ એવા પ્રકારનાં વચનો પણ મળી આવે છે. મનુષ્યના જુલમી સ્વભાવ વિષે તો ઘણે ઠેકાણે નાપસંદગી બતાવેલી છે. નીચેના અર્થનો શ્લોક મહાભારતમાં છે.

"લોકોએ જે પ્રમાણે તારી સાથે ચાલવું જોઇએ એમ તને લાગે તે પ્રમાણે જ તું લોકો સાથે ચાલ. જે પ્રકારની વર્તણુક પાડોશીએ આપણી સાથે કરવી ન જોઇએ એમ તને લાગતું હોય તે પ્રકારનું વર્તન તારે પોતાના પાડોશી જોડે કરવું નહિ. બીજાં મનુષ્યો આત્મવત છે એવી કલ્પના કરીને મનુષ્યે વર્તનના નિયમ ઠરાવવા જોઇએ."

ઇસ્વીસન પહેલાંના ત્રીજા સૈકાના એક હિંદુ નીતિશાસ્ત્ર વેત્તાએ નીચેના અર્થની ઉત્તમ આજ્ઞા કરેલી છે.

"જે સત્પુરૂષના મનમાં પોતાના શત્રુ વિષે ખરી ઉપકાર બુદ્ધિ વાસ કરતી હશે તે તેના હાથથી મરણ પામવાને પ્રસંગે પણ તેનું ખોટું ઇચ્છશે નહિ."*

* કેવળ આવાજ અર્થનો નહિ પરંતુ આવાજ પ્રકારનો વિચાર જેમાં બતાવેલો છે એવી એક કવિતા शार्ङ्गधर નામના જુના સંસ્કૃત સુભાષિત સંગ્રહમાં જડી આવે છે. તે રવિ ગુપ્ત નામના કવિએ કરેલું છે અને ઘણું જુનું હશે એમ લાગે છે. તે કવિતા એવી છે કેઃ—आर्या. "सुजनोन याति विकृतिं परहित निरतो विनाश काले ऽपि। छेदेपि चंदनतरुः सुर-

તેજ પ્રમાણે પ્રાચીન પર્શિયન લોકમાં પણ આવા વિચાર જણાઇ આવે છે. શેખ સાદીના ગ્રંથમાં નીચેનાં વાક્યોછે.

" પોતાનો શત્રુ હોય તેના ઉપર પણ હેત કરો. "

" મેં એવું સાંભળ્યું છે કે ઇશ્વરના ખરા ભક્ત પોતાના ખરા શત્રુને પણ દુઃખ દેતા નથી. "

ચિની લોકોમાં **લાઓ ઝી** કરીને એક તત્વવેત્તા થઇ ગયો છે તેનો ઉપદેશ નીચે પ્રમાણે છેઃ—

" પોતાના રાજ્યમાં શાંતતા રાખવી એ રાજાનું મુખ્ય કામ છે. મનુષ્યવધથી જેને આનંદ થાય છે તેના હાથમાં સત્તા આપવી યોગ્ય નથી. ઘણા લોકોના મરવાનું જે કારણ થાય છે તેને તે બદલ રડવાનો પ્રસંગ આવવો જોઇએ. "

કનફ્યૂશિઅસ કહે છે કેઃ—રાજકારભારમાં મનુષ્યવધનું પ્રયોજન નથી. જે સારૂં હોય તેની તમને ચાહેના થવા દો અને તે સ્પષ્ટ રીતે લોકોને સમજવા દો, એટલે લોકો આપોઆપ સારા થશે. " મેન્શિઅસનો એવો મત હતો કે, મનુષ્યવધનો જેને કંટાળો હશે તેવા મનુષ્યને હાથે ચક્રવર્ત્તિ રાજ્ય સ્થાપન થવું શક્ય છે. સંગ્રામ કરનારા લોકો વિષે તે કહેછેકેઃ—

" કોઇ મુલકની માલીકી વાસ્તે જો બે દેશમાં લડાઇ શરૂ થાય તો એટલાબધા માણસોની કતલ થાય છે કે, મરેલા માણસોની લાશોથી તે મુલક ભરાઇ જઇ શકે. તેજ પ્રમાણે જો એકાદા શહેર

---

**भयाति मुखं कुठारस्य ॥** " આ આર્યાના પૂર્વાર્ધમાં વિનાશકાળ શત્રુ તરફથી પ્રાપ્ત થયેલો હોવો જોઇએ એવો સ્પષ્ટ ઉલ્લેખ નથી, પરંતુ ઉત્તરાર્ધમાં જે ઉપમા બતાવેલી છે તેમાં શત્રુ નાશ કરે તો પણ તેના ઉપર ઉપકાર કરેલો એ સ્પષ્ટ છે.

વિષે ટંટો થયો તો તે શહેર મડદાંથી ભરાઈ જાય એટલાં માણસોની કતલ થાય છે.

ઉપરના તત્વવેત્તા જોકે ઘણા પ્રાચીન કાળમાં થઇ ગયા, તોપણ તેમના આ વિચાર હાલની પ્રૌઢીનું ડોળ ધરાવનારા પશ્ચિમાત્યોના વિચારો કરતાં શ્રેષ્ઠ છે. ગુલામોના વ્યાપારમાં મનુષ્યનું દુષ્ટપણું શિખરે પહોચેલું દેખાઇ આવે છે એમ યૂરોપિયન લોકો કહે છે; પરંતુ ઉપરના તત્વવેત્તાઓ જીવતા હોત તો ગરીબ લોકોના દેશ ગળી જવામાટે ઉભી કરેલી લડાઇઓમાં મનુષ્યનું દુષ્ટપણું શિખરે પહોચેલું જણાય છે એમ તેમણે કહ્યું હોત.

"સમાજ શાસ્ત્રનાં મૂળતત્વો" નામના પુસ્તકમાં અનેક ઉદાહરણો આપીને એવું બતાવ્યું છે કે, જે લોકો પારકા દેશના લોકો સાથે ટંટો બખેડો ઉત્પન્ન કરીને તેમને આડે આવતા નથી, તેઓ પોતપોતામાં પણ એક બીજા ઉપર જુલમ કરતા નથી. આવા લોકોમાં ખુનના અથવા શરીરને ઇજા કરવાના પ્રસંગ એટલા થોડા આવે છે કે, તે પ્રસંગ નષ્ટ કરવા સારૂ કાયદા વગેરે કરવાની તેમને જરૂર પડતી નથી. તે પુસ્તકમાંનાં આપેલાં કંઈક ઉદાહરણો આ ઠેકાણે આપવામાં આવે છે. સુમાત્રા બેટના મૂળના રહેવાશીઓ કદી કોઇની વાટે ન જાય એવા છે. તેમને મલાયાના લોકોએ તે બેટના મધ્ય પ્રદેશ તરફ હાંકી મૂકેલા છે. તેમના સંબંધે માર્સ્ડન લખેછે કે:— "તે લોકો ગરીબ, સુખશાંતિથી રહેનારા અને સહનશિલ છે." હિમાલયની તલેટી આગળ વગડામાં રહેનારા ઠારૂ કરીને લોકો છે તેમનો પ્રદેશ ડુંગરામાં છેક એક બાજુએ હોવાને લીધે બહારના લોકોથી તેમને બીલકુલ ત્રાસ થયો નથી. તે લોકો પણ હમેશાં શાંતતાથી રહેનારા અને સારા સ્વભાવના છે. અમેરિકા ખંડના ઈંડિયન લોકોમાં ઈરોકોઇ નામના લોકો છે તેમનું ઉદાહરણ

અહીં ઉત્કૃષ્ટ રીતે લાગુ પડે છે. તેમના સંબંધમાં માર્ગન કહે છે કેઃ—

"ઈરોકોઇ લોકોએ જે સંપ કર્યો હતો તેનો મુખ્ય ઉદ્દેશ શાંતતા રહે એ હતો અને તે બદલ તેમને મોટું અભિમાન લાગતું હતું. ઈંડિયન લોકોનો દિવસે દિવસે નાશ થવાનું કારણ એક સરખી લડાઇઓ કરતાં રહેવાનો તે લોકોનો સ્વભાવ છે, એ વાત તેમના લક્ષમાં આવી ચુકી હતી. એ કારણ નાબુદ કરવાનો તેમનો સર્વ યત્ન હતો." તેમની શાંતતાની વ્યવસ્થાનું કેવું પરિણામ થયું તે બદલ આજ ગ્રંથકારે નીચેનું વાકય લખેલું છે.

"ભયંકર ગુન્હા અને સાધારણ અપરાધ પણ તેમની વ્યવસ્થાને લીધે એટલા બધા કમી થયા કે ઈરોકોઇ લોકોને ફોજદારી કાયદાની જરૂર લાગી નહિ."

આપણે આ ઠેકાણે મુખ્ય મુદ્દો એટલો જ લેવાનો કે, જે સ્થિતિમાં હમેશની લડાઇઓને લીધે બધી વખત અસ્વાસ્થતા હોય છે અને લોકોના અંગમાં રાજપુત ધર્મનો વાયરો પેઠેલો હોય છે, તે સ્થિતિમાં મારફાડ કરવાની લોકોને ટેવ પડી જાય છે અને તેવાં કૃત્યોને સમાજનું ને કદીકદી ધર્મનું પણ અનુમત મળે છે. એવું થાય એટલે સ્વાભાવિક રીતે આવાં વર્તનને ઉત્તેજન આપનારી સમજૂતીઓ ઉત્પન્ન થાય છે. પરંતુ લોકોની સ્થિતિ ભિન્ન હોય તો જુદું પરિણામ થાય છે. જે લોકોમાં હમેશાં શાંતતા છે તેમને મારફાડનાં કામ કેવળ ધિક્કાર ભરેલાં લાગે છે અને તેમનો નિષેધ કરનારી સમજૂતી લોકોમાં ઉત્પન્ન થાયછે.

હીબ્રૂ લોકોમાં આ બંને પ્રકાર બનેલા જોવામાં આવે છે. પારકા લોકોએ હરાવીને તાબે કર્યાથી તેમની, પોતપોતામાંના ટંટા બખેડા નાબુદ થયા પછી લડાઇઓ કરીને સ્વરાજ્ય સ્થાપન

કર્યું તોપણ, સિપાઈગીરીના અભિમાનની ઘણી આવશ્યકતા રહી નહિ. પછી તેમને જેમજેમ શાંતતાનો અનુભવ મળતો ગયો તેમ તેમના સંગ્રામિક કાળમાં ઉત્પન્ન થનારા અસંત સ્વાર્થના વિચાર નષ્ટ થઇને સ્વસ્થતાના કાળમાં પરાર્થના વિચારોનો ઉદય થવા લાગ્યો. આ વિચારોની ઉન્નતિ થતાં થતાં તેમના લેવિહટિકસ નામના પુસ્તકમાં નીચેના તત્વોનો ઉદય થયેલો મળી આવે છે.

"તું પોતા ઉપર જેટલી પ્રીતિ કરે છે તેટલી જ પોતાના પાડોશી ઉપર કર." આ વર્તનતત્વ ખ્રિસ્તીધર્મે જ પ્રથમ બતાવ્યું એમ ઘણાની સમજ છે, પરંતુ તે મૂળે યાહુદી લોકોનું છે. તે વખત આ વર્તનનો નિયમ સ્વજાતિ પૂરતો જ એટલે યાહુદી લોકો પૂરતો હોય એમ દેખાય છે. પછી આ કલ્પનાનો વધારે વધારે પ્રસાર થઈ જઇને યેશૂખ્રિસ્ત અને તેના શિષ્યોએ તેની પરમાવધી કરી. જે પ્રમાણે મિત્રની સાથે વર્તન રાખવું તે જ પ્રમાણે શત્રુ સાથે પણ રાખવું અને એક ગાલ ઉપર કોઇએ તમાચો માર્યો હોય તો લાગલો જ બીજો ગાલ તેની અગાડી ધરવો એવો ઉપદેશ તેઓ કરવા લાગ્યા.

હવે આ સર્વ ઉદાહરણ ઉપરથી શું નીકળે છે તે જોઇએ. વિચાર કરતાં આ સર્વ એક સામાન્ય સિદ્ધાંતનાં વિશેષ સ્વરૂપ છે એમ જણાશે. તે સામાન્ય સિદ્ધાંતનું દિગ્દર્શન કેટલેક ઠેકાણે કરેલું છે, પરંતુ હવે તેનો સ્પષ્ટ ઉલ્લેખ કરવાની જરૂર છે. તે કરતા પહેલાં એટલું જ કહેવું જરૂરનું લાગે છે કે, પુરાવામાં કોઈક પ્રસંગે લગાર વિરૂદ્ધપણું લાગે તોપણ તેનું એકંદર વલણ કઈ તરફ છે અને મુખ્યત્વે કરીને તે ઉપરથી કઈ વાત સિદ્ધ થાય છે, એ જોવું જોઇએ. આવી નજર રાખતાં નીચેના સિદ્ધાંતનું પ્રતિબિંબ ઉપર આપેલા દરેક ઉદાહરણમાં થોડાઘણા પ્રમાણમાં દેખાઈ આવશે.

તે સિદ્ધાંત એકે:—"ટોળીઓ ટોળીઓની અને દેશદેશની શત્રુતા અને લડાઇઓનું અસ્તિત્વ જે પ્રમાણે હશે તે પ્રમાણે લોકોના મન ઉપર, શત્રુનીતિનું જોર રહેશે. અનેક ટોળીઓનો અને દેશોનો પરસ્પરનો સંબંધ હોવાને લીધે જેવી શત્રુનીતિ પેદા થાય છે તેવીંજ એક સમાજમાંના લોકોનો એક બીજા સાથેનો સંબંધ હોવાથી મિત્રનીતિ ઉત્પન્ન થાય છે. એ બેઉનાં તત્વો એકબીજાથી કેવળ વિરૂદ્ધ હોય છે અને તેમની એક બીજાપર ઘણી અસર થાય છે; તથાપિ જ્યાં સૂધી શત્રુનીતિના વિચારો મનુષ્યના મનમાં પ્રબળ હોય છે (અને નીદાન આજ સૂધી તો સુધરેલા દેશમાં પણ તે ઘણે ભાગે દેખાઈ આવે છે.) ત્યાં સૂધી મિત્રનીતિના વિચાર પાછળ રહીને મનુષ્ય એક બીજા ઉપર જુલમ કરવાને પ્રવૃત થાય છે."

ચાલતા પ્રકરણના આરંભમાં મનુષ્યવધના જે અનેક પ્રકારના વિચાર કરેલા છે (બાળવધ; મનુષ્યભક્ષકપણાને લીધે થનારા મનુષ્યવધ; સ્ત્રી, ચાકર, મિત્ર વગેરે મનુષ્યોનું સહગમન; અને દેવને વાસ્તે મનુષ્યયજ્ઞ) તે સર્વ પ્રકાર જે સમાજોમાં લડાઇઓ અને ટંટાબખેડા પુષ્કળ હોય છે તેમાં મળી આવે છે. મનુષ્ય ભક્ષપણામાં જેમણે પહેલો નંબર મેળવ્યો છે તે ફિજિયન લોકોને હમેશાં પોતાનો જીવ મૂઠીમાં રાખવો પડે છે. તેમના હાડમાં રમી રહેલી યુદ્ધની ઈચ્છા એ તેમની સ્વર્ગ વિષેની સમજૂતી ઉપરથી જણાઇ આવે છે. તેમના સ્વર્ગમાં એક સરખી લડાઇઓ ચાલેલી હોય છે. તેમના દેવ પણ મોટા યુદ્ધપ્રિય હોય છે. "તે એકબીજા સાથે એટલા આગ્રહથી લડે છે કે, આખર તે એકબીજાને મારી નાંખે છે ને ખાઈ જાય છે." તેમનાં નામ પણ આવાજ ગુણ બતાવનારાં હોય છે. 'ખુન કરનારા', 'કતલ ઉડાવનારા', 'શરીર

ફાડનારા' એવા અર્થનાં તેમનાં નામ છે. તેમના મોટા મોટા યોદ્ધા મરી ગયા પછી સ્વર્ગમાં ગયા એટલે "મેં ઘણાં શહેરનો નાશ કર્યો અને લડાઇમાં અગણિત લોક મારી નાંખ્યા" એવી શેખી મારે છે; અને એક પણ શત્રુ જેના હાથથી મરણ પામ્યો ન હોય તેને માનખંડન થવા જેવી જેટલી શિક્ષા આપી શકાય તેટલી આપવામાં આવે છે. આફ્રિકાના સેઆન (બુશમેન) લોકોને લડાઈ વગેરેનો સંબંધ ન છતાં માણસ મારવામાં મોટી બહાદુરી કરી એમ લાગે છે. તે લોકો હમેશાં આસપાસના મનુષ્યો અને જનાવરો સાથે મારફૂટ કરે છે. તે જ પ્રમાણે લડાઇમાં મરણ ન આવતાં જો બીજા કોઇપણ કારણથી આવે તો અત્યંત નિંદ્ય એમ સમજનારા બેડુઇન લોકો પણ હમેશાં મારફૂટ કરે છે. એવાં કંઈ પણ કામ કર્યા સિવાય તેમના હાથની ચેળ ભાગતી નથી. જેમના રાજાએ પોતાના હજુરીને બાપનું ડોકું ઉડાવી દેઈ તેનું સરદારપણું મેળવવાનો ઉપદેશ કર્યો અને "તેણે તે ઉપદેશ પ્રમાણે આચરણ પણ કર્યું એમ પાછળ કહેલું જ છે". તે યુગાંડા દેશના લોકો લડાયકપણા વિષે ઘણા પ્રસિદ્ધ છે. તેમના સર્વ સામાજિક અને રાજકિય વ્યવહારમાં આ તેમનો ગુણ દ્રષ્ટિગોચર થાયછે.

શત્રુનીતિના ઉગ્ર સ્વરૂપની જેમાં પરમાવધિ થયેલી છે એવાં આ જંગલી લોકોનાં ઉદાહરણ છોડીને સુધારાના માર્ગમાં જેમણે થોડો ઘણો પ્રવેશ કરેલો એવા લોકો તરફ નજર કરીએ તો, એવું જણાયછે કે, તે લોકોમાં પારકા લોકોની સાથે ક્રૂરતાથી વર્ત્તન કરવાનું માન જેમ જેમ ઓછું થતું ગયું તેમ તેમ પોત પોતામાંના જુલમ પણ ઓછા થતા ગયા. યૂરોપમાં મેરોવ્હિજિયન*કાળમાં રાજ-

*ત્રીજા ચોથા સૈકાના સુમારમાં જર્મન દેશના ફ્રાંક લોકો

પૂત તેજ ઘણું ચકચકીત હતું અને તે વખતે થોડા ઘણા પ્રમાણમાં જ્યાં ત્યાં લડાઇઓ ચાલેલી હતી. શહેરો શહેરોમાં પણ લડાઇઓ થતી હતી. તે સ્થિતિમાં મનુષ્યના જુલમી વર્તનનો ઉભરો ચઢયો હતો. રાજાઓએ પોતાની રાણીઓનું ખુન કરવું, રાજપુત્રોએ લોભીષ્ટ થઇને પોતાના બાપને સ્વર્ગે મોકલવા, નાના રાજપુત્રોએ હકની આડે આવનાર પોતાના મોટા ભાઇઓને મારવા અને લોકોએ રાજ્યકર્ત્તાનું જ અનુકરણ કરીને જ્યાં ત્યાં કતલ અને મારફૂટ ચલાવવી એવો પ્રકાર ચાલેલો હતો. પછી શાર્લમેનની કારકિર્દીમાં પણ રાજ્ય વિસ્તારનું કામ ઝપાટા બંધ ચાલવાથી ઓછાં વધતાં નિર્દયતાનાં કૃત્યો પુષ્કળ બન્યાં. તેણે એક દિવસમાં ચાર હજાર સાકસન લોકોનાં ડોકાં ઉડાવી દીધાં, અને જેમણે બાપ્તિસ્મા લેવાનું ના કહ્યું તેમને દેહાંત શિક્ષા કરી. યેશૂ ખ્રિસ્તના પુનરુત્થાનના સંબંધે લે અથવા ઇસ્ટર કરીને એક તહેવાર ખ્રિસ્તી લોકો પાળે છે. રોમન કયાથોલિક લોક આ તહેવારના સંબંધમાં ૪૦ દિવસ સૂધી અપવાસ કરે છે. એ અપવાસનો અર્થ એટલોજ કે, માંસ, મત્સ વગેરે પદાર્થ ખાવા નહિ. જે લોકોએ એ દિવસે માંસ ખાધું હોય

ફ્રાન્સ, આસ્ત્રિયા વગેરે આસપાસના દેશોમાં પ્રસરવા લાગ્યા. તેમાં મર્વિગ્સ નામના કુટુંબના સરદારોના હુકમમાં રહેનારી ટોળીમાંના લોકો શૂરા હતા. તેમણે પાંચમા સૈકામાં ફ્રાન્સનો ઘણોખરો ભાગ રોકયો અને મર્વિગ્સ કુટુંબના સરદારોએ પોતાનું રાજ્ય સ્થાપન કર્યું; તેમના રાજ્યનો પછીથી મોટો વિસ્તાર થયો. તે રાજાઓને મેરોવિંહજિયન રાજા એમ કહેતા હતા, અને તેમના રાજ્યના આરંભથી તે આખર સૂધીનો જે વખત તેને મેરોવિંહજિયન કાળ એવું નામ આપેલું છે.

તેની પણ શાર્લમેને તેજ વલે કરી હતી. પછી ફ્યૂડલ *સિસ્ટિમ

*મધ્ય યુગમાં યૂરોપ ખંડની રાજ્ય વ્યવસ્થા ફ્યૂડલ સિસ્ટિમની પદ્ધતિથી ચાલતી હતી. રાજા એ સર્વ જમીનનો માલિક અને તેણે જે લૉર્ડના તાબામાં જમીનના જુદા જુદા ભાગ આપ્યા હોય તેઓ લડાઇ વખતે નિયમિત ફોજની મદદ કરે, અને બીજે પ્રસંગે ઠરાવેલા કરાર પ્રમાણે વર્તન કરે; તો જ તે જમીનના ભાગ તેમના તાબામાં રહે; નહિ તો રાજા તે જપ્ત કરે. એવી આ વ્યવસ્થાના સંબંધી મુખ્ય સમજૂતી હતી. એકવાર જમીન આપી એટલે ઉપર કહ્યા પ્રમાણે કંઇ અડચણ આવે નહિ તો તે વંશ પરંપરા ચાલતી. ફ્યૂડલ લૉર્ડ પોતાની જમીનના વિભાગ કરીને તે પોતાના અધિકારથી વહેંચી દેતા. આ લોકોને 'વ્હાસલ' કહેતા. લૉર્ડનો રાજા સાથે જે સંબંધ રહેતો તે વ્હાસલનો લૉર્ડ સાથે હતો. ફ્રાન્સ દેશમાં ફ્યૂડલ સિસ્ટિમને પ્રથમ વ્યવસ્થિત સ્વરૂપ આવ્યું. ૧૧મા સૈકામાં વુઇલ્યમ વિજયી એણે જે વખત ઇંગ્લાંડ દેશ જીતી લીધો, તે વેળા ઇંગ્લાંડમાં ફ્યૂડલ સિસ્ટિમ દાખલ કરવી સહેલ પડી. ઇંગ્લાંડ દેશ ખરેખર વુઇલ્યમે જીતવાથી તે સર્વ દેશ ઉપર તેની જ સત્તા હતી. તેણે પોતાના સરદારોને જમીન આપીને લૉર્ડ બનાવ્યા; અને ફ્રાન્સની સર્વ વ્યવસ્થા ઇંગ્લાંડમાં શરૂ કરી. હાલ જે સુધરેલી રાજ્ય વ્યવસ્થા સર્વ યૂરોપખંડમાં જોવામાં આવે છે તે ફ્યૂડલ સિસ્ટિમથી ધીમે ધીમે વૃદ્ધિ પામી છે. ફ્યૂડલ સિસ્ટિમને લીધે જેમના હાથમાં જમીન ગઈ તેમને જ આગળ જતાં પ્રતિનિધિરાજ્ય વ્યવસ્થામાં મત આપવાનો અધિકાર મળ્યો. ઇંગ્લાંડમાં અમીરોની સભા એ ફ્યૂડલ સિસ્ટિમનું જ પરિણામ છે. પ્રતિનિધિરાજ્ય પદ્ધતી જેમ જેમ આગળ વધતી ગઇ તેમ તેમ મૂળની ફ્યૂડલ સિસ્ટિમ પાછળ પડતી ગઇ અને આખરે જમીન જેમની તેમની પાસે રહી, ને ચાકરી બદલ કરના રૂપમાં પૈસા લેવાની શરૂઆત થઈ.

વખતે દેશ દેશમાં જે લડાઇઓ થતી તેવી જ સરદાર લોકો પોત-પોતામાં પણ લડાઇઓ કરતા. તે વેળાના ઇતિહાસમાં નાની મોટી લડાઇઓ અને ઘોર કર્મ વગર બીજું કંઇ દેખાતું નહિ. સરદાર લોકોએ પોતાના હાથ નીચેના સિપાઇઓની તથા ગુલામોની કતલ ઉડાવવી એ કેવળ સામાન્ય વાત ગણાતી અને તેને વાસ્તે કોઇ કોઇને દોષ દેતું નહિ; પરંતુ કાળાંત્તરે તે સ્થિતિ બદલાઈ અને નાનાં નાનાં રાજ્યો તૂટીને તથા સરદારોનું મહત્વ જતું રહીને એક છત્રી રાજ્યો સ્થાપન થયાં. રાજ્ય વ્યવસ્થામાં સુધારણા થવાથી પોત પોતામાંના કલહ ઓછા થયા અને ઉદ્યોગ મળે એવા હુનર તરફ લોકોનું લક્ષ લાગીને એકત્ર કાર્ય ને શ્રમ વિભાગથી અંતઃ સ્થિતિ સુધરી, તથા મનુષ્યનો ઘણો વખત ઉદ્યોગમાં જવા લાગ્યો. એનુ પરિણામ એ થયું કે, જુલમી વર્તનનો લોકોને તિરસ્કાર આવવા માંડયો અને જે વર્તનમાં બીજા લોકો માટે વિચાર કરેલો જણાય તે વર્તન વિષે લોકોમાં પ્રીતિ ઉત્પન્ન થવા લાગી. આધુનિક કાળમાં પણ યૂરોપિયન દેશોમાં ઘણાં યુદ્ધ થયાં છે; પરંતુ આ કાળની લાડાઇઓ અને પહેલાંની લડાઇઓમાં જમીન આસમાન જેટલો તફાવત છે. હાલમાં અંતઃ વ્યવસ્થા ઉત્તમ હોવાને લીધે શત્રુતાથી ચાલનારા દેશોના સૈન્યોમાં જો કે લડાઇઓ થાય તોપણ બીજા લોકો ઉપર તેમની કહીએ તેવી અસર થતી નથી. પહેલાંના લડાઇ વાળા કાળમાં યુદ્ધ શરૂ થયું કે તરત જ જ્યાં ત્યાં અંધાધુંધી થતી અને દરેક મનુષ્યને આત્મસંરક્ષણ માટે સિપાઇ બનવું પડતું અને તેથી કોઇના જીવનું એક ઘડીનું પણ શાસ્વતપણું ન હતું. હાલમાં તે સ્થિતિ બિલકુલ બદલાયાથી શત્રુનીતિના વિચારોની નીચે મિત્રનીતિના વિચાર છેક દબાઇ જતા નથી. સમાજ શાસ્ત્રના મૂળતત્વનું વિવેચન કરતાં તે પુસ્તકમાં એવાં ઉદાહરણો આપેલાં છે કે, ઘણા દિવસ લોકોને

શાંતતાનો અનુભવ મળતો એટલે તેમના મન ઉપર મિત્રનીતિના વિચારનો અમલ બેસતો અને પછી બંડ અને ટંટા બખેડા શરૂ થતા; એટલે તેમના વિચારમાં ફરક પડીને શત્રુનીતિના વિચારનો અમલ બેસતો અને આ પ્રમાણે ઘણી વાર હાલમહાલા થતી. આ વિચારોના ફેરફારની સાથે નીતિકલ્પનામાં પણ ફેરફાર થતો હતો એ કહેવાની જરૂર નથી.



## પ્રકરણ ૪ થું.

### ધાડ પાડવી.

મારફૂટ કરીને બીજાના શરીરને ઈજા કરવી અથવા તેનો પ્રાણ લેવો અને તેની સ્વતંત્રતા, મહેનત અથવા માલમતા એમનું અપહરણ કરીને તેને નુકસાન કરવું; એ બન્ને વાતોનો ઘણો સંબંધ છે અને તે સહજ લક્ષમાં આવવા જેવો છે. ગયા પ્રકરણમાં જુલમના જે પ્રકારનું વિવેચન કર્યું છે તેનું આખર પરિણામ હમેશાં લોહી વહેવામાં થાય છે; પરંતુ આ પ્રકરણમાંના જુલમનું છેવટ પરિણામ તેવું નથી.

જુલમના આ પ્રકારનું આખર પરિણામ મનુષ્યની સ્વતંત્રતા હરણ કરીને તેને કેદ કરી ગુલામ કરવો એ છે. વાસ્તવિક આવા કૃત્યને ધાડ પાડવી કહેવું એ કંઈક તાણીતુશીને આ શબ્દનો અર્થ કરવા જેવો છે. તથાપિ થોડો વિચાર કરવાથી એવું દેખાઈ આવશે કે, મનુષ્યનું પોતાના શરીર ઉપરનું સ્વામિત્વ નાશ કરીને તેનો ઉપયોગ બીજો માણસ પોતાના હિત માટે ગમેતેમ કરે એ પહેલા નંબરની ધાડ છે, એમ કહેવાને હરકત નથી. સાધારણ ધાડમાં મનુષ્યો ભૂત કાળમાં પોતાની ખુશીથી

કરેલી મહેનતનું ફળ તેની પાસે બળાત્કારે ખુંચી લેવામાં આવે છે; પરંતુ આ વિશેષ પ્રકારની ધાડમાં ભવિષ્ય કાળમાં તેની પાસે જુલમથી જે કામ કરાવવાનું હોય છે તેનું ફળ તેની પાસેથી છીનવી લેવામાં આવે છે. નીદાન આવા કૃત્યને ધાડ પાડવી એ નામ જોકે યોગ્ય ન હોય તોપણ, તેનો જુલમ આ વર્ગમાં સમાવેશ થવો જોઇએ અને આ જુલમનો પ્રકાર જો કે ખુનના જેવો ભયંકર નથી તોપણ તેની જોડનું બીજી પાયરી જેટલા મહત્વનું છે.

મનુષ્યની શરૂઆતની અવસ્થાની અંધાધુંધીના અને લૂટાલૂટના વખતથી મનુષ્યને પકડીને ગુલામ કરવાનો ચાલ હયાતીમાં છે અને તે લડાઇ વાળી સ્થિતિનું જ પરિણામ છે; એ વિષે આ ઠેકાણે પુરાવો આપવા બેસવાની જરૂર નથી. જુદાં જુદાં ટોળાંમાં જ્યાં હમેશાં લડાઇઓ ચાલતી હતી ત્યાં એક ટોળાના લોકો શત્રુને વેરણ છેરણ કરી નાંખતા ત્યારે હાથમાં સપડાઈ જતા તે લોકોને કાંતો ખાઈ જતા, કે કાંતો બંધીવાન કરી રાખતા એ સિવાય બીજો ઇલાજ ન હતો. હાલની રીત પ્રમાણે સલાહનામાં વગેરે થઇને કદી પણ લડાઈ સંપવાનો સંભવ હોત તો શાંતતા થયા પછી બંધીવાનોને પાછા પોતાને દેશ મોકલવામાં આવત; પરંતુ તે વખતે તેવો કંઇપણ સંભવ ન હતો. તેમને પાછા મોકલે તો તે ઉલટા ફરીને પોતાની સાથે લડવા આવશે એવા ભયથી તેમનો કંઇપણ રસ્તો કરવાની જરૂર પડતી; કદાપિ તેવો સંભવ હોત તોપણ તેવી સ્થિતિમાં એટલા ઔદાર્યના વિચાર આવવા એ શક્ય ન હતું. બંધીવાનનો કંઇપણ રસ્તો કરવો એટલે તેને ફોકટ ખવરાવવું અથવા તેની પાસેથી કામ લઇને તેના નિર્વાહનાં સાધન કરી આપવાં. અર્થાત બીજો રસ્તો સુલભ હતો અને તે વધારે સુલભ કરવાને વાસ્તે બંધીવાનને વેચી નાંખવાનો વહીવટ શરૂ

થયો. શરૂઆતમાં લડાઈમાં જે બંધીવાન પકડાતા તેમને ગુલામ તરીકે વેચવાનો ચાલ પડ્યો; પરંતુ પછી જેમ જેમ આ ગુલામના વ્યાપારમાં ફાયદો દેખાવા લાગ્યો, તેમ તેમ ફક્ત ગુલામ પકડવાના ઉદ્દેશને માટે પણ લડાઇઓ થવા લાગી. ઘણા સૈકા સૂધી પુષ્કળ ઠેકાણે જમીનની ખેડ વગેરેનું કામ ગુલામોના હાથથી થતું હતું. ગુલામ પકડીને આણવા માટે સ્વારીઓ ઉપર સ્વારીઓ કરવી અને જે લોકો આડે આવે તેને કાપી નાંખવા એવો ક્રમ અનેક દેશોએ ચલાવેલો હતો. આ પહેલા નંબરની ધાડ પાડવાનું મુખ્ય કારણ હમેશાં ચાલનારાં યુદ્ધો હતાં તે યુદ્ધો ન થાત તો આ ચાલ હયાતીમાં આવત નહિ.

આના જેવી જ બીજી એક પ્રકારની ધાડ પાડવાની ક્રિયા છે તે ઉપર કહેલા પ્રકારના પણ પહેલાંથી અસ્તિત્વમાં આવેલી હોવી જોઈએ. કારણ, લડાઇમાં પરાભવ પામેલા લોકોને પકડીને ગુલામ કરવાનો રીવાજ જે જંગલી લોકોમાં નથી એવા કેટલાક લોકોમાં તે જણાય છે. આ ધાડ બાઈડીઓ ચોરી લાવવા સંબંધની હોય છે. યુદ્ધમાં જીત મેળવ્યા પછી પહેલું કામ શત્રુની બાઇડીઓને હસ્તગત કરી લેવાનું. મનુષ્યની શરૂઆતની સ્થિતિને સુધારાની કેટલીક મજલ પહોચતાં સૂધી વિજયી લોકોની સર્વથી શ્રેષ્ટ બક્ષીસ કહીએ તો શત્રુની બાઇડીઓ. મ્યાકલેનાન નામના ગ્રંથકારે 'મનુષ્યની પ્રાથમિક સ્થિતિના વિવાહનો પ્રકાર' કરીને પુસ્તક લખેલું છે. તે ઉપરથી અને આ વિષય ઉપરનાં બીજાં પુસ્તકો ઉપરથી ચોરીને અથવા જબરાઇથી સ્ત્રીઓને લઇ જઇને તેમની ખુશી વિરૂદ્ધ પણ તેમની સાથે લગ્ન કરવાનો રીવાજ ઘણા લોકોમાં હતો એમ દેખાય છે. તેજ પુસ્તકો ઉપરથી એવું પણ દેખાય છે કે ટોળામાંની લોક સંખ્યા કાયમ રાખવાને માટે કેટલાક

ટોળાના લોકોને એમ કરવાની જરૂર પડતી. ઉમ્મર લાયક થયેલી સ્ત્રીઓ લડાઇમાં જીતીને અથવા ચોરીને લાવ્યા એટલે નાનપણથી છોકરીઓની કાળજી રાખી તેમને ઉછેરીને મોટી કરવાની મહેનત મટે. જંગલી લોકની ગૃહસ્થિતિ મનમાં આણીએ તો તેમનામાં છોકરાંની અનાસ્થા થવાનો કેટલો સંભવ છે અને તેને લીધે નાનાં છોકરાંનાં મૃત્યુનું પ્રમાણ કેટલું મોટું હોઈ શકે એ સહજ ધ્યાનમાં આવવા જેવું છે. જ્યાં આ ચાલ પેઢી દર પેઢી ચાલુ રહ્યો ત્યાં તેને સમાજનું અને નીતિનું પણ અનુમત મળ્યું. બ્રાહ્મણ લોકોમાં જે પ્રમાણે એક ગોત્રી સ્ત્રી પુરૂષોને અથવા સપિંડ હોય તેમને એક બીજા સાથે લગ્ન કરવાની સખ્ત મનાઇ છે. તે પ્રમાણે જ બીજા કેટલાક લોકમાં ચાલ છે. તે ચાલનું મૂળ ઘણા પ્રાચીન કાળથી હયાતી પામેલા બાઇડીઓ ચોરી લઈ જવાના રીવાજમાંથી હોવું જોઇએ એમ કેટલાકનો તર્ક છે. આ તર્ક ખરો હો અથવા ખોટો હો, પરંતુ શત્રુને જીત્યા પછી તેમની બાઇડીઓને નસાડીને લઇ જવી એ ઘણી મૂલ્યવાન લૂટ છે એમ જય મેળવનારા લોકો સમજતા હતા, એ નિર્વિવાદ છે. ઘણે પ્રસંગે વિજયી લોકોને હાથે પુરૂષોનો જો કે શિરચ્છેદ કરવામાં આવતો હતો તોપણ બાઇડીઓનું સારી રીતે સંરક્ષણ થતું હતું. કારણ, તેમનાથી પ્રજા ઉત્પન્ન થશે એવી જીતનારાની ઇચ્છા હતી. આપણી પૌરાણિક કથામાં બાઇડીઓ ચોરી લઈ જવાના ચાલ વિષે અનેક ઠેકાણે ઉલ્લેખ છે. પ્રાચિન કાળમાં આપણા લોકોમાં વિવાહના જે આઠ પ્રકાર હતા તેમાં રાક્ષસ વિવાહની ગણના હતી. રાક્ષસ વિવાહ એટલે ખરેખરી રીતે ચોરીને અથવા જબરાઇથી પકડી આણેલી સ્ત્રી સાથેનું લગ્ન. અમેરિકા ખંડના પૂર્વ ભાગમાં વેસ્ટ ઈંડિઝ નામનો દ્વીપ સમુહ છે. તેમાં કયારિબી નામનો બેટ છે

સાંના કારિબ લોકો જે વખતે મનુષ્ય ભક્ષક હતા તે વેળા તેમનામાં તેવો જ ચાલ હતો. હીબ્રૂ લોકો સંબંધી બાયબલમાં જૂના કરારમાં એવી હકીકત મળી આવે છે કે, કોઈ લડાઇમાં યશસ્વી થયા પછી મોઝેસે શત્રુ તરફની પરણેલી સ્ત્રીઓ, પુરૂષ અને છોકરાં એમની કતલ કરવાનો હુકમ આપ્યો; પરંતુ ફક્ત કુમારિકાઓને ફત્તેહ કરનારા લોકોના ઉપભોગને માટે રાખી મૂકી.

આ સર્વ ઉદાહરણ ઉપરથી એવું અનુમાન નીકળે છે કે, જે સમાજની ઘણી ઊન્નતિ થયેલી નથી તે સમાજમાંના લોકોની નીતિ વિષેની સમજૂતી (પ્રવર્તકનીતિ વિષેની સમજૂતી એમ કહીએ તો વધારે સારૂ) આ ચાલની વિરૂદ્ધ નથી. ઉલટું તે ચાલને ઉત્તેજન દેનારી હોવાનો સંભવ વિશેષ છે. ઇજીપ્શન અને આસિરિયન લોકોમાં ઘણા જુના કાળની ભીંતો ઉપર કાઢેલાં અને પત્થર ઉપર કોરી કાઢેલાં ચિત્રો મળી આવે છે. તે ઉપરથી તે વખતે બંધીવાનો સાથે કેવી રીતે વર્તતા તે જણાઈ આવે છે. આ ચિત્રો ઉપરથી કરેલા તર્ક તે વેળાના લેખોની સાથે મળતા આવે છે. આવાં ચિત્રો કાઢવાના તેમના સામાન્ય વહીવટ ઉપરથી તેવાં કૃત્યોને તે વેળા સમાજની સંમતિ હોવી જોઇએ એમ દેખાય છે. આવા સમાજમાં બંધીવાનોને ગુલામ કરવા અને તેમની બાઈડીઓને ઉપભોગને વાસ્તે રાખવી એ વાતોને સંમતિ મળે એ ઘણું સંભવિત છે. હીબ્રૂલોકોના ગ્રંથમાં જે પ્રમાણે બંધીવાનોને ગુલામ કરવાના રીવાજને કોઈ ઠેકાણે દોષ દીધેલો મળતો નથી, તે જ પ્રમાણે ગ્રીક લોકોના ગ્રંથમાંથી પણ તેનો તિરસ્કારપૂર્વક ઉલ્લેખ કરેલો કોઈ ઠેકાણે દેખાતો નથી. ગુલામ કરવાના રીવાજ પ્રમાણે જ લડાઇમાં પકડીને અથવા બીજી રીતે સ્ત્રીઓ હરણ કરવાના ચાલ સંબંધી સ્થિતિ હતી. આવી રીતે હસ્તંગત

થયેલી સ્ત્રીને પતિ તરીકે ગણવી અથવા ઉપપતિ દાખલ ગણવી એ દુષણ ભરેલું સમજવાને બદલે ઉલટું થોડું ઘણું ભૂષણાસ્પદ ગણવામાં આવતું હતું. મહાભારતનાં કેટલાંક સ્થળો ઉપરથી પ્રાચીન આર્ય લોકોમાં એવાં કૃત્યને દેવોનો પણ અનુમત હતો એમ ગણાતું હોય એવો તર્ક થાય છે, અને હીબ્રૂ લોકોમાં દેવોનો અનુમત મનાતો ન હોય તોપણ સમાજનો અનુમત હતો એતો ઉઘાડું છે. બાયબલના જુના કરારમાં 'જજિસ' કરીને એક પુસ્તક છે તેમાં હીબ્રૂ લોકોની એક ટોળીના લોકોએ પોતાને વાસ્તે બાઇડીઓ કેવી રીતે મેળવી તે બાબતની હકીકત છે. જાબેશગિલેડના પુરૂષ અને પરણેલી સ્ત્રીઓને ઠાર માર્યા અને ત્યાં ચારસેં કુમારિકાઓ મળી આવી તેમને બેનજામિનની ટોળીના લોકોએ પોતાની સ્ત્રીઓ કરી; તથાપિ બીજા કેટલાક લોક બાઇડીઓ વગર બાકી રહ્યા. તેઓ, શિલોમાં સ્ત્રી પુરૂષો એક તહેવારને દિવસે નાચવા વાસ્તે ભેગાં થયાં હતાં તેમની પાસેથી તેમની છોડીઓને જબરાઈથી લઈ ગયા. આવી વાતો મોટા પ્રમાણમાં બનવા સારૂ તેમને સમાજના અનુમતની જરૂર હોય છે.

ધાડ પાડવાના આ વિશેષ પ્રકારોનો વિચાર પૂરો કરતા પહેલાં સાંપ્રત કાળમાં સુધરેલા લોકોમાં તે પ્રકાર કેવી રીતે સમૂળગો નાશ પામ્યો તે વિષે થોડો ઉલ્લેખ કરવો જોઇએ. લડાઇવાળી સ્થિતિનું જોર કમી થઇને જેમજેમ લોકોને સ્વતંત્રતા મળવા લાગી અને ઘણા દેશોની અંતઃવ્યવસ્થા સહેલથી ચાલવા લાગી તેમતેમ શત્રુનીતિના વિચારોનું જોર કમી થતું ગયું અને મિત્રનીતિના વિચારનો ઉદય થવાને અવકાશ મળ્યો. આગળ જતાં ઉપર કહેલા રીવાજોનો લોકોને એટલો બધો ધિક્કાર આવવા લાગ્યો અને તેની વિરૂદ્ધ મનોવૃત્તિ અને સમજૂતીઓ એટલી તો

પ્રબળ થઇ કે તે નાબુદ કરવાને ઘણી પંચાત પડી નહિ.

યુદ્ધમાં યશ મેળવવો એ કીર્તિદાયક ગણાતું તેમાટે યશની સાથે રહેવામાં વિજયી લોકોના હાથથી થયેલાં અનીતિનાં આચરણોને પણ સારાપણું પ્રાપ્ત થતું. માટે પરાભવ પામેલા શત્રુનું ભક્ષ ન થાય તો તેમને ગુલામ કરવા અથવા તેમની સ્ત્રીઓ હરિ લેઈ જવી એ વાતો જેમ પ્રતિષ્ટાદાયક ગણાતી તેમ તેમના વિત્તનું અપહરણ કરવું એ પણ પ્રતિષ્ઠાદાયક ગણાતું. આ સમજૂતીનું સ્વાભાવિક પરિણામ એવું થયું કે યુદ્ધ પ્રસંગ સિવાય પણ શત્રુ ઉપર ધાડ પાડીને તેમની માલમતાનું હરણ કરવું એ ભૂષણદાયક માનવામાં આવ્યુ. જંગલી સ્થિતિમાં અણઓળખીતો માણસ કહ્યો એટલે તે શત્રુ મનાય છે, પછી તે સ્વજાતિ હો કે પરજાતિ હો. કારણ તે સ્થિતિમાં કોઇનો પણ અનુભવ થયા સિવાય તેના ઉપર કંઈપણ ભરંસો રાખવાની સોઈ હોતી નથી, માટે શત્રુ ઉપર ધાડ પાડવાને જે અનુમત મળ્યો તેનો ઉપયોગ વગર ઓળખીતા મનુષ્યો ઉપર ધાડ પાડવાના કામમાં પણ થવા લાગ્યો. પોતપોતામાં ચોરી કરવી અને શત્રુની અથવા પારકા માણસની ચોરી કરવી; આ વાતો માત્ર હમેશાં જુદી માનવામાં આવતી અને લોકોને પહેલા નંબરની ચોરી નઠારી છે એમ લાગ્યા પછી પણ બીજા પ્રકારની ચોરી સારી છે એમ લાગતું હતું, અને હજીએ સુધરેલા લોકોના મનમાંથી પણ એ વિચાર તદ્દન ગયો નથી.

ઉત્તર અમેરિકાના ઇંડિયન લોકોમાં કોમાંચ કરીને લોકો છે. તેમાં કોઇપણ જુવાન માણસને શૂરા સિપાઇમાં પોતાની ગણના કરાવવી એમ લાગતું હોય તો, તેણે કોઈ પણ ઠેકાણે બહાદુરી ગજાવવી જોઈએ; એટલે કોઇપણ ઠેકાણે ધાડ પાડીને પુષ્કળ લૂટ આણવી જોઇએ. આ પરીક્ષામાં ઉતર્યા સિવાય મનુષ્ય તે

પદવીને પાત્ર થયો એમ સમજવામાં આવતું નથી. તે સમાજમાં પહેલા નંબરના ધાડપાડુને પહેલું સ્થાન મળે છે. પાટાગોનિયા દેશના મનુષ્ય જો વગર ઓળખીતાની ચોરી કરવામાં કુશળ હોય તો જ તેનામાં બાઇડીનું ભરણપોષણ કરવાનું સામર્થ્ય છે એમ માનવામાં આવે છે અને તેને લગ્ન કરવાની હરકત નથી એમ લોકોને લાગે છે; પરંતુ આ ગુણ મનુષ્યમાં ન હોય તો તે મનુષ્ય નિરૂપયોગી ગણાય છે. ઉત્તર આફ્રિકાના લોકોના સંબંધમાં લિવિંગસ્ટન કહે છે કેઃ—

"અહીંનાં કેટલાંક ટોળાંના લોકોને એકબીજાનાં ઢોર ચોરવાની ટેવ છે. એ લોકો ઢોરની ચોરી અને બીજી ચોરીમાં હમેશાં ફરક માને છે. તેમની ભાષામાં આ બેના જુદાજુદા શબ્દો છે. બીજા પ્રકારની ચોરી કરવી એ અનીતિકારક મનાય છે; પરંતુ ઢોરની ચોરી તો તેવી નથી. તેમની ભાષા મને બરોબર આવડતા પહેલાં ત્યાંના એક સરદારને મેં કહ્યું. તમે તે મનુષ્યનાં ઢોર ચોર્યાં? તે ઉપરથી તે બોલ્યો 'નાના.મેં તે ચોર્યાં નથી જ, મેં ફક્ત વાળી આણ્યાં છે.' તેના બોલવાનો ભાવ એકે આવી રીતે ઢોર આણ્યાં તે ચોરી નથી."

મોગલ લોકોમાં કાલમક નામની જાત છે. તે જાતના લોકો સંબંધી પાલાસે એ માહીતી આપી છે કે, તે લોકોને ચોરીની અને ધાડ પાડવાની મોટી ખોડ છે; પરંતુ પોતાના ટોળાના લોકોને માત્ર તે ઉપદ્રવ કરતા નથી. તાતાર લોકો પૈકી કિરઘી લોકો સંબંધી આટકિન્સન તેમ જ કહે છે. તે લખે છે કેઃ—

"કિરઘી લોકોમાં પોતાના ટોળાના માણસોના ઘોડા અથવા ઉંટ કોઇએ ચોર્યાં હોય તો તેને તાબડતોબ શિક્ષા થાય છે; પરંતુ

બહારના લોકો ઉપર ધાડ પાડી હોય, અથવા એકાદું શહેર લૂટયું હોય તો તે ભૂષણાસ્પદ માને છે".

આ બે પ્રકારની ચોરીઓમાં જે ભેદ જણાય છે તેને લીધે જંગલી લોકોમાં પણ કેટલીએક ચમત્કારિક સમજૂતી થાય છે તે એવી કે, કેટલીક લુટારૂ ટોળીના લોકો મેમાન ઘરમાં હોય ત્યાં સૂધી તેને કંઈ કરતા નથી, પરંતુ તે ઘરમાંથી નીકળ્યો એટલે વાટમાં જ તેને નિઃશંકપણે લુટી લે છે. આપણને આવા પ્રકારની વર્તણુક એકબીજાથી વિરૂદ્ધ લાગે છે; પરંતુ ઉપર જેવા જ કંઈ કારણને લીધે તેમ થતું હોવું જોઇએ. આટકિન્સન લખે છે કેઃ—

"જેણે મારી પરોણાગત કરી તે કિરઘી સરદાર બોલ્યો 'કોબાલ્ડોસ (એ બીજા એક કિરઘી સરદારનું નામ હતું અને તેની તરફ જવાને હું નીકળ્યો હતો) તમને તમે તેને ઘેર જશો ત્યાંસૂધી ત્રાસ આપવાના નથી; પરંતુ તેનાં માણસ તમારી પૂઠ તપાસતા રહેશે અને તમે વાટે ચાલવા લાગ્યા એટલે તે તમને લુટશે'."

લુટારૂ લોકોના ટોળામાં ચોરીને કેટલું માન છે એ તુર્ક લોકોના ઉદાહરણ ઉપરથી સારી રીતે લક્ષમાં આવે એવું છે. મર્હેના લોકોમાં છેક છેવટના વખત સૂધી પોતપોતામાં ધાડ પાડવી એ પણ ખોટું છે એમ મનાતું નહિ માત્ર તે ધાડ નાગના થાય એવી હોવી જોઇએ.

"ટર્કી લોકોમાં ખૂન અને ધાડ એ આબરૂ ભરેલાં નિર્વાહ કરવાનાં સાધન સમજવામાં આવે છે; પરંતુ આશ્ચર્ય થવા જેવી વાત એકે બજારમાં વેચવા વાસ્તે મૂકેલા સામાન પૈકી છાનુમાનું કંઇ ઉચકી લેવું એ તે લોકોમાં તિરસ્કાર ભરેલું ગણાય છે."

આ માહીતી ઓડોનોબ્હન એણે આપી છે. મર્હેની કૌનસીલમાં જે વખત ઓડોનોબ્હને પોતે જ એવા આગ્રહથી

સૂચના કરી કે કોઇએ લુટાલુટીની સ્વારીઓ કરવી નહિ અને ધાડ પાડવી નહિ. તે વખતે એક સભાસદને ઘણો ગુસ્સો ચઢયો અને તેણે જે ઉદ્ગાર કહાડ્યા તે નીચે લખ્યા છે.

"તે મુસલમાન સભાસદ સંતાપના અને આશ્ચર્યના ચહેરાથી બોલ્યો કે 'હું અલ્લા (પરમેશ્વર) ના નામથી તમને પૂછુંછું કે આ અમારાં નિર્વાહનાં સાધનો જો બંધ થશે તો અમારાથી જીવાશે શી રીતે?'" તુર્ક લોકોની ઘણી જાતોમાં આવી જ સમજૂતીઓ છે. પઠાણ લોકોમાં માની, અલ્લા (ઇશ્વર) ને હમેશાં એવી પ્રાર્થના હોય છે કે મારો છોકરો ખબડદાર ધાડ પાડનારો થાય. રૌની એના કહેવા પ્રમાણે આફ્રીડી આયાઓ પણ એવાજ પ્રકારની પ્રાર્થના દેવ પાસે કરે છે. તુર્ક લોકોમાં નામાંકિત ધાડ પાડનારાની સંતમંડળમાં ગણના થાય છે, અને તેની ઘોર આગળ લોકો માનતા ચઢાવે છે અને પ્રાર્થના કરે છે. આ વાત ઉપરથી તેમની સમજૂતી વિષે તર્ક થઈ શકશે.

ઉપર બતાવેલાં ઘણાંક ઉદાહરણોમાં ટોળી માંહેના લોકોની ચોરી અને ટોળી બહારના લોકોની ચોરી એ બેમાં તફાવત મનાય છે; પરંતુ એવી પણ કેટલીક જંગલી લોકોમાં જાતો છે કે તેમનામાં આ બન્ને આવશ્યક અને ભૂષણાસ્પદ માનવામાં આવે છે. કુકી લોકો વિષે ડાલ્ટન કહે છે કે:—

"ભામટાપણાના કસબને તે લોકોમાં જેટલું માન મળે છે તેટલું બીજા કોઈપણ ગુણ અથવા દુર્ગુણને મળતું નથી." તેજ પ્રમાણે ગિલ્મર લખે છે કે:—

"મોંગોલિયામાં નામાંકિત ચોરોની સભ્ય લોકોમાં ગણના થાય છે. જ્યાં સૂધી તે પોતાનું કામ બહાદુરીથી કરે છે અને કદી કોઈના સપાટામાં આવતા નથી ત્યાં સૂધી તેમને કોઇ પણ

પ્રકારનું કલંક લાગતું નથી.” એશિયા ખંડના અંગામી લોકો વિષે નીચેની હકીકત વાંચવામાં આવે છે:—

“તે મોટા મશહુર ચોર છે. ભામટાપણામાં તેઓ મોટી પ્રતિષ્ટા માને છે. કારણ, પહેલાંના સ્પાર્ટન લોકો પ્રમાણે જ ચોરી વિષે તેમનો મત છે. એટલે ચોરી કરતાં જો મનુષ્ય પકડાઈ ગયો તો જ માત્ર તે ચોરી અપમાન ભરેલી અને શિક્ષા કરવા લાયક ગણવી; પરંતુ બહાદુરી કરેલી ચોરીની વાત જુદી.” અમેરિકાના ચિનૂક લોકનાં ઉદાહરણ પણ એવાંજ છે. બહાદુરીથી કરેલી ચોરી તેમને પ્રતિષ્ઠિત લાગે છે; પણ અધુરી ચોરીનો તે તિરસ્કાર કરે છે અને કોઈ કોઈ વાર તેવી ચોરી કરનારને તેઓ શિક્ષા પણ કરે છે. આફ્રિકાના લડાઇખોર અને ક્રૂર વાગાંડા લોકોમાં કોઈ પણ અપરાધમાં પકડાઈ જવું એ ગુન્હો સમજવામાં આવે છે. પાલિનિશિયાના ફ્રિજિયન લોકોમાં “બીજો ન જાણે એમ ચોરી કરતાં આવડે એ સદ્‌ગુણ ગણાય છે અને એવી ચોરીથી મેળવેલા પૈસાની સાથે બીજા સંબંધ રાખે એ પણ નિરદોષ ગણાયછે.”

આ ઉદાહરણોમાં શૌર્ય અને ચાતુર્ય આ ગુણોથી ચોરીને સારાપણું આપેલું જણાય છે.

પહેલાંના લોક વિષે ઇતિહાસ ઉપરથી જે પુરાવો મળે છે તે ઉપરથી એવું સિદ્ધ થાય છે કે, જેમજેમ જુદાજુદા લોકોમાં વૈમનસ્ય અને યુદ્ધો કમી થતાં જાય છે અને એક જાતના લોકોમાં ઉદ્યોગ મળે એવા વ્યવહાર સારી રીતે ચાલવા માંડે છે, તેમતેમ તે લોકોની નીતિ વિષેની સમજૂતીમાં ફેરફાર પડતો જાય છે. આ ફેરફારનું સ્વરૂપ પાછળના પ્રકરણમાં કહેલું જ છે.

ઋગવેદમાં દેવોએ કરેલી ચોરી વિષેનો ઉલ્લેખ છે.

सुषायद्विष्णुः पचतं सहीयान्विध्यद्वराहं तिरो अद्रिमस्ता । १. ६१. ७.

ટીકા. पचतं એ શબ્દ ઉપરથી કેટલાક પશ્ચિમ તરફના ટીકાકાર આઋચાના પૂર્વ ભાગનો અર્થ વિષ્ણુએ રાંધેલું અન્ન (યજ્ઞને વાસ્તે તૈયાર કરેલું) ચોરી આણ્યું એવો કરે છે. આપણા દેશના ટીકાકાર 'पचतं' એનો અર્થ 'પરિપક્વં અસુરાણાં ધનમ્' એવો કરે છે. બેમાંથી ગમે તે અર્થ લઇએ તોએ મુષ્ ધાતુનો અર્થ ચોરવું એવો જ છે અને ચોરી બદલ જ આ ઠેકાણે પુરાવો જોઇએ. શત્રુના ધનનું હરણ કરવું એ ચોરી નથી એમ પણ કહી શકાય એવું છે.

આઋચામાં વિષ્ણુએ ચોરી કર્યાનુ વર્ણન છે. તૈત્તિરિય સંહિતામાં એવી કથા છે કે ત્વષ્ટ્રીના છોકરાને ઈંદ્રે માર્યો હતો અને તે છોકરાને માટે તેણે યજ્ઞ આરંભ્યો હતો. તે યજ્ઞમાં ઇંદ્રના અપરાધ બદલ તેને તેનો હિસ્સો આપવાને ના કહ્યું તે ઉપરથી ઇંદ્રે આવીને જબરજસ્તીથી સોમરસનું પાન કર્યું. આ સંબંધી નીચેનો ઉતારો જુઓ.

तं नोपाव्हयत पुत्रं मे वधिरिति ।

स यज्ञवेशसं कृत्वा प्रसह्य सोममपिबत् ।

અર્થ.

તેણે મારા છોકરાનો વધ કર્યો છે તે માટે તમે તેને બોલાવશો નહિ. (પોતાને બોલાવતા નથી એવું જોઇને) તેણે (ઈંદ્રે) યજ્ઞમાં પેશી જઇને બળાત્કારે સોમરસનું પાન કર્યું.

દેવોના આચરણમાં જણાતાં આ નીતિતત્વ મનુષ્યને વાસ્તે કરેલા નિયમમાં પણ સ્પષ્ટ દેખાય છે.

ક્ષાત્ર ધર્મ વિષે લખતાં એક ઠેકાણે નીચેના અર્થનું વચન આપેલું છે.

"ક્ષત્રીઓને બીજાના વિત્તની ઈચ્છા થાય તો તે તેમણે પોતાના બાહુ બળથી તૃપ્ત કરવી; તેની તૃપ્તિ વાસ્તે તેમણે યાચના કરવી એ કદી યોગ્ય એમ ગણાય નહિ."

પરંતુ સર્વ ઠેકાણે શાંતતા થયા પછીના કાળમાં જે હિંદુ ગ્રંથકાર ઉત્પન્ન થયા તેમણે ઉપરના તત્વોનો નિષેધ કરેલો છે અને કેવળ વિરૂદ્ધ તત્વનું પ્રતિપાદન કરેલું છે.

હવે બીજા પ્રાચીન લોકોના ઇતિહાસ તરફ દુર્લક્ષ કરીને યૂરોપના મધ્ય કાળની તથા અર્વાચીન ઇતિહાસમાંની કેટલીક વાત ઉપર લક્ષ આપીએ. ડાસેંટ નામનો ઇતિહાસ કર્તા નાર્સ લોકો વીષે લખેછે કેઃ—

"કહી કહાવીને ઉઘાડી રીતે ધાડ પાડવી અથવા ચાંચીઆપણું કરવું એ કૃત્યો તે લોકોમાં ભુષણાસ્પદ ગણાતાં."

પ્રાચિન કાળના જર્મન લોકોની પણ તેવી સ્થિતિ હતી. તેમનું વર્ણન કરતાં સીઝર કહેછે કેઃ—

"પ્રત્યેક સંસ્થાનના લોકો સંસ્થાનની હદ બહાર કોઇ ધાડ પાડે તો તેને દુષણ દેતા નથી. કોઇ ચોરનો નાયક જો મંડળીમાં ઉભો થઇને કહે કે 'હું તમારો આગેવાન થાઉંછું, અને જેમને મારી પાછળ આવવાનું હોય તે પોતાનું નામ આપે' તો જેમને તે મનુષ્ય ગમે અને તેની હિંમત વખાણવા જેવી લાગે તે લાગલા જ ઉભા થાય અને તેને મદદ કરવાનું વચન આપેછે, અને આવું કરનારા મનુષ્યો વિષે એકંદર લોક મત ઘણો સારો હોય છે; પરંતુ જે લોકો તેની પાછળ જવા તૈયાર થાય નહિ તે વિશ્વાસઘાતી અને ટોળીની બહારના છે એમ સમજવામાં આવે છે અને વિશ્વાસની છાની વાત તેની પાસે કોઈ બોલતું નથી."

પોત પોતામાંની અથવા જુદા જુદા દેશોની હમેશાં થનારી નાની મોટી લડાઇઓ અને લોકોમાંની નાની મોટી ચોરીઓ અને ધાડો, એમના અરસપરસ સંબંધના હજાર–બારસેં વરસનો ઇતિહાસ ક્રમ વાર તપાસવો એ ઘણું ત્રાસનું અને કઠણ કામ થાય, માટે યૂરોપના ઇતિહાસમાંથી કંઇ ખાસ પ્રસંગ લેઇને તે વખતે આ સંબંધ કેવો હતો તે જોઇએ. ફ્રાન્સ દેશમાં ફ્યૂડલ સિસ્ટિમ શરૂ થયા પછી જે કાળ શરૂ થયો તે વેળાની સ્થિતિ વિષે પૅ.લે કહેછે કેઃ–

"અમારા પ્રાચીન ગ્રંથકાર તૃષ્ણા, લોભ, કપટ, ખોટાસોગ-નખાવા, ચોરી, લુટ, ધાડ પાડવી ઇત્યાદિ દુર્વર્ત્તનના પ્રકારનો તિરસ્કાર પૂર્વક નિષેધ કરેછે. એ જ પ્રમાણે જેને પોતાના મનનો, નીતિનો અથવા લોકમતનો ભય બીલકુલ લાગતો નથી એવા છૂટા મૂકેલા સિપાઇઓના હાથથી થનારા બીજા અનાચારોનો પણ તે તિરસ્કાર કરે છે. પણ આગળ શી સ્થિતિ થઇ તે જુઓ. ઇંગ્લાડ અને ફ્રાન્સની વચ્ચે લડાઇઓ શરૂ થઇ અને તે રહી રહીને સો વર્ષ સુધી ચાલી હતી. આ ઉપરથી તે યુદ્ધને 'સો વર્ષનું યુદ્ધ' એવું કહેવાનો રીવાજ પડેલો છે. તે વખતમાં ધાડ પાડવી એ કેવળ સાધારણ વાત થઇ ગઇ હતી. સરદાર લોકો કેવળ લુટવા વાસ્તે લડાઇ કરવા પ્રવૃત થતા. જ્યાં ત્યાં નાના મોટા પ્રમાણમાં ચોરી ને લુટા લુટ ચાલતી હતી. અસંખ્ય વાટપાડુ અને ધાડ પાડુ જેને જ્યાં રસ્તો મળ્યો અને ધંધો હાથ લાગ્યો ત્યાં પસરાઇ ગયા હતા જ; પરંતુ તે સિવાય પોણોસો વર્ષ પહેલાં આપણે અહીં પિંઢારાની ટોળીઓ હતી તે પ્રમાણે ધાડ પાડુનાં વ્યવસ્થિત ટોળાં ત્યાં હતાં. તેમણે પોતાના સંરક્ષણને માટે કિલ્લા બાંધ્યા હતા અને તેમાં તેઓ નિડરપણે રહીશકતા હતા. આસપાસના પ્રદેશમાં જોઇએ તેટલી લુટ કરવી અને તે કિલ્લામાં લેઇ જઇને ત્યાં ખુશીથી ચેન બાજી ઉડાવતા, એવો

ક્રમ તે ધાડ પાડુઓએ આરંભ્યો હતો. હાથમાં આવે તે બૈરાં છોકરાંને પકડી આણવાં અને છોકરાંને નાના કામ કરવાનાં કહી બાઇડીઓને અનીતિને માર્ગે ચઢાવતા એવો પ્રકાર ચાલેલો હતો. કોઇને કોઇ ઠેકાણે મુસાફરી કરવી હોય તો કોઇ ધાડ પાડુની ટોળીને પુષ્કળ પૈસા આપીને તેના તરફનાં કેટલાંક હથિયાર બંધ માણસનું વળાવું લીધા સિવાય બહાર જવું સુગમ પડતું ન હતું. જમીન ઉપર ચાલેલા આ પ્રકારને શોભે એવો પ્રકાર સમુદ્ર ઉપર પણ ચાલેલો હતો. મોટા મોટા રાજ્યોમાંથી અને સંસ્થાનોમાંથી સમુદ્ર ઉપર ચાંચીઆપણું કરવા વાસ્તે વહાણો તૈયાર કરવામાં આવતાં એટલું જ નહિ પણ કેટલાંક શહેર અને મોટા મોટા શ્રીમાન લોકો પણ આ ધંધો કરવા સારૂ વહાણો મોકલતા હતા, અને જમીન ઉપર ધાડ પાડનારાના જે પ્રમાણે કિલ્લાઓ હતા તે જ પ્રમાણે સમુદ્ર ઉપર લુટાલુટ કરનારા લોકોનાં ઠેકાણે ઠેકાણે આશ્રયસ્થાન બાંધેલાં હતાં. હવે જર્મની તરફ નજર કરીએ તથા ત્યાં જે ત્રીસ વર્ષ સુધી લડાઇ ચાલી હતી અને જે ઉપરથી તેને 'ત્રિસ વર્ષનું યુદ્ધ' એવું નામ પડેલું છે તે વખતે લોકસ્થિતિ કેવી હતી તે જોઇએ. ત્યાં પણ ચોરી અને ધાડ સર્વત્ર ચાલેલું હતું. પ્રથમ લશ્કરના સિપાઇ જ ધાડ પાડનાર બની ગયા હતા તો પછી બીજા લોકો બને એમાં શી નવાઇ. તેમનો લોકોને ઉઘાડી રીતે લુટવાનો ધંધો ચાલેલો જ હતો; પરંતુ જેટલું હાથ લાગે તેટલાથી તેઓ ધરાતા નહિ. તેઓ માણસોના નાના પ્રકારથી હાલહવાલ કરતા અને ક્યાં કેવી રીતે દ્રવ્ય સંતાડેલું છે એ તેમની પાસેથી કઢાવતા. ખેડુતોને હથિયાર બંધ રહીને ખેડખેતી કરવી પડતી. લશ્કરના સિપાઇઓ જે પ્રમાણે બીજા ગરીબ ગુરબાંને ત્રાસ દેતા તે જ પ્રમાણે ઉપરી અધિકારીઓ પણ સિપાઇઓ પાસેથી પૈસા કઢાવતા. આવી રીતે ઘણા સરદારોએ

અખૂટ દ્રવ્ય મેળવ્યું હતું. આ પ્રકાર એટલેથી અટક્યો નથી. ખુદ રાજ્યાધિકારી પણ નાણાના શિક્કા પાડવામાં વધારે ભેગ કરીને લોકોને ઠગતા હતા.

આ બધો પુરાવો કંઈક ઘોટાળા ભરેલો છે ખરો, પરંતુ કેવળ ઉપર ઉપરથી જોનારને પણ દેખાઇ આવે એવું છે કે, આખા દેશમાં પ્રસરનારો યુદ્ધ પ્રસંગ અને ધાડ પાડવી એ બેમાં પુષ્કળ સંબંધ હોય છે. પહેલાંની સ્થિતિમાં અને હાલની સ્થિતિમાં એક મોટો ફરક પડ્યો છે. પહેલાં લડાઇઓ શરૂ થતી એટલે આખા દેશભર અવ્યવસ્થા થઇ રહેતી અને કોઇને પોતાની જીંદગીનું અને માલમતાનું શાસ્વત લાગતું નહિ; પરંતુ હાલનો પ્રકાર કેવળ જુદો છે. હજીપણ ઘણીવાર યુદ્ધ પ્રસંગ આવે છે એ વાત ખરી છે; તોપણ ઘણુંકરીને લડનારી ફોજ સિવાય બીજા લોકો ઉપર તેની ઘણી અસર થતી નથી અને જ્યાં ત્યાં ઉથલપાથલ ન થતાં સર્વ ઠેકાણે શાંતતા હોય છે. આ પ્રકરણમાં આપેલા સર્વ પુરાવા ઉપરથી એવું અનુમાન કરી શકાશે કે, જેમજેમ આ સ્થિતિ તરફ દેશની ગતિ થતી જાય છે તેમ તેમ તે દેશમાં લોકનું અપ્રમાણીકપણું કમી થતું જાય છે અને તેમનામાં (લોકમાં) પ્રમાણીકપણા વિષે આસ્થા ઉત્પન્ન થવા લાગે છે. હાલના સુધરેલા લોકની સમજૂતી અને કાયદા જોઇએ તો સ્વદેશી લોકોને લુટવા એ જેમ ગુન્હો માનવામાં આવે છે તેજ પ્રમાણે પરદેશીને લુટવા એ પણ ગુન્હો જ માનવામાં આવે છે. હાલમાં પણ ચોરીઓ થાય છે અને અનેક પ્રકારનાં જૂઠાણા ભરેલા કાવાદાવા કરવામાં આવે છે એ કબુલ કરવું જોઈએ; તોપણ પહેલાં જે પ્રમાણમાં એ પ્રકાર બનતા હતા તે પ્રમાણમાં હાલ બનતા નથી અને તેમનું સ્વરૂપ પણ તેટલું ભયંકર નથી એ નિર્વિવાદ છે. જે વખતે રાજાઓ

શાહુકારનું કરજે નાણું કહાડતા અને પછીથી તેમને ડુબાવતા, તથા વ્યાપારી લોકો ખોટું નાણું ચલાવવાની બહાદુરી બાબત શેખી મારતા તે કાળ ને હાલનો કાળ એ બેમાં મોટું અંતર પડેલું છે. તે કાળમાં મનુષ્યને સ્વાર્થ સિવાય બીજું કંઈ દેખાતું નહિ. હાલમાં બીજા મનુષ્યને પણ કંઈ હક છે અને તેમના તે હક આપણે પાળવા જોઈએ એમ માણસને લાગવા માંડયું છે. લોકોને હાથે કેવી રીતે કમીજાસ્તી ગુન્હા બનતા ગયા એ વિષે પાઇકે એક ઇતિહાસ લખ્યો છે. તે ઉપરથી એવું દેખાઇ આવે છે કે, ઇસ્વી સન ૧૮૧૫ ની સાલમાં યૂરોપમાં જે યુદ્ધ ચાલતું હતું ત્યારે લોકોની માલમતાનો નાશ અથવા અપહરણ બદલ થયેલા ગુન્હા અને હાલના કાળમાં થનારા તે જ પ્રકારના ગુન્હા એ બેમાં ઘણોજ ફરક છે.

તથાપિ લડાઇવાળો કાળ અને ચોરી તથા ધાડ એમની વચ્ચેનો સંબંધ સ્પષ્ટપણે લક્ષમાં આવવાને લાંઠ જંગલી લોકો અને ગરીબ સ્વભાવના જંગલી લોકો એમની તૂલના કરવી જોઇએ. આરંભમાં જે અનેક ઉતારા આપ્યા છે તેમાં લાંઠ ને હમેશાં લડાઇઓ કરનારા લોકોમાં કેવી સ્થિતિ હોય છે એ બતાવેલું જ છે. હવે કોઇને ઇજા ન કરનારા કેટલાક લોકોમાં કેવી સ્થિતિ હોય છે તે જોઇએ.

હાર્ટસહાર્ન સાહેબના મતમાં અરણ્યમાં રહેનારા બેદ્દા લોકો પ્રમાણીક છે એટલુંજ નહિ પરંતુ મનુષ્યો અપ્રમાણીક હશે એમ તેમને જણાતું જ નથી. જે પદાર્થ પોતાનો ન હોય તો તે લેવાની મનુષ્યને બુદ્ધિ થાય જ કેમ એ તેમની સમજમાં ઉતરતું નથી. એસ્કિમો લોકોને લડાઇની માહીતી પણ નથી અને ઘણા મુસાફરોએ આપેલી માહીતી ઉપરથી તે લોકો ઘણાજ પ્રમાણિક

છે એમ જણાય છે. જે ઠેકાણે આ લોકોને યૂરોપિયન લોકોનો સહવાસ થયો છે તે ઠેકાણે માત્ર તેમની જાતનું સારાપણું ઘણું ઓછું થયેલું છે. અમેરિકાના ઇંડિયન લોકોમાંથી ફ્યૂજિયન લોકો વિષે ડાર્વિન સાહેબ લખે છે કે:—

"યૂરોપિયન લોકોના વહાણની પાસે જો તેમની પુષ્કળ હોડીઓ આવેલી હોય અને એક હોડી તરફ કોઇએ કોઈ પદાર્થ ફેંકયો હોય ને તે બીજી હોડીની નજીક પડયો હોય તો બીજી હોડીનાં મનુષ્ય તે પદાર્થ ઉપાડીને પહેલી હોડીના માણસને સ્વાધીન કરેછે."

સ્નો સાહેબને તેમની સાથે વ્યાપાર કરવાના ઘણા પ્રસંગ આવ્યા તે વખત તેમનું વર્તન તેને ઘણુંજ પ્રમાણિકપણાનું દેખાયું. ન્યુગિનીને દક્ષિણ કિનારે રહેનારા પાપ્યુઅન લોકો છે તે એક બીજાથી એટલા અલગ રહેનારા છે કે, લડાઇના પ્રસંગમાં તેમનું ઐક્ય થતું નથી. એ લોકો સંબંધી યૂરોપિયન લોકોનો અનુભવ આપનાર એક ગ્રંથકાર લખે છે કે:—

"વ્યાપાર સંબંધી લેવડ દેવડના વ્યવહારમાં એ લોકો પ્રમાણિકપણાએ ચાલે છે. નિદાન આપણા લોકોમાં જણાય છે તે કરતાં તો આ લોકોનું પ્રમાણિકપણું વધારે છે". આજ લોકોની બીજી કેટલીએક જાતિ સંબંધી કાપ્સ લખે છે કે:—

"ડોરીના લોકોનું યોગ્ય અને ન્યાયી વર્તન કરવા તરફ પ્રવૃત્તિ હોય છે, અને નીતિનાં તત્વ તે લોકોમાં સારી રીતે ઠસેલાં દેખાય છે. ચોરી કરવી એ આ લોકોમાં મોટો ગુન્હો સમજવામાં આવે છે અને તે ઘણો ક્વચીત જ બને છે." લેટીના મૂળના રહેવાશીઓનાં વર્તન વિષે કોલ્ફનો તેવો જ મત છે. 'સમાજ શાસ્ત્રનાં મૂળતત્વ' માં શાંતતાથી રહેનારા લોકોના પ્રમાણિકપણા બદલ ટોડ, સાંથાળ, લેપ્કા, બોડો, ધીમલ, કોલ,

ચકગા અને જાદુન એટલા લોકોના દાખલ આપેલા છે, તે સિવાયનાં કેટલાંએક ઉદાહરણો આ ઠેકાણે લઇએ. વ્હેરાક્રૂઝનો બેકર નામે એક વકીલ તેના મૂળના રહેવાશી લોકો વિષે લખે છે કેઃ—

"અહીંના ઇંડિયન લોકો પ્રમાણિક છે અને ચોરી કરવાને જો કે સારી તક મળે તોપણ તે કરવા તરફ તેમની એકદમ વૃત્તિ થતી નથી." એ લોકો હાલમાં યૂરોપિયન લોકોના અમલ નીચે રહેછે અને તેમને લશ્કરમાં નોકરી કરવાનો ઘણો કંટાળો છે. હિમાલય પર્વતની તલેટીની ખીણમાં અને અરણ્યથી પથરાઈ રહેલો એક લાંબો ને સાંકડો પ્રદેશ છે ત્યાંના લોકો સંબંધી નેસ્ફિલ્ડ કહે છે કેઃ—

"તેમના પ્રમાણિકપણા વિષે સેંકડો વાતો સાંભળવામાં આવે છે. કેવળ એકાંતવાસમાં રહેનારા ઠારૂ લોકોની વર્તણુક પણ ઘણી પ્રમાણિકપણાની છે." ઇરોકોઈ લોકોના સંબંધમાં માર્ગન લખેછે કેઃ— "અતિશય તિરસ્કાર કરવા યોગ્ય એવો જે મનુષ્યમાં દેખાઈ આવનારો ચોરીનો અપરાધ તેની આ લોકોને ઘણી માહીતી પણ નથી." આ લોકો સંબંધી બીજી એક વાત ધ્યાનમાં રાખવા જેવી છે કે, પુષ્કળ જાતો એકઠી થઇને તેમણે એક સંપ બાંધ્યો હતો અને તેનો ઉદ્દેશ તે લોકોમાં શાંતતા રાખવાનો હતો. આ તેમના પ્રયત્નને સારો યશ પણ મળ્યો અને તેનો પેઢીઓ સૂધી તે લોકોએ શાંતતાનો ઉપભોગ લીધો.

# પ્રકરણ ૫ મું.

## વેર લેવાની બુદ્ધિ.

બુદ્ધિમાન પ્રાણીઓમાં જીવનાર્થ કલહ શરૂ થાય છે જ અને જીવનાર્થ કલહ હોય એટલે ત્યાં જુલમ આવે જ. હિંસા કરનારાં પશુપક્ષીનો ત્રાસ ઘણો જ ભયંકર હોય છે. તેમના જીવનનો આધાર બીજાં પ્રાણી ઉપર હોવાથી ઘણાં ગરીબ પ્રાણીને જુલમના પંજામાં પ્રાણ મૂકવા પડે છે. બળવાન પ્રાણીઓ પોતપોતામાં પણ એક પ્રકારનો જુલમ કરે છે. ખોરાક માટે તેમનામાં સ્પર્ધા ઉત્પન્ન થાય એટલે એક બીજા સાથે લડવાનો પ્રસંગ આવે છે અને આ જુલમથી જો કે પ્રાણનાશ થતો નથી તોપણ ઘણે પ્રસંગે પ્રાણીઓને મોટી ઈજા થાય છે. પ્રત્યેક પ્રાણી ભૂખથી વ્યાકુળ થયું એટલે જે ભક્ષ મળે તે લેવાને ટાંપી રહે છે, અને એક જ ભક્ષને માટે અનેક પ્રાણીઓ યત્ન કરવા લાગે છે ત્યારે તેવો પ્રસંગ આવે છે. ભક્ષ મળવાને માટે જેવી રીતે પ્રાણીઓ એક બીજા ઉપર જુલમ કરે છે તેવી જ રીતે માદા માટે પણ કરે છે. એક માદાને મેળવવાને માટે જ્યારે અનેક નરોની ઇચ્છા થાય છે ત્યારે તેમના જુલમથી એક બીજાને હાંકી કહાડવાનો યત્ન કરે છે. આવે પ્રસંગે પણ તેમનામાં મોટી મારામારી થઈને તેમને ઘણી ઈજા થાય છે.

એક પ્રાણીએ બીજા ઉપર જુલમ કર્યો એટલે બીજા પ્રાણીને પહેલા ઉપર સામો જુલમ કરવાની બુદ્ધિ ઉત્પન્ન થાય છે. મતલબ કે પોતાપર થયેલા જુલમનો બદલો વાળવો એમ તેને લાગે છે. આવી રીતે જે બે પ્રાણીઓનો સંબંધ થાય છે તે બન્નેની પાસે લડવાનાં સાધન હોય તો ઘણુંકરીને તેમનો ઉપયોગ

કર્યા સિવાય તે રહેવાના નહિ. વિશેષે કરીને જે વખત બેઉનું જોર લગભગ સરખું હોય છે, એટલે તે બંને પ્રાણી એક જાતિનાં હોય તો તેઓ તેમ કર્યા વગર રહેવાના જ નહિ. એવા પ્રાણીમાં જ ઘણુંકરીને ચડસાચડશી ઘણી થાય છે, અને એમ થવું એ સ્વાભાવિક જ છે. કારણ એક જાતિના પ્રાણીઓનું ભક્ષ પણ એક જ હોવાને લીધે તેઓ એક બીજા સાથે ઘણા સંબંધમાં આવે છે, અને ખોરાકની છત જોઇએ તેટલી ન હોય તો જે દુર્બળ પ્રાણીઓના અંગમાં પોતાની જ જાતિના બીજા પ્રાણીઓએ કરેલો જુલમ દૂર કરવાનું બળ ન હોય તેમનો ઘણીવાર સૂધી નિભાવ થવાનો સંભવ નથી. કારણ, જે ઠેકાણે આ દુર્બળ પ્રાણી ભક્ષને માટે જશે તે ઠેકાણે ભક્ષ મેળવવા માટે તે જાતનો બીજો પ્રાણી આવ્યો એટલે તેના અંગમાં સામું થવાનું સામર્થ્ય ન હોવાને લીધે તેને તે જગા છોડીને બીજી તરફ જવું પડશે અને એમ વારંવાર થાય એટલે પેટ ભરીને ખોરાક ન મળવાને લીધે તેને પ્રાણ છોડવો પડશે. જીવનાર્થે કલહના સપાટામાં આવી જ વ્યવસ્થા હમેશાં હોય છે, અને જેના અંગમાં પોતાની જાતના બીજા પ્રાણી સાથે ટક્કર લેવાનું સામર્થ્ય હોય છે તે જ ટકી શકે છે. હિંસક પ્રાણીઓની પોતાનો ભક્ષ થઇ પડનારા પ્રાણીઓ સાથેની ઝપાઝપી અને એક જ જાતિના પ્રાણીઓમાં રસાકશીને લીધે થનારી ઝપાઝપી એ આ જીવન સૃષ્ટિના આરંભથી દૂર ન થઇ શકે એવાં કારણોથી શરૂ થઈ છે અને તે અદ્યાપિ સૂધી એક સરખી રીતે ચાલેલી છે.

ઝપાઝપી એટલે શારીરિક અપકારોની ઘણા થોડા વખતમાં અનેકવાર થનારી આપ લે. ઇજા, સામી ઇજા, તથા તેના સામી ઇજા એમ એક પછી એક થઇને ઝપાઝપી બને છે. એક પ્રાણી બીજાને બચકું ભરે કે લાગલો બીજો પહેલાને ભરે અને એક

બીજાને લાત મારે તો, લાગલો જ બીજો પહેલાને મારે એવો પ્રકાર ચાલે છે. આ આપ લે ઘણુંકરીને ઘણી ત્વરાથી એક સરખી ચાલે છે. પરંતુ હમેશાં જ એવું બને છે એમ નથી. કોઈકોઇ વાર અપરાધોનો બદલો કેટલીક મુદતે અનુકુળ વખતે કરવામાં આવે છે અને એવું કરવું તેનેજ વેર લેવું એમ કહે છે. કેટલીકએક વખત વચમાં ઘણો થોડો વખત જાય છે અને એવું થાય ત્યારે પહેલાંની ઝપાઝપી ચાલુ છે એમ કહી શકાય; પરંતુ કોઇ કોઇ વાર તો દિવસના દિવસ અથવા વર્ષનાં વર્ષ વચ્ચે નીકળી જાય છે. વચમાં અમૂક વખત ગયા પછી જે અપકારનો બદલો આપવામાં આવે છે તેને 'વેર' નામ આપવું એ નિશ્ચયથી કહી શકાય નહિ; તથાપિ 'વેર' એ નામ મળવાને ઝપાઝપીમાં જેટલે અંતરે આ આપ લે થાય તે કાંતો ઘણો જ વધારે વખત વચમાં જવાની જરૂર છે.

કોઇએ કોઇને ઇજા કરી હોય તો તે તરત જ પાછી વાળવાની અથવા તે બદલ પાછળથી વેર લેવાની પ્રવૃત્તિ પ્રાણીઓમાં સ્વાભાવિક રીતે ઉત્પન્ન થાય છે, અને આ પ્રવૃત્તિને લીધે જુલમ કરવાની ઇચ્છાને પણ પુષ્કળ પ્રતિબંધ થાય છે. કારણ, આપણે બીજા ઉપર જુલમ કરીએ તો તેની તરફથી આપણને તેની શિક્ષા તાબડતોબ અથવા કેટલીક મુદત પછી મળશે એવી દરેક પ્રાણીને ધાસ્તી હોય છે.

મનુષ્ય સિવાયનાં બીજાં પ્રાણીઓમાં જે સ્થિતિ જણાય છે તે મનુષ્યમાં પણ તેમની આદ્ય સ્થિતિમાં દેખાઇ આવે છે. તેમનામાં એક બીજાનું વેર લેવાનો ચાલ પડે છે એટલુંજ નહિ પણ વેર લેવું એ મનુષ્યનું કર્ત્તવ્ય કર્મ છે એવી સમજૂતી પણ ઉત્પન્ન થાય છે. આસ્ટ્રેલિયન લોકોમાં આ સંબંધી કેવી સમજૂતી છે અને

તેનાં પરિણામ કેવાં થાય છે એ વિષે સર જાર્જ ગ્રે એણે આબેહુબ ચિત્ર આપેલું છે.

"છેક નજીકના સંબંધવાળા મનુષ્યના મરણ બદલ વેર લેવું એ ત્યાંના લોકનું અતિ પવિત્ર અને મુખ્ય કર્ત્તવ્ય સમજવામાં આવે છે, અને જ્યાં સૂધી એ કર્ત્તવ્ય મનુષ્યને હાથે પાર પડે નહિ ત્યાં સૂધી વૃદ્ધ સ્ત્રીઓ તેને કાળજામાં લાગે એવાં મેણાં મારે છે. તે પરણેલો હોય તો તેની સ્ત્રીઓ પણ તેને તજી દે છે અને કુંવારો હોય તો એક પણ તરૂણી તેની સાથે ભાષણ સરખું પણ કરવાની નહિ. તેની મા એક ધારે આંસું ઢાળીને બેસે છે અને આવો અભાગીઓ છોકરો મારે પેટ આવ્યો ન હોત તો સારૂ એમ વિલાપ કરીને તે બહુ દુઃખી થાય છે. તેનો બાપ તેનો ધિક્કાર કરે છે ને સઘળાં માણસો તેના મોં ઉપર તેને ગમેતેવા અપશબ્દો બોલે છે." ઉત્તર અમેરિકાના લોકો પૈકી સાયો લોકોનું ઉદાહરણ આપવા સરખું છે. તેમના સંબંધમાં બર્ટન કહે છે કેઃ—

"આ લોકોની વેર લેવાની બુદ્ધિ ઘણી તરેહવાર છે. તેઓ જે દ્વેશ કરે છે તેવો આ ભૂલોકમાં મળવો કઠણ છે. તેનો નમુનો તો યમપૂરીમાં જ મળવાનો. તેમને જો કોઇ કંઇ ઇજા કરે અને તે માણસ તેમના સપાટામાંથી છટકી જાય તો તેની ટોળીનો અથવા તેના રંગનો જે મનુષ્ય તેમને મળે તેના ઉપર તેઓ પોતાનો દ્વેશ કહાડે છે." દક્ષિણ અમેરિકાનું એક ઉદાહરણ સ્કોંબર્ગ સાહેબે આપેલું છે તે નીચે પ્રમાણે છેઃ—

"ગયાના દેશના એક મનુષ્યને પોતાના સગા વહાલા ઉપર કોઇએ વિષપ્રયોગ કરવાનો શક આવ્યો, ત્યારે આ દુષ્ટ કૃત્ય કરવાનો જેના ઉપર વહેમ આવ્યો હતો તેને અને બીજા કોઇ માણસને માર્યા પછી, એક વખત તેનાથી બોલાઇ જવાયું કે,

'હજી પણ મેં પૂરેપૂરૂં વેર લીધું નથી.' તે દુષ્ટ કુટુંબનો એક માણસ હજી સૂધી પણ જીવતો છે." ફિજિયન લોકો સંબંધી વુઇલ્યમ્સે આપેલું વર્ણન નીચે પ્રમાણે છેઃ—

"છેક મરવાનો વખત આવી પહોચે તોપણ તેને શત્રુનું વિસ્મરણ થતું નથી અને તે પ્રસંગે પણ તે તેને ક્ષમા કરતો નથી. મરતાં મરતાં તે પોતાનાં છોકરાંને પોતાના શત્રુ વિષે સર્વ વાત કહી રાખે છે. એ કહેવામાં તેનો હેતુ એવો હોય છે કે તેના વિષે તેમના મનમાં પૂરો દ્વેશ ઠસે અને તક મળે ત્યારે તેઓ તેને ઠાર કરે. કદાપિ તેનો એકાદ છોકરો જ તેનો શત્રુ હોય તો તેને વાસ્તે પણ પોતાનાં બીજાં છોકરાંને કહી રાખવાને તે ચૂકતો નથી." ન્યૂઝીલાંડના લોકો વિષે ટામસન કહે છે કે, મરી ગયેલાં સંગાંવહાલાં બદલ વેર ન લેનારો મનુષ્ય તે લોકોમાં અત્યંત નીચ ગણાય છે. હવે એશિયાખંડનાં કેટલાંક ઉદાહરણ લઇએ. કુકી લોકો વિષે મ્યાકે કહે છે કેઃ—

"સઘળા જંગલી લોકો પ્રમાણે કુકી લોકો મોટા ઉસ્તાદ વેર લેનારા છે. એકાદ માણસનું લોહી પડ્યું કે તે ઠેકાણે બીજાનું પડવું જ જોઇએ. એકાદો મનુષ્ય જો આપઘાતને લીધે ઝાડ ઉપરથી પડીને મરી જાય તો તેનાં સઘળાં સગાંવહાલાં તે ઝાડ પાસે એકઠાં થાય તથા તેના છેક ઝીણાઝીણા કડકા કરી નાંખે છે." આરબ લોકો વિષે એવું વાંચવામાં આવ્યું છે કેઃ—

"ખૂનરેજીની વાત આરબ લોકોના મનમાંથી કદી જતી નથી. અપરાધીના પશ્ચાતાપની અથવા લાંબા વખતની તેમના મન ઉપર કંઇ પણ અસર થતી નથી. વેર લેવાની ઇચ્છા બાપથી છોકરાને ને છોકરાથી તેના છોકરાને એમ કેટલીક પેઢી સૂધી

વંશ પરંપરા ઉતરે છે.” આફ્રિકાના પૂર્વ ભાગમાં રહેનારા લોકો વિષે બર્ટન લખે છે કેઃ—

“વેર લેવાની ઇચ્છા એ આ લોકોમાં ઘણો પ્રબળ મનોવિકાર છે. કેવળ નજીકના સબંધ વાળા લોકોમાં હાડ વેર પેદા થઇને જે લડાઇઓ શરૂ થાયછે તે એક એક પેઢી ચાલુ રહે છે. તેમના વર્તનનો ઘણો ભાગ આ મનોવિકારને લીધે થનારી ક્રિયાઓ વડે વ્યાપી રહેછે.”

આ સર્વ ઉદાહરણોમાં વેર લેવું એ સ્પષ્ટ રીતે અથવા અસ્પષ્ટ રીતે નીતિની નજરથી કર્ત્તવ્ય છે એમ મનાય છે.

સુધરેલા લોકોની પ્રાથમિક સ્થિતિનો વિચાર કરતાં પણ ઉપરની સમજૂતી વિષે સ્પષ્ટ પુરાવો મળી આવે છે. ડેનિંગે ‘પ્રાચીન કાળનું જાપાન’ એ પુસ્તકમાં ત્યાંના વિદ્યા ખાતાએ પ્રસિદ્ધ કરેલા મુસાહીના ચરિત્રનું ભાષાંતર આપ્યું છે. તેમાં જ્યાં ત્યાં લડાઇઓ અને ખૂન એ સિવાય બીજું કંઇ દેખાતું નથી. હિંદુ લોકોના પ્રાચીન પુસ્તકમાં પણ તે જ સ્થિતિ મળી આવેછે. નીચે આપેલી ઋગ્વેદની ઋચાઓ જુઓઃ—

**अग्ने त्वचं यातुधानस्य भिन्द्धि हिंस्राशनिर्हरसा हंत्येनं ।**
**प्र पर्वाणि जातवेदः शृणीहि क्रव्यात्क्रविष्णुर्विचिनोति वृक्णं ॥** १०.८७.५.

### અર્થ.

હે અગ્નિ, તું યાતુધાન રાક્ષસની ચામડી ફાડી નાંખ; પછી તારાં સંહાર કરનારાં વજ્ર તેને તાપ દેનારાં થઇને તેનો નાશ કર. (પછી) તે મારી નાંખેલા રાક્ષસનું શરીર જ સાંધામાંથી તોડીને તેના કકડા કર. અને જેના શરીરના તુકડે તુકડા થયા છે એવા મા-

તુધાન રાક્ષસને માંસની ઈચ્છા રાખનારાં નહાર સરખાં પ્રાણીઓ ખાઈ જાઓ.

બીજું લોકોએ દેવ ઉપર જે ગુણનો આરોપ કર્યો છે તે ગુણ તેમનામાં પૂર્ણ હતા. તેમની પ્રાર્થનાની નીચેની ઋચાઓ જુઓ.

इंद्रासोमा तपतं रक्ष उब्जतं न्यर्पयतं वृषणा तमोवृधः ।
परा शृणीतमचितो न्योषतं हतं नुदेथां नि शिशीतमत्रिणः ॥
इंद्रासोमा समघशंसमभ्यघं तपुर्ययस्तु चरुरग्निवाँ इव ।
ब्रह्मद्विषे क्रव्यादे घोरचक्षसे द्वेषो धत्तमनवायं किमीदिने ॥

७.१०४.१,२.

અર્થ.

હે ઈંદ્ર સોમાનો, રાક્ષસોને તાપ દેઇને તેમનો નાશ કરો. હે ઇચ્છેલું આપનારા દેવો, તે અજ્ઞાની રાક્ષસોને નીચે ફેંકો. તેમને નસાડી મૂકો. તેમને બાળીનાંખો. તેમને મારો અને તે ખાઉધરાનું મૂળ કહાડી નાંખો. હે ઈંદ્ર સોમાનો, આ દુષ્ટ રાક્ષસ ઉપર બન્ને ઉઠો. તે તમારા તેજથી તપ્ત થઈને અગ્નિમાં નાંખેલી આહુતિ પ્રમાણે બળીજાઓ. તે બ્રાહ્મણોનો દ્વેષ કરનારા, માંસખાનારા અને ઉગ્ર સ્વરૂપના રાક્ષસ સર્વકાળ, નિરાવયવે રહે એમ કરો. (તેનો સમૂળગો નાશ કરો). મહાભારતના ભયંકર યુદ્ધના ઇતિહાસમાં વેર લેવાની બુદ્ધિ જ્યાં ત્યાં સંપૂર્ણ દેખાય છે. અને તે વેર લેવાની હદ એટલે સૂધી પહોચેલી છે કે, કોઈ કોઈ ઠેકાણે શત્રુના શબની પણ દુર્દશા કરવામાં આવેલી છે. હીબ્રૂ લોકોની સ્થિતિ પણ આર્ય લોકોની સ્થિતિથી ભિન્ન ન હતી. હિંદુલોકોએ જે પ્રમાણે પોતાના દેવોને વેર લેનારા બનાવેલા છે તે જ પ્રણાણે હીબ્રૂ લોકોએ પણ પો-

તાના દેવોને બનાવેલા છે. આમાલેકાઇટ* લોકોનાં નામ પૃથ્વી ઉપરથી સમૂળગાં નાશ કરી નાંખો એમ હીબ્રૂ લોકોને જહોવાએ (દેવે) આજ્ઞા કરી હતી તે પછીથી સાલ અને સામ્યુઅલ એ બન્નેએ પૂરી કરી. એ પૂરી કરતાં સાલ અને સામ્યુઅલ એમણે એકે એક આમાલેકાઇટ લોકોને મારી નાંખ્યા એટલુંજ નહિ પણ તેમનાં ઢોર ઢાંકર સુધાંતને મારી નાંખ્યાં. આ એક દાખલો થયો. પરંતુ એવાં બીજાં ઘણાં ઉદાહરણો છે. દેવ લોકોના વર્તનમાં દેખાતી વેર લેવાની બુદ્ધિ તે લોકોના વર્તનમાં પણ સ્પષ્ટ રીતે જણાઇ આવતી હતી. તેનો દેવ સાથે સંબંધ હોવાથી તેને એક પ્રકારનું પવિત્રપણું મળ્યું હતું. જે વેર લેવાનું બાપથી બને નહિ તે લેવાને તે મરતી વખત પોતાના છોકરાને કહી રાખે એવી રીત ચાલતી હતી. ડેવિડે મરતી વખત પોતાના છોકરા સાલોમનને ઈશ્વરની ઈચ્છા પ્રમાણે ચાલવા વિષે ઉપદેશ કરીને છેવટ તેને એક વેર લેવાનું કામ કરવાને કહ્યું. કોઇ એક મનુષ્યે તેને કંઇ અપ શબ્દ કહેલો અને તે અપરાધ બદલ તેણે તેને સોગન પૂર્વક ક્ષમા પણ કરી હતી. પરંતુ તે વાત તેના મનમાં ખુંચખુંચ થતી હતી. આખરે મરતી વખત તેણે પોતાના છોકરાને કહ્યું:—"તે ધોળા વાળથી આચ્છાદિત થયેલા શરીરને છેદીને નીચે પાડ અને લોહીનો પ્રવાહ વહેવા દે."

યૂરોપમાં મધ્યકાળમાં લોકોની કલ્પના અને સમજૂતી પણ ઉપરનાથી બહુ જુદી ન હતી. જુદી જુદી વખતના જુદા જુદા

* આ લોકો પ્રાચીનકાળમાં પાલેસ્ટાઇન પ્રાંતની આસપાસ રહેતા હતા. તેને વિષે જુના કરારમાં ઘણે ઠેકાણે ઉલ્લેખ છે. પાછળના હીબ્રૂ લોકોએ તેમનો સમૂળગો નાશ કરી દીધો.

લોકોનાં ઉદાહરણો આપીને એ સિદ્ધ કરવાની જરૂર નથી. ઇતિહાસમાંથી રાજકિય અને બીજી વાતોના જે ઉલ્લેખ મળી આવે છે તે ઉપરથી સદરહુ વાત સ્પષ્ટ થાય છે. હાલના જંગલી લોકો પ્રમાણે જ તે લોકોમાં પણ વેર લેવું એ કર્તવ્ય સમજવામાં આવતું હતું, અને કોઇ કોઇ વાર પુરૂષોમાં આ મનોવિકાર કંઇક દુર્બળ થાય તો સ્ત્રીઓ વચ્ચે પડીને તે ખામી દૂર કરતી. મેરોવિંજીઅન્ કાળમાં ફ્રેડગાંડ અને બ્રૂનેહાર્ટ નામની બે સ્ત્રીઓએ નામના કરી હતી. પછીના વખતમાં ઠેકાણે ઠેકાણેના સરદાર કુટુંબમાં એક સરખું હાડ વૈર મચી રહેતું અને તે કેટલીક પહેઢીઓ સૂધી ચાલતું. આ પ્રકાર અનેક સૈકા સૂધી આખા યૂરોપમાં ચાલતો હતો. આચી બ્રાટમના કાળ સૂધી આ મનુષ્ય સ્વભાવ જેવો ને તેવો જ કાયમ હતો. તેણે પોતાના મૃત્યુ પત્રમાં તેના ભત્રિજાને પોતાની તરફથી પોતાનું વેર લેવાની આજ્ઞા કરી છે. “મારા હાથથી થશે તો હું તે કામ કરીશ જ પરંતુ વૃદ્ધાપકાળને લીધે મારા હાથથી તે થઈ શકે નહિ તો તે તું કરજે.” એવી રીતે મૃત્યુ પત્રની મતલબ હતી. પહેલાના કાળમાં સઘળા યૂરોપમાં જણાઈ આવતી વેર લેવાની બુદ્ધિ હજી પણ તેમના પૂર્વ તરફના દેશમાંથી બરોબર નાબુદ થએલી નથી.

સાંપ્રત કાળમાં પૃથ્વી ઉપર સુધરેલા દેશોમાં હમેશાં જ્યાં ત્યાં ચકમક ઝરતી ન હોવાને લીધે પહેલાંના વખતમાં આ મનોવિકારની પ્રબળતાનાં જેવાં અસંખ્ય ઉદાહરણ મળતાં તેવાં હાલ મળતાં નથી એ ખરૂં. તોપણ શત્રુભાવાત્મક નીતિના આ મહત્વની દોરી હજી પણ મનુષ્યના મન ઉપર પોતાની ઉપરી સત્તા ચલાવે છે. મનુષ્યની વેર લેવાની બુદ્ધિ હજી પણ ઘણે પ્રસંગે દેખાઈ આવે છે. યૂરોપમાં પણ કોઇ કોઇ ઠેકાણે તો હમેશાં દ્વંદ્વ યુદ્ધ થાય છે

અને તે આ મનોવિકારનું જ પરિણામ હોય છે. અને એવા યુદ્ધમાં પ્રવર્ત થવું એ હજી પણ મનુષ્યનું કર્ત્તવ્ય સમજવામાં આવે છે. આ ઉદાહરણ ઉપરથી વ્યક્તિના વર્તનમાં દેખાઇ આવનારા આ મનોવિકાર વિષેની કલ્પના થઇ શકશે. દેશનું વર્તન વ્યક્તિના વર્તનથી ઘણું જુદું નથી હોતું. દેશના વર્તનમાં વેર લેવાની બુદ્ધિ જોવી હોય તો ફ્રાન્સ દેશનું ઉદાહરણ ઘણું ઉત્તમ છે. જર્મન લોકોએ તેમનો પરાભવ કર્યો તે બદલ તેમની ખોડ ભાગવી એવી ફ્રેન્ચ લોકોના મનમાં ઘણા દિવસની પ્રબળ ઇચ્છા છે, અને તે હમેશાં સ્પષ્ટ રીતે વ્યક્ત થાય છે. યૂરોપ ખંડમાં જેને સ્વતંત્રતા વહાલી હોય એવો ફ્રાન્સ દેશ સિવાય બીજો દેશ નથી. સ્વતંત્રતાને વાસ્તે ત્યાં પુષ્કળ રક્તશ્રાવ થયેલો છે. આ દેશના સ્વતંત્રતા દેવીના ભક્ત અને પ્રતિનિધિ સંસ્થાનના અભિમાની લોકો, શૂરા રશિયન લોકોના અને તેમને પોતાની સત્તાની નીચે રાખનારા ઝારના રાસડા ગાય છે. અને આ સર્વ એટલા માટે કે, તેમને જર્મન લોકો સાથે જે એક વખત સામે થવાનું છે તેમાં રશિઆ તરફથી મદદ મળે. આવા પ્રકારનું વર્તન લોક મત ફેલાવાથી થાય છે અને તેમાં લોક મતનું પ્રતિબિંબ ઉતકૃષ્ટ રીતિએ દેખાય છે. કંઇ પડદો ન રાખતાં તે લોકોના મનની સ્થિતિનું વર્ણન કરવું હોય તો તે એક નાના વાકયમાં કરી શકાશેઃ—

"અમને સ્વતંત્રતા તો પ્રિય છે જ, પણ વેર લેવું એ તેના કરતાં પણ વધારે પ્રિય છે."

પ્રાચીન કાળના લોકોમાં પણ આ મનોવિકારની વિરૂદ્ધ વિચાર બિલકુલ જણાતા ન હોતા એમ નથી. જેમ જેમ અનેક સમાજોની વૃધી થઇને તેને વ્યવસ્થિત સ્વરૂપ આવવા લાગ્યું તેમ તેમ મિત્ર

નીતિની કલ્પનામાં પણ પ્રાદુરભાવ થવા લાગ્યો અને વેર લેવું એ ખોટું છે એમ લોકોને લાગવા માંડ્યું. આ સ્થિતિ બતાવનારા ઉલ્લેખ પ્રાચીન ગ્રંથમાંથી મળી આવે છે. શાંતતાના કાળની શરૂઆત થઈ ત્યાર પછી આવા પ્રકારના વિચારોની છાયા દૃષ્ટિએ પડે છે. આ ઉપરથી લડાઇઓની ધામધુમ કમી થવાથી તે વિચાર ઉત્પન્ન થાય છે એમ કહેવાને હરકત નથી.

હિંદુ લોકોના ગ્રંથમાં આ વિષે જોઇએ એટલાં ઉદાહરણો મળી આવે છે. નીચેનો મનુસ્મૃતિમાંનો શ્લોક જુઓઃ—

॥ श्लोक ॥

नारुंतुदः स्यादार्तोऽपि न परद्रोहकर्मधीः ।
ययास्यो द्विजते वाचा नालोक्यां तामुदीरयेत् ॥

અ૦ ૨ શ્લોક. ૧૬૧.

અર્થ.

બીજાએ તને પીડા કરી હોય તોપણ તું તેનો મર્મ ખુલ્લો કરતો નહિ. બીજાપર અપકાર કરતો નહિ, અને તેવો વિચાર પણ મનમાં આણતો નહિ. જેથી બીજાને ઉદ્વેગ થાય એવી સ્વર્ગ પ્રાપ્તિને વિરોધ આણનારી વાણી તું બોલતો જ નહિ.

તેજ ગ્રંથમાં વળી એક ઠેકાણે નીચે પ્રમાણે ઉપદેશ કરેલો છે.

॥ श्लोक ॥

अति वादांस्तितिक्षेत नावमन्येत कंचन ।
न चेमं देहमाश्रित्य वैरं कुर्वीत केनचित् ॥
क्रुद्ध्यंतं न प्रति क्रुद्ध्येदाक्रुष्टः कुशलं वदेत् ।

અ૦ ૬ શ્લોક. ૪૭, ૪૮.

અર્થ.

લોકનાં દુરભાષણ શાંતપણે સહન કરવાં: કોઈનું પણ અપમાન કરવું નહિ; અને આ દેહ પ્રાપ્ત થયો છે તે માટે કોઇની જોડે વેર કરવું નહિ. ક્રોધ ચઢેલા મનુષ્ય ઉપર ઉલટો ક્રોધ લાવવો નહિ. અને કોઇએ ગાળ દીધી હોય તોપણ તેને આશિર્વાદ દેવો.

એવાજ અર્થનું નીચેનું વચન છે. તે કુરાલ નામના ગ્રંથમાં છે.

"શત્રુ ઉપર પણ અપકાર ન કરવો એ સર્વમાં શ્રેષ્ટ સદ્‌ગુણ છે". તે જ પ્રમાણે પહેલાના પર્શિયન લોકોમાં આવા વિચાર જણાઇ આવે છે તેમના સાતમા સૈકાના એક ગ્રંથકારે નીચેના અર્થનો ઉતારો લીધો છે:—

"મનુષ્યનું શૌર્ય હિંમતમાં અને શરીર સામર્થ્યમાં જ છે એમ સમજવું નહિ. જો તું ગુસ્સો દબાવી ક્ષમા કરે તો તારા વર્તનની કિંમત થવાની નથી. તે કાળ પછી લખેલા * સાદીના ગ્રંથમાં નીચેનો ઉપદેશ છે:—

*શેખસાદી એ પર્શિયન લોકોમાં અતિ વિખ્યાત અને લોકપ્રિય કવિ તથા તત્વવેત્તા થઇ ગયો છે. તે તેરમા સૈકાના આરંભે પ્રસિદ્ધીમાં આવ્યો. તે મોટો વક્તા પણ હતો અને ધર્મ વિષય ઉપર ભાષણ આપતો હતો. તેણે જ્ઞાન મેળવવાને માટે પોતાના આયુષ્યમાંનાં ત્રીસ વર્ષ પ્રવાસમાં ગાળ્યાં. તે હિંદુસ્તાનમાં પણ આવ્યો હતો, તે વખતે એક ચમત્કારિક વાત બની આવી, સોમનાથનાં દેવળમાંની મૂર્તિ દર રોજ સૂર્યોદય વખતે સૂર્યને નમસ્કાર કરે છે એમ સાંભળવાથી તે એ ચમત્કાર જોવા ગયો. એક

"તને શું કોઇએ દુઃખ દીધું છે? તું તે દુઃખ સહન કર અને બીજાના પાપની ક્ષમા કરીને પોતે પાપથી મુકત થા." વળી ચૌદમા સૈકામાંના હાફીઝ નામના પર્શિયન કવિના ગ્રંથમાં દર્શાવેલો મત આથી પણ આગળ વધે છેઃ—

"પોતાના શત્રુ ઉપર પણ પ્રીતિ કેમ કરવી તે આ તેજસ્વી સૂર્ય પાસેથી શીખ અને જે હાથ તને દુઃખ દે તે તું મોતીથી ભરી કાઢ આ દેખાતા ખડક પ્રમાણે નીચ વેર લેવાના અભિમાનથી તું મુકત થા અને જે હાથ તારા સાંધા વછોડે તેને તું રત્નથી સુશોભિત કર."

ચિની લોકોના ગ્રંથમાંથી પણ આવા પ્રકારના ઉદ્ગાર કહાડેલા જણાય છે. *લાઓઝી કહે છે કેઃ—

મનુષ્ય મૂર્તિની પાછળ બેશીને દોરીથી મૂર્તિના હાથ ઉપર નીચે કરતો હતો. સાદીએ તે મનુષ્યને તેવું કરતી વખત જ પકડયો. પોતાની ઠગાઇ ઉઘાડી પડવાથી તે માણસને ઘણો ગુસ્સો આવ્યો, અને તેણે સાદીની પુઠ પકડી. તે વખત સાદીએ પોતાના બચાવને વાસ્તે તેને એક કુવામાં નાંખી દીધો. સાદીનું વય મરતી વખત ૧૦૭ વર્ષનું હતું. તેનું અનુભવી જ્ઞાન ઘણું જ બહોળુ હતું, અને તે તેના ગ્રંથમાં જણાઇ આવે છે. ગુલિસ્તાન એ તેનો જ ગ્રંથ છે.

*લાઓઝી આ ચિની તત્વવેતા અઢી હજાર વર્ષ પહેલાં થઇ ગયો છે. આ નામનો અર્થ 'ઘરડો છોકરો' અથવા 'ઘરડો તત્વવેત્તા' એવો છે. પેહેલા અર્થ ઉપરથી આ વિષે એક ચમત્કારિક દંત કથા ઉત્પન્ન થઇ છે. તે બોતેર વર્ષ સૂધી પોતાની માના પેટમાં હતો અને જન્મથી જ તેના કેશ વૃધ પણાને લીધે ધોળા થયા હતા. એવી તેના જન્મ સંબંધી આખ્યાઇકા છે. તે વખતે ચિ-

"તને કોઇએ દુઃખ દીધું હોય તો તેના બદલામાં તું તેને સુખ દે." તે જ પ્રમાણે *મેન્શિઅસ કહે છે કેઃ—

નમાં ચો નામનું રાજ્ય હતું ત્યાંના રાજાના દરબારમાં આ તત્વવેત્તા ઇતિહાસ લખવાના કામ ઉપર હતો. પરંતુ પછીથી તેણે તે કામ છોડીને વૈરાગ્ય ધારણ કર્યો. તેણે એક નવો ધર્મપંથ સ્થાપ્યો. તે પંથના અનુયાયી ચિનદેશમાં હજી પણ પુષ્કળ છે. આપણી જેવી બ્રહ્માની કલ્પના છે તેના જેવી જ કંઇક તેની 'ટાઓ' ની કલ્પના હતી. તે કલ્પના ઉપરથી ઈંગ્રેજ લોકોએ તેના મતને ટાવિઝમ્ અથવા તેના અનુયાયીને ટાવિસ્ટ્સ્ એવાં નામ આપ્યાં છે. ટાઓનો અર્થ કોઇ કોઈ વાર સદ્‌ગુણ અથવા માર્ગ (સ્વર્ગનો) એવો પણ કરે છે. તે મોટો નીતિકાર હતો. તેણે જે મતનું પ્રતિપાદન કર્યું તેમાં ધર્મનો બિલકુલ સંબંધ નથી. તેના નામ ઉપર હાલ જે ધર્મ ચાલે છે તેમાં અનેક ધર્મમાંની અવિચાર ભરેલી સમજણ અને આચાર મિશ્ર થયાં છે. કેટલાક ચિની ગ્રંથકારના મત પ્રમાણે તે ૧૫૦ વર્ષનો થઈ મરણ પામ્યો અને કેટલાકનો મત એવો છે કે તેણે 'ટાઓ' નો અભ્યાસ કર્યો હતો તેથી તે બસેં વર્ષ જીવ્યો.

* મેન્શિઅસ ૨૨૦૦ વર્ષ પહેલાં થઇ ગયો. તેની મા મોટી સાધવી હતી. તેનું ચરિત્ર ૨૦૦૦ વર્ષ પહેલાંના એક ચિની ગ્રંથકારે લખેલું છે. તે સાધવીનો છોકરો પણ તેના શિક્ષણથી જેવો થવો જોઇએ તેવો થયો. તે ચાળીસ વર્ષનો થયો ત્યાં સૂધી તેવી લોકોને ઘણી માહીતી ન હતી. ત્યાર પછી તેની કીર્તિ ચારે તરફ ફેલાઈ. કનફ્યૂશિઅસ એણે જે પંથ સ્થાપન કર્યો હતો તે તેણે સ્વિકાર્યો. તે મહાત્મા વિષે તેની ઘણી પૂજ્ય બુદ્ધિ

"ઉદાર મનનો મનુષ્ય ક્રોધ મનમાં રાખી મૂકતો નથી અથવા પોતાના જાતિ ભાઇઓનું વેર લેવાની ઇચ્છા મનમાં રાખતો નથી. તે તેમની સાથે મમતા ને પ્રીતિથી વર્તે છે." આ બન્નેના જેટલો *કનફ્યૂશિઅસ્નો મત પરાર્થ ભરેલો નથી. તેના મતમાં હમેશાં વચલો રસ્તો જણાય છે.

---

હતી. તેના જેવો જ એને પણ શિષ્ય તૈયાર કરવાનો મોટો છંદ હતો. તે વખતે ચિનની રાજ વ્યવસ્થામાં અતિશય ઘોટાળો થયો હતો. મેન્શિઅસે રાજમાંની અવ્યવસ્થા નાબુદ કરવાને માટે ઘણી ખટપટ કરી પણ તેને યશ મળ્યો નહિ. છેવટ તેણે તે નાદ છોડી દીધો અને મરતા પહેલાનાં વિસ વર્ષ શિષ્યો સાથે સંભાષણ કરવામાં અને ગ્રંથ રચવામાં ગાળ્યાં. મરતી વખત તેની ઉમ્મર ૮૫ વર્ષની હતી. આ નીતિકાર સઘળા ચિન દેશને વંદ્ય છે અને પાશ્ચિમાત્ય લોકોને પણ તેના ગ્રંથ ઘણા પ્રિય છે.

*આ ચિનદેશનો મહાનતત્વવેતા ૨૫૦૦ વર્ષ પહેલાં થઇ ગયો. તેણે કનફ્યૂશિઅસન્ પંથ સ્થાપન કર્યો. તે ચિનમાં ઘણો જ લોક પ્રિય છે. તેની લોકપ્રિયતા દર્શાવનાર નીચેના અર્થનું ચિની ભાષામાં એક પદ્ય છે. "કન્ફ્યૂશિઅસની પહેલાં કોઇ કન્ફ્યૂશિઅસ ન હતો અને તેના પછી પણ કોઇ કન્ફ્યૂશિઅસ થયો નથી." કન્ફ્યૂશિઅસે જે મતનું પ્રતિપાદન કર્યું તેને તેણે દૈવી મહત્વ આપ્યું નથી. તે ઇશ્વરનું અસ્તિત્વ માનતો હતો, પણ તેના ગ્રંથમાં ઇશ્વર અને પરલોક વિષે ઘણો ઉલ્લેખ નથી. તેના સર્વ વિચાર ઇહલોક ને મનુષ્ય જાતિ તરફ લાગેલા હતા. તેના વિચારમાં ભક્તિનો અંકુર દેખાતો નથી. મનુષ્યો ઇહલોક ને મનુષ્ય

“શિષ્ય કહે છે:—'દુઃખને આવે જે સુખ આપવું એવો જે એક મત છે તે વિષે આપનું શું કહેવું છે?' ગુરૂ કહે છે:— 'તેમ કરવામાં આવે તો સુખનો બદલો શો આપશો? એટલા માટે દુઃખનો બદલો ન્યાયથી કરવો ને સુખનો બદલો સુખથી કરવો.” હીબ્રૂ લોકોમાં પણ વેર લેવા માટે શરૂઆતમાં સમાજની અને ઈશ્વરની જે સંમતિ હતી તેનું સ્વરૂપ પછીથી થોડું થોડું બદલાતું ગયું. તેથી વિરૂદ્ધ પ્રકારની કલ્પના અને સમજૂતી ઠેકાણે ઠેકાણે નજરે પડવા લાગી. એકિલઝિઆસ્ટિકસ નામના પુસ્તકમાં એક ઠેકાણે એવું જણાય છે કે પોતના શત્રુનું વેર લેવા વાસ્તે જેની પાછળ છોકરા હોય તે બાપને ધન્ય છે. અને તેજ પુસ્તકમાં 'કોઈએ દુઃખ દીધું હોય તો તેના ઉપર જાતિ એ વિષે વિચાર કરે તો બસ છે એમ તેનો મત હતો.

મરી ગયા પછી મનુષ્યનું શું થાય છે એ વિષે કન્ફ્યૂશિઅસ કંઈ બોલતો નથી. તેને જ્યારે કોઈએ આ બાબત પ્રશ્ન પૂછ્યો ત્યારે તેણે ઉત્તર આપ્યો કે:— “જો જીવતરનું જ આપણને જ્ઞાન થતું નથી તો મરણનું ક્યાંથી થનાર?” તેને સર્વજ્ઞપણાનું ડોળ ન હતું. જે વાત વિષે મનુષ્યને જ્ઞાન થવા જેવું નથી તે તરફ તો તે લક્ષ જ આપતો નહિ. તેના નીતિ શાસ્ત્રમાં સ્વર્ગની લાલચ અથવા નર્કનો ભય તેનુ તો નામ જ નથી. તે ૭૨ વર્ષનો થઈને મરણ પામ્યો. મરતી વખત તેણે ઈશ્વરની પ્રાર્થના કરી નહિ અથવા ભયનું પણ કંઈ ચિન્હ બતાવ્યું નહિ. ઈશ્વરની ઇચ્છાથી પોતે પોતાના વખતના લોકોની ચાકરી કરી છે એ વિચાર મનમાં આણીને તેને સમાધાન થયું હશે પણ તેણે કોઈ પણ પ્રકારનું ચિન્હ બતાવ્યું નથી.

વેર રાખવું નહિ' એવી સ્પષ્ટ આજ્ઞા છે. ખ્રિસ્તી ધર્મ એ હીબ્રૂ લોકના ધર્મનું જ ઉત્ક્રાન્ત સ્વરૂપ છે, અને ઉપરની આજ્ઞામાં જે નીતિનું તત્વ બીજ રૂપે દૃષ્ટિએ પડે છે તેનો પછીથી ખ્રિસ્તી ધર્મમાં પુષ્કળ વિસ્તાર થયેલો મળી આવે છે.

જેમ જેમ યુદ્ધકાળની ધામધુમ કમી થવા લાગી અને શાંતતાને લીધે ઉદ્યોગ વધે એવા ધંધાને ઉત્તેજન મળીને એકઠા થઇને કાર્ય કરવા તરફ લોકોની વૃત્તિ થવા લાગી, તેમ તેમ મનુષ્યની વેર લેવાની બુદ્ધિ ઓછી થઇને ક્ષમા કરવાની બુદ્ધિ વધતી ગઈ, એ ઉપરના ઉદાહરણ ઉપરથી જોઇએ તેટલું સ્પષ્ટ થતું નથી. કારણ કોઇ પણ વખતે પૃથ્વી ઉપર એવો એક પણ મનુષ્ય સમાજ ન હતો અને હાલમાં પણ નથી, કે જેમાં લડાઇનો વ્યવસાય અને ઉદ્યોગનો વ્યવસાય તે બે પૈકી એકનું જ અસ્તિત્વ હોય અને બીજાનું નામ પણ સાંભળવામાં આવે નહિ. પ્રત્યેક ઠેકાણે આ બે પ્રકારના વ્યવસાયનું કોઇ પણ પ્રમાણમાં મિશ્રણ થયેલું જણાય છે. એવી સ્થિતિ હોવાથી એક પ્રકારના વ્યવસાયનો શો પરિણામ થાય છે એ સમજવાને રસ્તો નથી. તથાપિ પ્રાચીનકાળના લોકો વિષે ઉપર જે પુરાવો આપેલો છે તેની જોડે સુધરેલા લોકોની હાલની સ્થિતિ વિષે બે શબ્દ લખવા જોઇએ.

યૂરોપના સર્વ દેશોના ઇતિહાસ ઉપરથી એટલી વાત સિદ્ધ થાય છે કે, જે વખતે લડાઇ સંબંધી વ્યવહારોને મહત્વ હતું તે વખતે સરદાર કુટુંબો પેઢી દર પેઢી ચાલનારાં હાડ વેર સાર પછીના ઉદ્યોગીકાળમાં સમૂળગાં નાશ થયાં. આ જે ફેરફાર થયો તેમાં વળી એક વાત વધારે લક્ષમાં રાખવા જેવી છે. તે એ કે, જે દેશમાં ઉદ્યોગ વધે એવા ધંધા તરફ લોકોનું લક્ષ

જલદી લાગ્યું. અને વ્યાપાર વધતો ગયો તે દેશમાં આ ફેરફાર પહેલો થયો. આ કામમાં ઇંગ્લાંડે સર્વથી પહેલ કરી.

સરદાર કુટુંબના લોકોના ખાનગી દ્વેશ કમી થયા તે જ પ્રમાણે મધ્યમ અને કનિષ્ટ વર્ગના લોકોની પણ એક બીજા ઉપરની દ્વેશબુદ્ધિ ઘણી ઓછી થઇ. આ વાતમાં પણ ઇંગ્લાંડ જ બીજા દેશોથી આગળ છે. બીજા દેશોની તુલના કરીએ તો ઇંગ્લાંડનું લશ્કર ઘણું ઓછું છે અને બીજા દેશોને યુદ્ધ સંબંધી આતુરતા જેટલી છે તેટલી ઇંગ્લાંડને નથી. કોઈ ઠેકાણે કંઇ હાલચાલ થઇ કે આ યૂરોપિયન દેશો ગીધ પક્ષી પ્રમાણે ટાંપી રહેલા હોય છે, અને કંઇ કોળીઓ કરવાનું મળશે કે કેમ તે જોતા રહે છે. આ કામમાં ઇંગ્લાંડ જો કે બીજા દેશો કરતાં વધારે પછાડી નથી તોપણ બહાર ગરબડ ચાલે તોએ ત્યાંના લોકમાં બીજા દેશોના લોકો પ્રમાણે ચળવળાટ થતો નથી. એનું કારણ ઉદ્યોગ સંબંધી વ્યવસાય તરફ તેમનું ઘણું લક્ષ છે. આનું બીજું પરિણામ એવું દેખાય છે કે, બીજા ઠેકાણાના લોકો કરતાં ઇંગ્રેજ લોકોમાં ખાનગી દુશ્મનાઇ ઘણી કમી છે. કોઈએ કોઇનું થોડું અપમાન કર્યું કે, લાગલું જ બેઉએ મળી દ્વંદ્વ યુદ્ધમાં પ્રવૃત થવું એ પ્રકાર ઇંગ્લાંડમાંથી જતો રહ્યો છે. પરંતુ બીજા દેશોમાં તે હજી પણ પુષ્કળ ચાલુ જ છે. ખાનગી દ્વેશભાવ સંબંધી પહેલાંના અને હાલના કાળમાં એટલો ફરક પડયો છે કે, સાપ જેવા ડંખ રાખનારા મનુષ્યનો લોકો તિરસ્કાર કરે છે અને ક્ષમા કરનારા મનુષ્યનું વર્તન પસંદ કરે છે. પહેલાં આની કેવળ ઉલટી સ્થિતિ હતી.

ક્ષમા એ ગુણ ખ્રિસ્તી ધર્મને લીધે મનુષ્યને અંગે ઉત્પન્ન થયો છે અને બીજા લોકોમાં તે મળવાનો નહિ એમ ખ્રિસ્તી

ધર્મની મોટાઇ માનનારાને લાગે છે. બીજા લોકો પ્રાચીન કાળમાં પણ આ ગુણની કિંમત ઓળખવા લાગ્યા હતા એ પહેલાંના ઉતારા ઉપરથી સ્પષ્ટ થશે જ. પરંતુ આ ગુણની ઉન્નતિ સાથે ધર્મનો કંઇ પણ સંબંધ નથી એ બતાવવાને માટે જેમનામાં ધર્મની ઉન્નતિ થયેલી નથી એવા લોકોનું એક ઉદાહરણ લેવું જોઇએ. આપણા દેશના કેટલાક ડુંગરી લોકો વિષે એક ગ્રંથકાર લખે છે કે:—

"તે વિલક્ષણ પ્રકારના પ્રમાણિક લોકો છે અને ચોરી કરવાના દાખલા તે લોકોમાં ઘણા કવચિત જ બને છે. ઘણું-કરીને તે પોતપોતામાં ટંટા કરતા નથી. ક્ષમા એ અપ્રતિમ ગુણ તેમનામાં ઘણો માલુમ પડે છે. કોઇ કંઇ ઇજા કરે તો તેમને જો કે તાત્કાળ ક્રોધ ચઢે છે, તોપણ કેટલોક વખત ગયા પછી તેઓ તે અપરાધ બદલે ક્ષમા કરે છે. મારફાડ કરવા બદલ અથવા તેવા જ પ્રકારના બીજા અપરાધ બદલ તેઓ ક્રોધના આવેશમાં માજીસ્ટ્રેટ આગળ ફરીયાદ પણ લઇ જાય છે. પરંતુ અપરાધીને શિક્ષા કરાવવા સૂધી ઘણુંકરીને તેઓ આગળ વધતા નથી. તે પહેલાં જ તેમની પોતપોતામાં તોડજોડ થાય છે. અથવા પંચ મારફતે નિકાલ કરાવવાને કબુલ થાય છે. તેમને લશ્કરમાં નોકરી કરવી ગમતી નથી, અને 'ડુંગરમાંને ડુંગરમાં જ તમને કામ આપીશું બહાર લડવાને મોકલીશું નહિ' એમ તેમ-ને કહીએ તોપણ તેમને કામ કરવાની ઇચ્છા થતી નથી."

ઉપર આપેલા પુરાવાથી એવું સિદ્ધ થાય છે કે, કોઈ પણ સમાજના લોકોમાં દેખાતી વેર લેવાની બુદ્ધિ તે લોકોમાં જણાતી લડવાની વૃત્તિની સાથે સમ પ્રમાણમાં હોય છે. એટલે જે લોકોમાં લડાઇની પ્રીતિ વધારે તે લોકોમાં વેર લેવાની બુદ્ધિ વધારે અને

જે લોકોમાં લડાઇની પ્રીતિ ઓછી તે લોકોમાં વેર લેવાની બુદ્ધિ ઓછી. જે ઠેકાણે સઘળું યુદ્ધમય હોય છે તે ઠેકાણે વેર લેવું એ નીતિની નજરથી યોગ્ય સમજવામાં આવે છે અને જે ઠેકાણે સર્વત્ર શાંતતા હોય છે તે ઠેકાણે ક્ષમા કરવી એ નીતિની નજરથી યોગ્ય માનવામાં આવે છે.



## પ્રકરણ ૬ ઠું.

### ન્યાયબુદ્ધિ.

નઠારી વાતમાં પણ સારાનો અંશ હોય છે એમ આપણને ઘણીવાર જણાય છે. વેર લેવાની બુદ્ધિ નઠારી છે અને ન્યાય બુદ્ધિ સારી છે એવી સુધરેલા દેશોની સમજણ થઇ છે. વેર લેવાની બુદ્ધિ નઠારી ખરી, તોપણ તેમાં ન્યાયનો અંશ છે તે સારો છે. જુલમનો જુલમથી બદલો વાળવામાં બે વાત સધાય છે. એક તો, એકના જ જુલમ નીચે બીજો ચગદાઇ ન જતાં ન્યાયથી પ્રત્યેકને સ્વતંત્રપણે પોતાનો વ્યવહાર કરવાની જે છૂટ મળેલી હોય છે તેને પુરતુ સામર્થ્ય બીજાને અંગે છે, એ પહેલાને જણાય છે. અને બીજી, આ બેઉના હક સરખા જ છે એ સ્થાપિત થઇને ન્યાયનો પણ અમલ બજાવાય છે. એ હેતુ સાધવા સારૂ અપકાર અને પ્રત્યપકાર એ બરોબર હોવા જોઇએ.

તથાપિ હકના સરખા વિભાગ કરીને વાદ તોડવાના કામમાં આવા સાદા ઉપાયનો કંઇ એક ઉપયોગ થતો નથી. વેર લેવાની બુદ્ધિમાં તેટલું તારતમ્ય રહેતું નથી. આપણને જે ઇજા થઈ હોય અથવા આપણને જે નુકસાન થયું હોય તેનાથી વધારે પાછું કરવાની ઘણું કરીને વેર લેનારાની ઇચ્છા હોય

છે. અને તેવું થયું એટલે પહેલા માણસને ઘણો જ ક્રોધ ચઢે ને તે આગળ પાછળ ન જોતાં ગમે તે કરવાને પ્રવૃત થાય છે. આવી રીતે બંનેનો દ્વેશ એક સરખો વધતો જ જાય છે. વ્યકિત વ્યકિતમાં, કુટુંબ કુટુંબમાં, અને ટોળાં ટોળાંમાં જે હમેશાં રણસંગ્રામ મચ્યા રહે છે તે આને લીધે જ અને તે ઘણું કરીને પેઢીઓની પેઢીઓ સૂધી ચાલુ રહે છે.

પરંતુ આવો પ્રકાર ચાલવા ન દેતાં અપકાર અને પ્રત્યપકાર એનું માપ કરવાનું કંઈ પણ સાધન ઉત્પન્ન કરીને ટંટો કરનારા લોકોમાંનો ટંટો મટાડવો એવી કદી કદી લોકોની પ્રવૃત્તિ થાય છે. તેથી એવે પ્રસંગે ન્યાયનો ઉપયોગ કરવો એવું તેમને લાગે છે, આ સંબંધી આપણને શો પુરાવો મળે છે તે જોઇએ.

ઘણા જંગલી લોકોમાં એક પ્રકારની ન્યાય દૃષ્ટિની સમજણ જણાઇ આવે છે અને તે પ્રમાણે તેમનુ વર્તન પણ બને છે. એક ટોળાના કોઇ માણસે જો બીજા ટોળાના એકાદ મનુષ્યનું ખુન કર્યું હોય અથવા પ્રત્યક્ષ ખુન કર્યું ન હોય તોપણ તેવો શક આવ્યો હોય તો બીજા ટોળાના મનુષ્યોને પહેલા ટોળાના કોઈ પણ એકાદ માણસનો જીવ લેવાનું મન થાય છે તેથી ટોળામાંના એકાદ માણસને બદલે તે ટોળામાંના એકાદ માણસને માર્યો એટલે 'ન્યાય' થયો એમ તેમને લાગે છે. આસ્ટ્રેલિયન લોકોની આ પ્રમાણે સમજ છે. આ વાત યુદ્ધમાં અથવા દંગામાં મરી ગયેલા માણસને જ લાગુ કરવામાં આવે છે એટલું જ નહિ પણ રોગ અથવા વૃદ્ધાવસ્થાને લીધે મરણ આવે તો તેને પણ લાગુ કરવામાં આવે છે. કારણ આવી રીતે મરણ આવે છે તે પણ શત્રુએ કંઈ કાવત્રુ કરવાથી આવે છે એમ

જંગલી લોકોની સગજૂતી હોય છે. તેમની સમજૂતી પ્રમાણે જુદી જુદી ટોળીઓમાંનો આ હિસાબ પૂરો થતો હોત તો તે ટોળીનો ઘાણ જ નીકળ્યો હોત. કારણ એક ટોળીમાં જેટલાં માણસો મરે (પછી તે દંગા બખેડામાં મરો અથવા સ્વાભાવિક રીતે મરો) તેટલાં બીજીમાંનાં મારવાં જોઇએ. પરંતુ આ તેમની કલ્પના પ્રમાણે તેમને કદી પણ ન્યાય મળતો નથી. કેટલીક ટોળીના લોકો આ મૃત્યુ સંબંધી હિસાબ એટલી બારીકાઇથી ન જોતાં ઉપર ચોટીયા જુએ છે. એટલે તેની બીજા કશાથી ભરપાઇ કરી લે છે. સુમાત્રા બેટમાંના લોકો એક બીજાની આ સંબંધી કંઇ બાકી રહે તો તે પૈસાથી વાળે છે.

કોઇ સમાજનો એક મનુષ્ય માર્યો જવાથી તેનું જે નુકસાન થાય તે ભરી લેવા વાસ્તે, જે સમાજમાંના મનુષ્યે એ કૃત્ય કર્યું હોય તે સમાજમાંના કોઇ પણ એક મનુષ્યને મારવામાં જે એક પ્રકારનો ન્યાય થાય છે તેમાં સમાજ દૃષ્ટિએ જો કે કંઈ હરકત લેવા સરખું ન હોય તોપણ વ્યક્તિની દૃષ્ટિએ તે અન્યાય જ છે. કારણ ઘણે પ્રસંગે નિરપરાધી મનુષ્યને જ શિક્ષા ભોગવવી ભાગે પડે છે. જુદી જુદી સમાજોમાં જે આ, ન્યાયની કલ્પના જણાય છે, તેમ જ જુદા જુદા કુટુંબોમાં પણ જણાય છે. પ્રાથમિક સમાજ બંધારણમાં પ્રત્યેક કુટુંબ સમાજનું અતિ નાનું અવયવ સમજાતું, અને પ્રત્યેક કુટુંબમાં મનુષ્યને પોતાનું કુટુંબ એટલે એક સ્વતંત્ર સંસ્થાન એવું લાગતું. આ સ્થિતિમાં એક બીજાના કુટુંબ વ્યવહારમાં ન્યાયની આવશ્યકતા ઉત્પન્ન થતી. ફિલિપૈન બેટના લોકોમાં હાલ આવી સ્થિતિ જણાય છે.

" લાઈસાબેલા પ્રાંતમાં નિગ્રીટો અને ઇગોરોટી આ ટોળાંમાંના લોકો માણુસોનું હમેશાં જમા ખરચ રાખે છે." બીજું

એક ચમત્કારિક ઉદાહરણ લૂઝોન બેટમાંના ફવાયંગેન લોકોનું છે. પ્રોફેસર બ્લૂમેન્ટિટે તેમની વિસ્તારથી માહીતી આપી છે. તે નીચે પ્રમાણે:—

"જીવને બદલે જીવ લેવો એ કેવળ ઉલંઘન ન થઈ શકે એવી ધર્માજ્ઞા છે એમ ફવાયંગેન લોકોને લાગે છે. એક * પ્લિબિયન બીજા પ્લિબિયનનું ખુન કરે તો તેનો નિકાલ થોડામાં થાય છે. ખુન કરનારનો અથવા તેના કુટુંબમાંથી બીજા એકાદ પ્લિબિયનનો જીવ લીધો એટલે થયું. પરંતુ જો એકાદો મોટો માણસ અથવા સરદાર કોઈ પ્લિબિયનને હાથે મરી જાય તો તે ખુની પ્લિબિયનનો જીવ લેવાથી બસ થતું નથી. એવા અપરાધ બદલ જે મનુષ્યનો જીવ લેવાનો હોય તે તેટલી યોગ્યતાનો મનુષ્ય હોવો જોઇએ. સરદારનું ખુન થયું હોય તો તેને બદલે બીજા સરદારનો જીવ લેવો જોઇએ, કારણ, તેમને એમ લાગે છે કે, કૂતરા કરતાં જેના જીવની વધારે કિંમત નથી તેનો જીવ લેવાનો બદલો શો મળે ? એટલા માટે જે કુટુંબના સરદારનું ખુન થયું હોય તે કુટુંબનાં માણસો ખુન કરનારા માણસનો સંબંધી કોઇ સરદાર મળે છે કે કેમ તે જોતાં રહે છે. મુખ્ય ખુન કરનાર મનુષ્ય તો બીલકુલ છુટી જાય છે. ખુની મનુષ્યનાં સંબંધી માણસોમાં જો તે વખતે કોઈ સરદાર ન હોય તો મારેલા સરદારના કુટુંબમાંના માણસો શાંતપણે વાટ જોતા બેસે છે અને જે વખતે ખુની માણસના કુટુંબમાંનો કોઈ પણ મનુષ્ય તે યોગ્યતાએ ચઢે છે તે વખતે તેઓ પોતાનું વેર લે છે. વચ્ચે ગમે તેટલાં વર્ષ ગયાં તોપણ આ

* મોટા લોકો પૈકી ન હોય એવા મનુષ્ય અથવા નીચા વર્ગના લોક. રોમન લોકો પહેલાં આ શબ્દનો ઉપયોગ કરતા હતા.

ન્યાયનો અમલ કરવામાં તેમના તરફથી કસુર થતી નથી. મારેલા લોકો બદલનો હિસાબ પૂરો થાય એટલે લડનારાં કુટુંબોનો અથવા ટોળાંનો મેળાપ થાય છે. આવા ટંટામાં જે માણસોના જીવ મોંબદલા દાખલ લેવાના હોય છે તેમનાં માથાં ઉડાવીને ઘેર લેઇ જાય છે અને તે પ્રસંગે મોટો ઉત્સવ કરે છે. એ માથાં પછી ઘરના આગલા ભાગમાં રાખે છે." આ લોકોને જેટલું નુકસાન થયું હોય તેટલું તેઓએ લગારે લગાર ભરી લેવું જોઇએ એમ લાગે છે. સેમિટિક શાખાના લોકોમાં આવા પ્રકારનાં ઘણાં ઉદાહરણો મળી આવે છે. બર્ખાર્ટ લખે છે કેઃ—

"સઘળા આરબ લોકોમાં એવી સર્વત્ર સમજણ છે કે, કોઇએ કોઇનું ખુન કર્યું હોય તો મરનારનાં સગાં વહાલાંને તે ખુની માણસ તરફ આપણો એક માણસ લાગુ થયો એમ લાગે છે અને ખુન થતી વખત મરનારનાં જે સગાં વહાલાંને વેર લેવાનો હક પહોચે છે તેમના વંશજો તરફ પણ તે પરંપરા જાય છે." વળી જુદાં જુદાં કુટુંબોમાં અથવા ટોળાંમાં જીવને બદલે જીવ લેવા સંબંધી હિસાબ પૂરો કરી લેવા માટે જે સર્વનો કટાક્ષ હોય છે તેને વાસ્તે બર્ખાર્ટ કહે છે કેઃ—

"મને એમ લાગે છે કે બીજી કોઇ પણ વાતના કરતાં, કડક રીતે અમલમાં આવનારી ન્યાયની આ પદ્ધતિથી અરબસ્તાનના ટંટા ફીસાદ કરનારા લોકોને એક મોટો ફાયદો થયો છે. તે ફાયદો એ કે, તેમણે લડાઇઓ કરી કરીને એક બીજાનો સમૂળગો નાશ કર્યો નથી. રક્તસ્રાવ થાય તો વેર લેવા સંબંધી એક બીજાને એટલી ધાસ્તી હોય છે કે, મોટી અણી ઉપરની ઝપાઝપી થાય તોપણ ઘણું કરીને મનુષ્યવધ થતો નથી." સે-

મિટિક શાખાના લોકોમાં હાલ જે સમજૂતી ને રૂઢીઓ જણાય છે તે જ પ્રમાણે પ્રાચીનકાળના સેમિટિક લોકોમાં પણ હતી એમ માનવાને ઘણો આધાર છે. બાયબલના જૂના કરારમાં કહીબ્રૂ લોકોનું જે વૃતાંત આપ્યુ છે તેમાંનાં અનેક સ્થળો ઉપરથી તે વખત મરાએલા માણુસ બદલ જુદાં જુદાં કુટુંબો એક બીજાનું વેર લેતાં હતાં એવું દેખાય છે. પ્રાચીન કાળના યૂરોપિયન લોકોમાં પણ આ જ પ્રકારની કલ્પના ને સમજૂતી હોવાને લીધે તેમાં પણ આવા જ પ્રકારનો રીવાજ પડેલો હતો. કુટુંબનું અથવા કુટુંબ સમુદાયનું નુકસાન અને તે નુકસાનનું કમીજાસ્તીપણું આ બંને વાતો તેમના મનમાં સ્પષ્ટપણે રહેતી. જીવને બદલે જીવ લેવાનો રિવાજ નષ્ટ થઇને તેને બદલે જે વખતે પૈસાના રૂપમાં અથવા બીજા કંઈ પ્રકારનો મોંબદલો લેવાનો વહીવટ શરૂ થયો, તે વખતે મરનારના કુટુંબને અથવા સમાજને જે મોંબદલો આપવાનો તેની કિંમત મરનારની પદવી ઉપરથી અથવા યોગ્યતા ઉપરથી ઠરતી હતી. આ ઉપરથી કુટુંબનું કે સમાજનું જેટલું નુકસાન થયું હોય તેટલું લગારે લગાર ભરી લેવા તરફ લોકોનું કેટલું લક્ષ હતું એ સ્પષ્ટ દેખાય છે.

કુટુંબ એ સમાજનું અતિ નાનું સ્વરૂપ સમજવું અને કુટુંબના કોઈ પણ મનુષ્યે કંઈ અપરાધ કર્યો હોય તો કુટુંબને તે બદલ જવાબદાર ગણવું અને એક મનુષ્યનું નુકસાન થયું હોય તોપણ તે સઘળા કુટુંબનું નુકસાન ગણવું, એ કલ્પનાઓનો ઉદય થઇને તેમને વ્યવસ્થિત સ્વરૂપ આવતી વખતે જ વ્યક્તિ વિષેની કલ્પનાઓનું પણ ઉત્ક્રમણ થતું હતું. એટલે પ્રત્યેક મનુષ્ય સમાજનું જુદુ અંગ ગણાવા લાગ્યું અને જે વ્યક્તિએ અપરાધ કર્યો હોય

તેને જ તે જવાબદાર ધરવો અને જે વ્યક્તિને નુકસાન થયું હોય તેને જ તે ભરી આપવું, એ કલ્પનાઓ પણ કુટુંબની કલ્પના બરોબર જ ઉત્પન્ન થઈને ફેલાતી હતી. કેટલાએક લોકોને તેમનો સ્પષ્ટપણે ખ્યાલ આવ્યો હતો અને કેટલાએકોને તે વિષે અસ્પષ્ટ બોધ થતો હતો.

કેટલીક પ્રાથમિક સ્થિતિના લોકોને પણ આ કલ્પના સ્પષ્ટપણે સમજાવા માંડી હતી. ગયાનાદેશના મૂળના લોકો વિષે ઇમયર્ને હકીકત આપેલી છે. તે એવી કેઃ—

“ આ લોકોમાં પોલીસ ખાતા જેવી કોઈ પણ સોઈ નથી ત છતાં તેમના એક બીજા સાથેના રોજના વ્યવહાર ઘણી જ સારી રીતે ચાલે જાય છે. પ્રત્યેક મનુષ્ય બીજાઓના હકની કાળજી રાખે છે અને તેમનો આ ચાલ પુરાતન કાળથી ચાલતો આવવાને લીધે તેના વિષે તેમની ઘણી પૂજ્ય બુદ્ધિ છે. આવા પુરાતન રિવાજની વિરૂદ્ધ વર્તવાથી ઉત્પન્ન થનારા વિરૂદ્ધ લોકમતથી તેઓ ઘણા બીહે છે. એક ઇંડિયનના હાથથી જો બીજાને છેક થોડી પણ ઇજા થાય (પછી તે બુદ્ધિ પૂર્વક કરેલી હોય અથવા ભૂલેચૂકે થયેલી હોય) તો તે બદલે અપરાધીએ તેટલી જ ઈજા સહન કરવી જોઇએ તે વગર તેનો છૂટકો થતો નથી.”

હીબ્રૂ લોકોમાં પણ જે મનુષ્યે બીજાને ઈજા આપી હોય તે મનુષ્ય પાસે જ તેના મોબદલામાં ઇજા ભોગવાવવી જોઇએ, એવો વહીવટ હતો એમ જૂના કરાર ઉપરથી દેખાય છે. “ આંખને બદલે આંખ, દાંતને બદલે દાંત, હાથને બદલે હાથ અને પગને બદલે પગ ” એવો જૂના કરારમાં ડયુટરાનમી નામના પુસ્તકમાં જે ઉલ્લેખ છે તે વ્યક્તિ સંબંધનો જ છે. કોઇએ

કોઇનો ડોળો ફોડયો હોય તે અપરાધ કરનારનો ડોળો ફોડીને એ વ્યક્તિનો હિસાબ પૂરો કરી નાંખવો જોઇએ એવો તેનો ભાવાર્થ દેખાય છે. કુટુંબને જવાબદાર ગણીને કુટુંબમાં એવા વ્યવહાર થતા હતા. વિશેષે કરીને ખુનના સંબંધમાં તો એવું થતું હતું એમ કહેવામાં આવેલું જ છે. તોપણ વ્યક્તિ વ્યક્તિના વ્યવહાર બદલ જૂના કરારમાં ઘણે ઠેકાણે ઉલ્લેખ છે.

જે વખતે કુટુંબની જવાબદારીની કલ્પના મુખ્ય હોય છે તે વખતે પણ વ્યક્તિની જવાબદારી બદલ થોડી ઘણી કલ્પના હોય છે જ. પરંતુ કુટુંબની જવાબદારીનું મહત્વ કમી થતું જાય એટલે વ્યક્તિની જવાબદારીનું મહત્વ વધતું જાય છે. એમ થવાનું કારણ સમાજ સ્વરૂપમાંનો ફેરફાર એ છે. કુટુંબને અંગ સમજવાને બદલે વ્યક્તિને અંગ માનવા તરફ સમાજની પ્રવૃત્તિ થવા લાગે એટલે જવાબદારી પણ કુટુંબ ઉપરથી નીકળીને વ્યક્તિ ઉપર આવે છે. કુટુંબનું અસ્તિત્વ ન હોય તો પછી જવાબદાર પણ કોને ગણવું ? ધણી ધણીઆણી ને તેનાં છોકરાં મળીને થનારૂં કુટુંબ એ આ ઠેકાણે સમજવાનું નથી. પ્રાચીન કુટુંબોમાં સેંકડો માણસો આવી જતાં. એક એક કુટુંબમાં પાંચ પચીસ ફરતા કારવતા અને લડનારા પુરૂષ હોય અને સઘળાને કુટુંબાધિપતિપણાના અધિકારમાં રહેવું પડતું. પહેલાના સંગ્રામ યુગમાં થોડાં માણસોના કુટુંબોનો નિભાવ જ થવા સરખું ન હતું. પછી જેમ જેમ શાંતતાનો કાળ આવવા માંડયો તેમ તેમ થોડાં માણસોને એકત્ર રહેવાનું શકય થયું અને મોટાં મોટાં કુટુંબો નષ્ટ થઇને સર્વ પ્રકારની જવાબદારી વ્યક્તિના ઉપર જ આવી પડી. આવી રીતે સમાજની ઉત્ક્રાંતિ થતાં મનુષ્યના આરસપરસના વ્યવહારોની પં-

દ્ધતિની પણ ઉત્ક્રાંતી થઇને, વ્યક્તિને જવાબદાર ન ગણતાં કુટુંબને જવાબદાર ગણવામાં અન્યાય ભરેલી પદ્ધતિમાંથી વ્યક્તિને જવાબદાર ગણવાની ન્યાય ભરેલી પદ્ધતિ ઉત્પન્ન થઈ. વ્યક્તિથી બનેલી સમાજ વ્યવસ્થામાં અપરાધી મનુષ્યને જ તેના અપરાધનાં પરિણામ ભોગવવાં પડે છે, બીજાને ભોગવવાં પડતાં નથી.

હીબ્રૂ લોકોનાં જુદા જુદા કાળમાં લખાએલા ગ્રંથોમાં જે વિરોધ દેખાય છે તે ઉપરથી ઉપરના અનુમાનને ટેકો મળે છે. આરંભના ગ્રંથોમાં દેવોનું મનુષ્ય સાથેનું જે વર્તન બતાવવામાં આવ્યું છે તેમાં ધ્યાનમાં રાખવા જેવી વાત એ છે કે, પાપી મનુષ્યને જ શિક્ષા કરીને દેવનું સમાધાન થયું નહિ; પણ પાપી મનુષ્યોના પાપ બદલ તેણે તેમની અનેક પેઢીઓના વંશજોને પ્રાયશ્ચિત ભોગવવા જરૂર પાડી છે. પરંતુ ત્યાર પછીના એક પુસ્તકમાં એક ભવિષ્ય લખ્યું છે કે, અમુક કાળ પછીથી આ સ્થિતિ બદલાશે. જૂના કરારમાં જરમાયા કરીને એક પુસ્તક છે તેમાંથી નીચેનો ઉતારો લીધો છેઃ—

"બાપે ખાટી દ્રાક્ષો ખાધી ને છોકરાના દાંત અંબાયા. પરંતુ (પછીના કાળમાં) પ્રત્યેક મનુષ્ય પોતાના કર્મનાં જ ફળ ભોગવશે. જે મનુષ્ય ખાટી દ્રાક્ષો ખાશે તેના જ દાંત અંબાશે." વ્યક્તિએ અપરાધ કર્યો હશે તે વ્યક્તિએ જ તેનું પ્રાયશ્ચિત ભોગવવું જોઇએ એ ન્યાયના તત્વનો ઉદય યૂરોપિયન લોકોમાં ક્યારે અને કેવી રીતે થયો એ વિષે સંશય નથી. કૌટુંબિક સમાજ રચના જેમ જેમ પાછળ પડતી ચાલી અને વ્યક્તિથી બનેલી સમાજવ્યવસ્થા અગાડી થતી ગઈ, તેમ તેમ આ ન્યાયનું તત્વ અધિક અધિક ઉપયોગમાં આવવા લાગ્યું. અને હવે કૌટું-

બિક સ્થિતિની રીતભાત તે લોકોને એટલી અપરિચિત લાગે છે કે તેમની સાથે તેવા પ્રકારનો વ્યવહાર કોઈ કરવા માંડે તો તેમને ઘણી નવાઈ લાગે છે. આવા આશ્ચર્યકારક પ્રકાર હાલમાં પણ કોઈ કોઈ વખત બને છે. ચિની લોકમાં કૌટુંબિક સમાજ વ્યવસ્થા વખતની કંઇક સમજૂતી હજી પણ મળી આવે છે અને કેટલાક યૂરોપિયન દેશોનો ચિનદેશ સાથે સંબંધ હોવાને લીધે કોઈ કોઈ વાર ગમ્મત થાય છે. કોઈ યૂરોપિયન મનુષ્યને ચિના લોકો મારે તો જે દેશનો મનુષ્ય માર્યો ગયો હોય તે દેશ પાસેથી ખુની મનુષ્યને તાબામાં લેવા વાસ્તે માગણી થાય છે. ચિના લોકોને એવું લાગે છે કે, તે જ મનુષ્યનું એમને શું કામ છે? તેમનો એક મનુષ્ય અમેં માર્યો છે તે બદલ અમેં અમારો એક માણસ તેમને આપીએ એટલે થયું। વ્યક્તિથી બનેલી સમાજ વ્યવસ્થાને લીધે જેમની ન્યાયની કલ્પના સારી રીતે ઉન્નત થઇ છે તેને કંઇક સુધરેલા ચિની લોકોનું આ તર્કશાસ્ત્ર ઘણું જ ચમત્કારિક લાગ્યા વગર રહેશે નહિ.

મનુષ્ય સમાજની ઉન્નત અવસ્થાની ન્યાયની કલ્પનામાં વ્યક્તિને અનુસરીને આચરણ અને વ્યક્તિ ઉપર થનારૂં તે આચરણનું પરિણામ રહે એ મહત્વની વાત હોય છે. અને મનુષ્ય સમાજની આવી અવસ્થાની ન્યાયની કલ્પનામાં શારિરીક અથવા બીજા પ્રકારના નુકસાનનું સરખાપણું એ વાત મહત્વની હોયછે. એટલે એક કૃતિથી જેટલું નુકસાન થયું હોય તેટલું બીજી કૃતિથી ભરી લેવા તરફ પ્રાથમિક સ્થિતિના લોકોનું લક્ષ હોયછે એનાથી બીજી રીતે બનવાનો સંભવ જ હોતો નથી. સાંગ્રામિક યુગમાં હાથ પગ વગેરે અવયવોનો નાશ અને પ્રાણઘાત એના ઘણા પ્રસંગ

હોવાને લીધે વ્યક્તિ તરફ લક્ષ આપી શકાય એમ બનતું નથી. વ્યક્તિ સમુદાયમાં માત્ર મોટા મોટા અપરાધ બદલ સરખાપણું રાખવા જેવું હોયછે. તથાપિ પ્રાથમિક સમાજમાંની ન્યાયની આદ્ય કલ્પનામાંથી ન્યાયની ઉન્નત્ત કલ્પનાનો અંકુર નીકળ્યો છે; તે એકે નુકસાનનું સરખાપણું

સાંગ્રામિક કાળમાં પણ સરખાપણાની કલ્પનામાં બીજો થોડોક સુધારો થવાનો સવડ હોય છે; અને યુદ્ધ પ્રસંગમાં પણ લડનારી વ્યક્તિમાં સરખાપણું રાખવા સંબંધી કોઇ કોઈ વખત કેટલીક બાબતોની રૂઢી બંધાઇ જાય છે. પ્રાચીન કાળના હિંદુ લોકોમાં યુદ્ધ સંબંધી કંઈ નિયમ હતા અને તે તોડનારાની ફજેતી થતી. આ નિયમનું વલણ બે લડનારા યોદ્ધામાં સરખાપણું રાખવા તરફ હતું. ઉંઘેલા શત્રુ ઉપર ખરો ક્ષત્રી કોઈપણ વખતે હલ્લો કરતો નહિ. અશ્વત્થામા પોતાના બાપના મરણ બદલ વેર લેવાને ફરતો હતો. તે વખત તેને માલુમ પડયું કે પોતાના પિતાનો વધ કરનારો યોદ્ધો ઉંઘેલો છે માટે તે સ્થિતિમાં તેનો જીવ ન લેતાં તેને પ્રથમ ઉઠાડીને પછી તેની સાથે યુદ્ધ કરીને તેણે તેનો પ્રાણ લીધો. આ સંબંધી મહાભારતનો નીચેનો શ્લોક છેઃ—

॥ श्लोक ॥

तं शयानं महात्मानं विस्रब्धमकुतोभयम् ।
प्राबोधयत पादेन शयनस्थं महीपते ॥

सौप्तिकपर्व, अ० ८, श्लो० १६.

અર્થ.

હે ધૃતરાષ્ટ્ર, મનમાં કંઇપણ શંકા ન લાવતાં નિર્ભયપણે પથા-

રીમાં સૂતેલા મહાત્મા ધૃષ્ટદ્યુમ્નને તેણે ( અશ્વત્થામાએ ) પગવડે જગાડયો.

આ નિયમ પ્રમાણે જ રથ ઉપર બેસનારા યોદ્ધાએ પગે ચાલનારા શત્રુની સાથે સંગ્રામ કરવો નહિ, હથિયારવાળા યોદ્ધાએ હથિયાર વગરના શત્રુ સાથે લડવું નહિ, ઇત્યાદિ નિયમ હતા. બીજા દેશોના ઇતિહાસમાં પણ લડનારા શત્રુમાં, વિશેષે કરીને દ્વંદ્વ યુદ્ધ કરનારા યોદ્ધાઓમાં, સરખાપણું હોવું જોઇએ એ વિષે લોકોની સમજૂતી બતાવનારી વાતો અનેક ઠેકાણે મળી આવે છે. તથાપિ ધર્મની સમજૂતી અને નિયમ ઘણું કરીને મનમાંના મનમાં જ રહેતા અને દરેક યોદ્ધાની ઇચ્છા પોતાના શત્રુને અડચણમાં નાંખીને તેના ઉપર હલ્લો કરવો એવી હતી.

ઘણા પ્રાચીનકાળથી મનુષ્યોના વ્યવહારમાં અને વિશેષે કરીને એક સમાજમાંના મનુષ્યોના વ્યવહારમાં સરખાપણું રાખવા વિષેની કલ્પના મળી આવે છે. એક મનુષ્યે બીજાની સાથે જે પ્રમાણે વર્તન કર્યું હોય તે જ પ્રમાણે બીજાએ પહેલાની સાથે વર્તવું જોઇએ. આ કલ્પનાનું બીજ તે વેળાએ પણ લોકોના મગજમાં હતું, પરંતુ સાંગ્રામિક યુગની સમાજ ઘટનામાં તે બીજનું પોષણ થવાનો સંભવ ન હતો. લડાઇ થઇ એટલે તે કેવળ શત્રુની હાર કરવાને વાસ્તે હોય તોપણ તેમાં અન્યાયના વર્તનનું સપ્રયોગ શિક્ષણ મળતું હતું. શત્રુનું વેર લેવાનું હોય તોપણ ઘણું કરીને જે વ્યક્તિ પર તેનો પરિણામ થાય તેમને હાથે અપરાધ બનેલા હોતા નથી. લડાઇમાં જે શત્રુનો મનુષ્ય સોં [illegible] આવે તેને જખમી કરવો અથવા મારવો એ ક્રમ ચાલવાનો. આવા પ્રકારના અન્યાયનું વર્તન શત્રુના માણસોની સાથે થાય તોપણ તે

હમેશાં અને એટલે પોતાની સમાજના માણસોની સાથે પણ તેવું જ વર્તન થવા માંડે છે. આને લીધે એક સમાજમાંના મનુષ્યોના વ્યવહારમાં પણ ઘણો ન્યાય રહેતો નથી. ખુદ્દ લડનારા લોકોમાં પણ જુલમી વ્યવસ્થાથી બંદોબસ્ત રાખવામાં આવે છે. ઉદ્યોગવાળા વ્યવસાય કરનાર ગુલામ અને ચાકર લોકો જુલમની નીચે કચ-રાઈ જાય છે; સ્ત્રીઓને પૂર્ણ પરતંત્રતાની સ્થિતિ પ્રાપ્ત થાય છે; અને આ સર્વ બાબતોને લીધે મનુષ્યની લડાયક વૃત્તિ ઓછી થયા સિવાય તેમના વ્યવહારોમાં જેવું જોઇએ તેવું સરખાપણું આવતું નથી. જગતના ઇતિહાસોનું જેમણે લક્ષ પૂર્વક અવલોકન કર્યું હશે તેમને આવું પરિણામ સર્વત્ર બનેલું જણાયા વગર રહેવાનું નહિ.

હવે ઉલટી રીતે પુરાવો જોવા સારૂ જે લોકોમાં પૂર્ણ શાંતતા જણાય છે તેમની સમજૂતી અને રીતભાતનો વિચાર કરીએ. ૪ થા પ્રકરણમાં (ગયાના પહેલા પ્રકરણમાં) જુલમ વિષે વિચાર કરતાં કેટલાક લોકોનાં જે ઉદાહરણો આપેલાં છે, તેમાં જે લોકોને ટોળી બહારના લોકો ઉપર જુલમ કરવાની ટેવ હોય છે, તેઓ પોતાની ટોળીમાંના એક બીજા પર જુલમ કરે છે અને જેમને બહારના લોકો ઉપર જુલમ કરવાની ટેવ નથી, તેઓ પોતાની ટોળીમાં પણ અરસપરસ જુલમ કરતા નથી એવું બતાવેલું છે. અને જુલમ ન કરવાનું કંઇક કારણ, ન્યાયની દૃષ્ટિએ બીજા-ઓના જે હક હોય છે તે વિષે થોડો ઘણો વિચાર તેમના મનમાં આવે છે, એ હોવું જોઇએ. તે જ પ્રમાણે હમેશાં શાંતતામાં રહે-નારા લોકોમાં પુષ્કળ પ્રમાણીકપણું દેખાઇ આવે છે એ બતાવવા માટે પછાડીના એક પ્રકરણમાં અનેક લોકોના પ્રવાસનાવર્ણનમાંથી

ઉતારા આપવામાં આવેલા છે. તે લોકોનું આ પ્રમાણિકપણું વિશેષે કરીને તેમના મનમાં રહેનારી ન્યાય બુદ્ધિનું જ પરિણામ છે એમ કહેવાને હરકત નથી. આ અપ્રત્યક્ષ પુરાવાની પુષ્ટિમાં એના કરતાં પણ પાસેનો પુરાવો કેટલોક આપવા સરખો છે. તે પુરાવો એકે, એવા લોકોમાં સ્ત્રીઓની સાથે અને છોકરાંઓની સાથે કેવા પ્રકારની વર્ત્તણુક રાખવામાં આવે છે એ તપાસવું. 'સમાજ શાસ્ત્રનાં મૂળતત્વો' એ ગ્રંથમાં બંને પ્રકારના લોકોમાંની સ્ત્રીઓની સ્થિતિની તુલના કરી છે, જંગલી અથવા અર્ધી સુધરેલી સ્થિતિવાળા લડાઈ કરનારા લોકોમાં સ્ત્રીઓની યોગ્યતા ઘણી જ હલકી માનવામાં છે; અને જંગલી સ્થિતિમાં રહેનારા પરંતુ હમેશાં સ્વસ્થતામાં રહેનારા લોકોમાં સ્ત્રીજાતિને ઘણું જ માન હોય છે એવું તે ગ્રંથમાં બતાવવામાં આવ્યું છે. તે ઠેકાણે અનેક લોકોની વિસ્તારપૂર્વક આહીતી આપેલી છે. આ ઠેકાણે કેટલાંક ઉદાહરણોમાંથી થોડાંક આપીશું તો બસ થશે. મદ્રાસ ઈલાકામાં નીલગિરીની પાસે રહેનારા ટોડ લોકો જો કે, ઘણી બાબતોમાં કેવળ પ્રાથમિક સ્થિતિમાં છે તોપણ તેમની સ્ત્રીઓને મહેનતનાં કામ કરવાં પડતાં નથી. અને પાણી કે લાકડાં આણવા વાસ્તે તેમને ઘરની બહાર પણ જવાનો પ્રસંગ આવતો નથી. બોડો અને ધિમાલ લોકોની સ્ત્રીઓને ઘરકામ સિવાય બીજાં કોઈ પણ પ્રકારનાં કામ કરવાં પડતાં નથી. બંગાળામાં હોસ નામના મૂળના રહેવાસી લોકો છે તે કેવળ જંગલી સ્થિતિમાં છે. તે લોકોમાં પરણેલી સ્ત્રીને જેટલું માન આપવું જરૂરતું છે તેટલું આપવામાં આવે છે. ઉદ્યોગશીલ, પ્રમાણીક અને ગરીબ સ્વભાવના પ્યુએબ્લાસ લોકોમાં કોઇપણ કુમારિકાનું તેની ઈચ્છા સિવાય લગ્ન

કરવામાં આવતું નથી અને સામાન્ય રીતે પુરૂષોએ પોતાને વાસ્તે સ્ત્રી પસંદ કરવી એવી જે વિવાહ સંબંધી પદ્ધતિ તેની વિરૂદ્ધક્રમ આ લોકોમાં માલુમ પડે છે. સર્વ મનુષ્યોના હક સરખા જોઇએ એ ન્યાયની કલ્પનાનું બીજ છે. ઉપર આપેલાં ઉદાહરણોમાં પુરૂષોનું સ્ત્રીઓ સાથેનું વર્તન જોતાં સ્ત્રીઓના હક વિષેની કલ્પનાનું પુરૂષોના મન ઉપર પુષ્કળ પરિણામ થયેલું છે એમ દેખાય છે. પ્હેલાં ન આપેલું બીજું ઉદાહરણ આ ઠેકાણે આપવું યોગ્ય છે. ઝાનાન્સા કરીને અમેરિકામાં ડુંગરી પ્રદેશમાં રહેનારા લોકો છે. તે બદમંગ્વટ અને ઝાકોલોલો આ લડાઇખોર અને ટંટા કરનારા લોકોના ત્રાસથી કંટાળીને ડુંગરની ખીણમાં જઇને રહેલા છે. તે લોકો પૈકી એક માણુસ હ્રોલ્બ સાહેબ પાસે બોલ્યો. "અમને પશુના પણ લોહીની તૃષા નથી તો પછી માણુસના રક્ત માટે અમે તરસ્યા હોવાનો બીલકુલ સંભવ નથી." આ વાકય ઉપરથી તે લોકોના નિરૂપદ્રવી સ્વભાવ વિષે ખાત્રી થાય છે. આ તેમના સ્વભાવને લીધે આસપાસના જોરાવર અને લડાઇખોર ટોળીમાંના લોકો તેમનો તિરસ્કાર કરે છે. તથાપિ હ્રોલ્બ સાહેબ તેમના પ્રમાણિકપણા ને, વિશ્વાસુપણા બદલ સાક્ષી આપે છે. તે કહેછે કેઃ- તેમનું હમેશાંનું સભ્યપણું અને સુસ્વભાવ આ ગુણો માટે જ તેમને દોષ દેવામાં આવે છે, આ સિવાય બીજા કોઇ પણ પ્રકારના આરોપ તેમના ઉપર મૂકવામાં આવતા હોય એમ દેખાતું નથી." એજ સાહેબ તે લોકો સંબંધી વળી લખે છે કેઃ—"આ લોકોની સ્ત્રીઓ સાથેની વર્તન પદ્ધત્તિમાં અને બેચ્યુઆના અથવા મેટાબેલ લોકોની પદ્ધતિમાં દેખાતો વિરોધ આ લોકોનું શ્રેષ્ટત્વ સ્થાપિત કરનારો છે." અર્થાત્ એ લોકો પોતાની સ્ત્રીઓની સાથે વધારે

ન્યાયથી ચાલે છે. એ સ્ત્રીઓની વર્તણુંક વિષે થયુ. છોકરાં સાથેની વર્તણુક સંબંધી પણ 'સમાજશાસ્ત્રના મૂળતત્વો'માંનાં ઉદાહરણો આપીને વિસ્તારથી વિવેચન કરેલું છે તેનો સારાંશ માત્ર અહીં આપવામાં આવે છે. લડાઇખોર લોકોમાં છોકરાંઓને એટલાં ક્રુરપણાથી ઉછેરવામાં આવે છે કે, વખતે તેમના જીવને પણ ધોકો પહોચવાનો સંભવ હોય છે. બીજી એક વાત તેમના વર્તનમાં દેખાઇ આવે છે તે એકે, તેમનું છોકરાઓ સાથેનું અથવા છોકરીઓ સાથેનું વર્તન સરખું નથી હોતું. છોકરીઓ કરતાં છોકરાઓને વધારે સારી રીતે ઉછેરવામાં આવે છે. હમેશાં શાંતતાથી રહેનારા લોકોની પોતાનાં છોકરાં સાથેની વર્તણુક આથી કેવળ જુદી હોય છે. છોકરાઓમાં અને છોકરીઓમાં તેઓ એટલો ભેદ રાખતા નથી અને બંનેના ઉપર મમતા રાખે છે.

જ્યાં હમેશાં શાંતતા હોય છે ત્યાંના લોકોમાં ઓછા વધતા પ્રમાણમાં ન્યાયબુદ્ધિ જણાય છે એમ જે ઉપર કહેવામાં આવ્યું તે વિષે હજી ખુલાસો કરવો જરૂરનો છે. ન્યાય બુદ્ધિની કલ્પના અને તેને લીધે ઉત્પન્ન થનારી સમજૂતી એ બંને મિશ્ર મનોવ્યાપાર છે અને જેમના મન ઉપર કોઈપણ પ્રકારનો સંસ્કાર થયો ન હોય એવા જંગલી લોકોમાં તે તેટલી સ્પષ્ટ રીતે જણાય એ અસંભવિત છે. તથાપિ પારકાની વસ્તુ લેનારા માણસો જગતમાં હશે એવી કલ્પના પણ જેઓ કરી શકતા નથી એવા જંગલમાં રહેનારા બેદા લોકોને ન્યાયની જોકે ખરેખરી વ્યાખ્યા કરતાં આવડે નહિ તોપણ તેની સ્પષ્ટ કલ્પના તેમના મનમાં હશે એવું અનુમાન કરવાને હરકત નથી. તે જ પ્રમાણે આઉદ, (અયોદ્ધા) પ્રાંતમાંના ડુંગરી પ્રદેશમાં રહેનારા ગરીબ સ્વભાવના ઠારૂ લોકોનું

વર્તન મનમાં આણીએ તો તેમને પણ ન્યાયની પુષ્કળ કલ્પના થઈ હશે એમ લાગ્યા વગર રહેશે નહિ, કોઇ ભયંકર સંકટનો પ્રસંગ આવે એટલે એ લોકો પોતાની ચીજ વસ્ત લેઇને નિર્ભય જગાએ કોતરોમાં નાશી જાય છે. પરંતુ જતી વખત ઘરભાડા બદલ જે પૈસા દેવા રહેલા હોય તે એક ચીથરીએ બાંધીને તે ચીથરી ઘરના દરવાજાની ઉપરની બાજુએ સંભાળીને મૂકવાને તેઓ કદી વિસરી જતા નથી. ન્યાયની કલ્પના અને તેમાંથી ઉત્પન્ન થતી સમજૂતી એમની મન ઉપર સારી પેઠે અસર થયા વગર મનુષ્યને બીજાના હક બદલ આટલી કાળજી રાખવાનું સૂજે નહિ. માટે જે લોકોમાં એકબીજાના હક બદલ ઘણી કાળજી રખાતી હોય તે લોકોમાં આ બંને બાબતો સારી રીતે નિવાસ કરે એમ અનુમાન કરવું ભૂલ ભરેલું ગણાશે નહિ. હોસ લોકોમાં ચોરીનું ફક્ત આળ આવવાથી પણ ઘણા લોકો આત્મહત્યા કરવાને તૈયાર થાય છે. બ્રહ્મદેશમાંના ડુંગરી પ્રદેશમાં રહેનારા લેઠા લોકો પણ એવા જ ક્ષુલ્લભ કારણથી પ્રાણ આપવાને તૈયાર થાય છે. એ લોકો ઘણા સત્યશીલ હોય છે. તેમાંના એકાદા મનુષ્ય ઉપર જો ઘણા માણસોએ ગુન્હાનો આરોપ મૂક્યો હોય તો તે બીલકુલ એકાંત સ્થળમાં જતા રહે છે અને ત્યાં એક મોટો ખાડો ખોદીને તેમાં પોતે દટાવી દે છે. મનોવિકારને આવી સ્થિતિ પ્રાપ્ત થવા ન્યાય બુદ્ધિ એ થોડે ઘણે અંશે પણ કારણ હોવું જોઇએ. આ સર્વ ઉદાહરણોમાં જણાવેલા લોકોને ન્યાયની ઘણી કલ્પના થયેલી છે પરંતુ તેમના મન ઉપર કંઈ સંસ્કાર થયેલો ન હોવાને લીધે તેમનાથી તે કલ્પનાને વ્યવસ્થિત સ્વરૂપ આપી શકાતું નથી. જે લોકો પુષ્કળ સુધારો કરીને ગ્રંથ રચના કરવા સૂધી આગળ વધ્યા

છે તે લોકોની કલ્પનાને વ્યવસ્થિત સ્વરૂપ આવેલું હોય છે. ન્યાયની કલ્પના કેવી રીતે આવતી ગઈ એ વિષે નિશ્ચયાત્મક પુરાવો આ લોકોના ઇતિહાસમાંથી મળવા જેવો છે.

પ્રાચીનકાળના સુધરેલા લોકોની સમાજરચના અને એક-બીજા સાથેની વ્યવહારપદ્ધતિ સાંગ્રામિક યુગને અનુસરતી હતી. તેમનામાં જુદાજુદા દરજ્જાના મનુષ્યોના જુદાજુદા હક મનાતા અને તે જુલમથી અમલમાં આણવામાં આવતા. તે સર્વ લોકોને ન્યાય અને પરોપકાર એ બે વચ્ચેનો સ્પષ્ટ ભેદ સમજાયો ન હતો. ચિના, પર્શિયન, પ્રાચીન હિંદુ, ઈજિપ્શિયન અને હીબ્રુ એ લોકોનાં પુસ્તકોમાંની ન્યાયની કલ્પનામાં ઔદાર્ય અને માણસાઇ એનું મિશ્રણ છે. "બીજાઓએ તારી સાથે જે રીતે વર્તવું જોઇએ એમ તું ઇચ્છે તે પ્રમાણે તું બીજાની સાથે વર્ત." આ જો કે, ખ્રિસ્તી ધર્મનું વર્તનતત્ત્વ છે એમ માનવામાં આવે છે; તોપણ ખ્રિસ્તી શકની પહેલાં હયાતી ધરાવતા અનેક લોકોના ગ્રંથોમાં તેના જુદેજુદે રૂપે ઉલ્લેખ કરેલા છે એવું પાછળ કહેવામાં આવેલું જ છે. આ તત્ત્વનું પ્રથક્કરણ કરીએ તો તેમાં ન્યાય, ઔદાર્ય અને માણસાઇનું મિશ્રણ થયેલું માલુમ પડે છે. ન્યાયની દૃષ્ટિએ એક મનુષ્યે બીજાની સાથે શી રીતે વર્તવું જોઇએ અને દયાની દૃષ્ટિએ કેવી રીતે વર્તવું જોઇએ, એ ભેદ તે વર્તનતત્ત્વમાં બતાવેલા નથી. અને પ્રત્યેક મનુષ્યના બીજા પાસેથી મળવાના જે હક છે તેમનો સ્પષ્ટ કિંવા ગર્ભિત રીતે પણ બીલકુલ ઉલ્લેખ કરેલો નથી. ન્યાયની ખરેખરી કલ્પનામાં પારકા વિષેના અને પોતા વિષેના એવા બંને વિચારનું મિશ્રણ છે. ન્યાયથી પ્રત્યેક મનુષ્ય બીજા લોકોને વાસ્તે કેટલીક વાતો કરવાને બંધાએલો છે અને બીજા માણસો પણ તેને માટે કેટલીક વાતો કરવાને બંધાએલા છે.

સાંઆમિક વ્યવહાર એ જે સમાજરચનાનું મુખ્ય ધોરણ છે અને જે સમાજના લોકોમાં ઉદ્યોગવાળો વ્યવહાર સખ્તાઇના ઉપાયોથી ચલાવવામાં આવે છે, તે સમાજમાં વ્યકિતના હક વિષેની કલ્પના ઉત્પન્ન થઇને તેનો સ્પષ્ટ ઉલ્લેખ થવો સંભવિત નથી. ન્યાયદષ્ટિથી પ્રત્યેક વ્યક્તિને જેટલું સ્વાતંત્ર્ય ગળવું જોઇએ તેટલું જો આવી સમાજમાંના લોકોને મળે તો સર્વ સમાજ વિખરાઈ જવાની અને તેના અવયવ નિર્જીવ થઈ જવાના. જુલમી રાજ્યવ્યવસ્થામાં ઔદાર્યની કલ્પનાનો પ્રકાશ થવાને અને તેને અનુસરીને આચરણ થવાને પુષ્કળ સોઈ હોય છે. પરંતુ ન્યાયની કલ્પનાને માત્ર ઘણો થોડો અવકાશ મળે છે. જેમ જેમ બહારની સમાજો સાથે સાંઆમિક સંબંધ કમી થતો જાય છે અને સમાજમાંના મનુષ્યોના ઉદ્યોગ ભરેલા વ્યવહાર સખ્તાઇના ઉપાયોથી ન ચાલતાં પોતાની ખુશીના કરાર પ્રમાણે ચાલવા માંડે છે, તેમ તેમ ન્યાયબુદ્ધિને પ્રકાશ થવાનો અવકાશ મળવા માંડે છે.

## પ્રકરણ ૭ મું.

### ઔદાર્ય.

વર્તનના જે પ્રકારોની સામાન્ય રીતે ઔદાર્યમાં ગણના કરવામાં આવે છે, તેમનું વ્યવસ્થા પૂર્વક વર્ગીકરણ કરવું ઘણું કઠણ છે. એનું કારણ એ કે કેટલીએક વાતો ઔદાર્યની ગણાય છે તેમના પ્રવર્તક મનોવિકાર, ઔદાર્યથી ઉત્પન્ન થયેલા નથી હોતા અને વાસ્તવિક ઔદાર્ય એ મનોધર્મ-મિશ્ર છે અને તેની રચનાના તત્ત્વોનું પ્રમાણ પણ બદલાતું રહે છે.

ઔદાર્ય—એ મનોધર્મનાં બે અંગ છે. તે પૈકી એક ઘણું જૂનું અને બીજું તેના પ્રમાણ જોતાં નવિન છે.પહેલું અંગ તે અપત્ય-

પ્રીતિ છે. અપત્યપ્રેમ વિષે પ્રેરણાબુદ્ધિ ઘણાંખરાં પ્રાણીઓમાં જણાઇ આવે છે અને તેથી તેઓ પોતાનાં અપત્યના હિતને વાસ્તે પોતે જાતે ગમે તેટલું દુઃખ સોસવાને તૈયાર થાય છે. પોતાના અપત્ય વિષેનું ઔદાર્ય અને બીજા વિષે અત્યંત ઉદાસીનતા એ બંનેનો એકત્ર નિવાસ પુષ્કળ પ્રાણીઓમાં જણાઇ આવે છે. એનું ઉત્કૃષ્ટ ઉદાહરણ માંસાહારી પ્રાણીમાં મળે છે. વનસ્પતિ ઉપર ઉપજીવિકા કરનારાં પ્રાણીઓમાં પણ બીજાઓ વિષે ઉદાસીનતા હોય છે, પરંતુ તે એટલી બધી નથી. ઔદાર્યનું બીજું અને નવિન અંગ તે સહૃદયપણું છે. બીજાઓની મનોવૃત્તિઓનાં પ્રતિબિંબ આપણા મન ઉપર પડીને તેમના મનની સ્થિતિ પ્રમાણે જે થોડી વાર આપણા મનની સ્થિતિ થાય છે તેને સહૃદયપણું કહે છે. આ સહૃદયપણું સમાજ કરીને રહેલા ઊંચી પ્રતિના મનુષ્યો સિવાયનાં પ્રાણીઓમાં પણ કંઇક અંશે દેખાય છે. કૂતરાં, ઘોડાં, હાથી વગેરે પ્રાણીઓમાં આ ગુણની પુષ્કળ ઉત્ક્રાંતિ થયેલી છે, તોપણ મનુષ્ય પ્રાણીઓમાં–વિશેષે કરીને ઉન્નત અવસ્થાનાં મનુષ્ય પ્રાણીઓમાં આ ગુણ વધારે દેખાય છે અને તેનું સ્વરૂપ અનેક રીતે નજરે પડે છે. ઔદાર્યનું પહેલું અને જૂનું અંગ વ્યક્તિ વિષયક અને સાંકડું મન બતાવનારૂં છે; અને બીજું ને નવિન અંગ વ્યક્તિ વિષયક નથી હોતું તથા તે મોટું મન બતાવનારૂં છે. બંને અંગ હજારો વર્ષોની પહેલાંનાં છે અને તેમાં તુલના કરીને જોઇએ તો બીજું પહેલા પછી ઉત્પન્ન થયેલું છે.

મનુષ્યોમાં ઔદાર્યની કલ્પના આ બે ગુણના મિશ્રણથી બનેલી છે. દીન અવસ્થાનાં પ્રાણીઓ વિષે પ્રીતિ ઉત્પન્ન થવી એ અપત્યપ્રેમનું બીજ છે; અને મનુષ્યોની ઊંચી પ્રતિના અપત્યપ્રેમમાં સહૃદયપણાનો પણ થોડો ઘણો અંશ હોય છે જ. માબા-

પને છોકરાંના સુખ દુઃખે સુખ દુઃખ થાય છે. મનુષ્યના અપત્યપ્રેમમાં જેમ થોડો સહૃદયપણાનો અંશ હોય છે તેમ તેમના સહૃદયપણામાં પણ અપત્યપ્રેમનો થોડોક અંશ હોય છે; કારણ, દીન અવસ્થાના પ્રાણીઓ વિષે પ્રીતિ એ જે અપત્યપ્રેમને ઉત્તેજન આપનારો મનોવિકાર, તે જ સહૃદયપણાનું પણ કારણ થાય છે. એક મનુષ્યે બીજાની સાથે ઔદાર્યનું વર્તન કર્યું હોય તો તેવું વર્તન કરનારાના મનમાં ઘણુંકરીને સ્પષ્ટ અથવા અસ્પષ્ટ રીતે બીજા મનુષ્યની દીન અવસ્થા વિષે વિચાર આવીને તે દયાને પાત્ર છે એવી તેની સમજૂત થાય છે. દયા અને અપત્યપ્રીતિ આ બે ગુણમાં ઘણું મળતાપણું છે; કારણ, પોતાની સ્થિતિ સાથે તુલના કરીને જોઇએ તો, જે મનુષ્ય વિપત્તિમાં, દુઃખમાં, અથવા સંકટમાં હોય તેને માટે જ દયા ઉત્પન્ન થાય છે.

આ પ્રમાણે આ મનોધર્મનું સ્વરૂપ મિશ્રિત હોવાથી જુદી જુદી સ્થિતિના લોકોમાં તે જુદા જુદા પ્રકારે નજરે પડે છે, અને તેને લીધે ઘોટાળો થાય છે. પુરાવો વિવાદિત અને ગુચવણ ભરેલો હોય તો તે ઉપરથી નિશ્ચયાત્મક અનુમાન કાઢવાં કઠણ પડે છે.

પ્રસ્તુત વિષયનો આરંભ કરતા પહેલાં ન્યાય અને ઔદાર્યની કલ્પનાઓની થોડીક તુલના કરીએ તો વિષય વધારે સ્પષ્ટ રીતે સમજાશે. ઔદાર્યની વાસ્તવિક કલ્પનાનું અતિ ઉન્નત સ્વરૂપ લઇએ તોપણ તેમાં ન્યાયની કલ્પના કરતાં સુગમ હોય છે. માટે મનુષ્ય સ્વભાવની ઉત્ક્રાંતિમાં ઔદાર્યની કલ્પનાનો પ્રથમ ઉદય થાય છે અને તેની પછી ન્યાયની કલ્પના ઉત્પન્ન થાય છે. બીજાઓના સુખ દુઃખનું કાલ્પનિક ચિત્ર પોતાના મનમાં ખડું થવાથી ઔદાર્યની કલ્પના પેદા થાય છે; અને કોઇના પણ સુખ દુઃખની

કલ્પના વારંવાર મનમાં આવીને સહૃદયપણાનો મનોવિકાર ઘણો પ્રબળ થાય એટલે ઔદાર્યનાં કામ કરવાને મનુષ્ય પ્રવૃત થાય છે. પરંતુ ન્યાયની કલ્પનામાં ઘણો જ ઘોટાળો છે. તેમાં કેવળ સુખ દુઃખનો જ વિચાર કરવાથી બસ થતું નથી. પરંતુ દુઃખ કમી કરવા વાસ્તે અથવા સુખ વધારવાને વાસ્તે શાની આવશ્યકતા છે એ પણ જોવું જોઇએ. આ ઉપરથી એવું સ્પષ્ટ થશે કે ઔદાર્યની કલ્પનામાં જે મનોવ્યાપારની આવશ્યકતા જોઇએ છીએ તેમને ન્યાયની ઇમારતનો પાયો કહીએ તોપણ ચાલે. વાસ્તવિક જોતાં સર્વ પાયો પૂરો કરવાને બીજા પણ કંઈ મનોવ્યાપારની જરૂર છે. ઔદાર્યની કલ્પનામાં બીજાના સુખ દુઃખનો વિચાર કરવો એ મુખ્ય ભાગ છે અને પોતાના સુખ દુઃખનો વિચાર કરવો એ ગૌણ ભાગ છે; કારણ, કેવળ તુલના કરવાને માટે જ તેમનો આપણે વિચાર કરીએ છીએ. પરંતુ ન્યાયની કલ્પનામાં પોતાના પણ સુખ દુઃખનો વિચાર મુખ્યત્વે કરીને કરવો પડે છે. આ પાયો પૂરો થયા પછી પુષ્કળ ગુચવણ ભરેલા મનોવ્યાપારથી ન્યાયની ઇમારત ખડી થાય છે.

ઔદાર્યમાં પોતાનાં અને બીજાનાં સુખ દુઃખની જે તુલના થાય છે તે ઘણી જ સ્થુલ દૃષ્ટિની હોય છે. કારણ, દયા ઉત્પન્ન થવાને બંનેની સ્થિતિમાં પુષ્કળ અંતર હોવું જોઇએ ને તે કેવળ સામાન્ય બુદ્ધિના મનુષ્યના પણ લક્ષમાં આવવા જેવું હોય છે. પરંતુ ન્યાય કરતી વખતે જે સુખ દુઃખની તુલના કરવાની હોય છે તે કેવળ સૂક્ષ્મ રીતિએ કરવી જોઇએ, અને એ કામ કરવાને તીવ્ર બુદ્ધિની જરૂર પડે છે. આ તુલનાના સંબંધમાં થયું. આ સિવાય કાર્ય–કારણ–ભાવનું વધારે ફેલાએલું જ્ઞાન ઉપયોગમાં લાવવાની જરૂર પડે છે તે તો જુદું જ.

ઔદાર્ય અને ન્યાય એ બેનો સંબંધ બરાબર લક્ષમાં આવે એટલે મનુષ્યની ઉત્ક્રાંતિ થતાં ઔદાર્યની કલ્પના પ્રથમ ઉત્પન્ન થઇને તેની પાછળ ન્યાયની કલ્પના કેમ ઉત્પન્ન થાય છે એ વાતનો ઘણી સારી રીતે ખુલાસો થાય છે. પ્રથમ પાયો થયા સિવાય ઉપરની ઇમારત થઈ શકે નહિ. ઔદાર્ય અને ન્યાય એ જ અનુક્રમ સ્વાભાવિક છે, એ બીજી એક વાત ઉપરથી પણ સારી રીતે સિદ્ધ થાય છે. મંદ બુદ્ધિના ઘણા લોકોને, વિશેષ પ્રકારના આત્મયજ્ઞનું એટલે પારકાના હિતને વાસ્તે કરેલા પોતાના નુકસાનનું શું પરિણામ થશે, એ, યથાસ્થિત ન સમજાયાને લીધે તેમની ઔદાર્ય તરફ પ્રવૃત્તિ થાય છે. અર્થાત્ તેમનું ઔદાર્ય લાંબી નજરનું નથી. ન્યાયની કલ્પનાને માટે વર્તનનાં પરિણામ બરાબર રીતે સમજાવાં જોઇએ. પરંતુ ઔદાર્યની કલ્પનાને માટે તેમનું અજ્ઞાન હોય તોપણ ચાલે, અથવા તે અજ્ઞાનને લીધે જ તે કોઇ કોઇ વાર ઉત્પન્ન થાય છે.

હવે આ ઉપોદ્ઘાત પૂરો કરીને મુખ્ય વિષય તરફ વળીએ. પ્રથમ સહૃદયપણાને લીધે ઉત્પન્ન થનારા મનોવિકારો સિવાયના બીજા મનોવિકારથી બનેલા ખોટા ઔદાર્યનો વિચાર કરીએ. બીજા કોઇ પણ મનોવિકારો સાથે સંયુક્ત થયેલી બીજાના કલ્યાણની ઈચ્છા ઘણી જ દુર્લભ છે. ઘણુંકરીને આ ઇચ્છાની સાથે બીજા કંઈ હેતુનું મિશ્રણ થયેલું હોય છે. આ હેતુમાં ઘણુંકરીને કીર્તિની ઇચ્છા મુખ્ય હોય છે. દેખાવમાં ઔદાર્યનાં પરંતુ વાસ્તવિક ઔદાર્યનાં નહિ એવાં કૃત્યો પૈકી છેક નીચા પ્રકારનાં જે હોય છે તેમાં બીજાઓના કલ્યાણની ઇચ્છાનો અંશ ઘણો જ થોડો હોય છે અથવા બીલકુલ હોતો નથી અને બીજા હેતુનું પ્રાબલ્ય હોય છે.

જે લોકોમાં સુધારાનો ઘણો પ્રવેશ થયેલો નથી એવા અને કેવળ જંગલી લોકોમાં પરોણાનો આદરસત્કાર કરવાના કામમાં અનેક ઠેકાણે જે દેખાડવાની કૃતિઓ નજરે આવે છે, તે, ઉપર કહેલું ખોટું ઔદાર્ય જ બતાવનારી હોય છે. બેદુઇન લોકો ગમે તેવી લૂટ કરનારા અને ખરચાળ છે. તેઓ સંબંધી પાલગ્રેવ લખે છે કેઃ—

"તેમની પાસે પરોણાને આપવા જેવું ઘણું થોડું હોય છે. પરંતુ તે થોડાને બદલે પણ ઘણો જ મોંબદલો મેળવવાની આશા કરે છે. કારણ રાત્રિનો પરોણો સવારમાં માર્ગે પડીને લગાર દૂર જાય એટલે તેને લૂટવાનો તેમનો સંકેત હોય છે." તે જ પ્રમાણે કિરધી લોકો વિષે આટકિન્સન્ કહે છે કે, "તેમના સરદાર લોકો જ્યાંસૂધી મેમાન ઘરમાં હોય ત્યાંસૂધી તેને છેડતા નથી. પરંતુ તે ઘરમાંથી નીકળીને પોતાને માર્ગે ચાલવા માંડે એટલે પોતાના હાથ નીચેના લોકોને મોકલીને તેને લૂટે છે." પૂર્વ આફ્રિકામાં પણ ચુરોરી પ્રદેશના સરદારો જ્યાંસૂધી પરોણા પોતાના ગામમાં હોય ત્યાંસૂધી તેમની ઉત્તમ પ્રકારે પરોણાગત કરે છે. પરંતુ તેઓ ગામમાંથી બહાર પડતાં જ તેઓ તેમને લૂટે છે. ફિજિયન લોકોના વર્તનમાં તો આ કરતાં પણ વધારે આશ્ચર્યકારક વિપરીતપણું જણાઇ આવે છે. તેમને વિષે નીચે પ્રમાણે માહીતી મળે છેઃ—

"એકાદા ચાકુ વાસ્તે અથવા છરી વાસ્તે પણ ફિજિયન લોકો પોતાને ઘેર આવનારા અથવા ઘરમાંથી બહાર જનારા પરોણાનું ખુન કરવાને આગળ પાછળ જોતા નથી. પરંતુ તે પરોણો ઘરથી કેટલાએક મુકરર કરેલા અંતરથી બહાર હોવો જોઇએ. એક વાર તે ઝાંપાની અંદર આવ્યો એટલે પાછો બહાર

જાય ત્યાંસૂધી તે જ મનુષ્ય તેના રક્ષણ માટે પોતાનો જીવ પણ જોખમમાં નાંખવાને તૈયાર થાય છે.”

ખરૂં ઔદાર્ય અને આ લોકોમાં દેખાઈ આવનારા પરોણા-ચાકરીના પ્રકાર એમનો કેટલો સંબંધ છે તે સ્પષ્ટ જણાય છે. જે યૂરોપિયન લોકોને ઘણા દિવસ સૂધી ફિજિયન લોકોનો સહવાસ થયો છે તેમણે પણ આ ચાલ પકડ્યો છે એમ જાકસન્ કહેછે.

નહિ સુધરેલા ઘણા લોકોમાં આના કરતાં ઓછા ઘાતકી-પણાના પરોણાગતના પ્રકાર જોવામાં આવે છે. રૂઢિને લીધે તે લોકોમાં જાતિ–સ્વભાવ પડી ગયેલો હોય છે. આ રૂઢિઓ કેવી રીતે ઉત્પન્ન થઇ હશે એ સમજવું માત્ર કઠણ છે.

“પરોણાનો આદરસત્કાર કરવો એ જાપાનના આયનો લોકોનો દરેક મનુષ્ય પોતાનું કર્ત્તવ્ય સમજે છે. મારો જેવો તેમણે આદરસત્કાર કર્યો તેવો જ તે સર્વ પરોણાઓનો કરે છે. તેઓ પોતાના સામર્થ્ય પ્રમાણે ઉત્તમ ઉત્તમ પદાર્થ મેમાનને આપે છે, તેમને માન્યને સ્થાનકે બેસાડે છે, અને નજરાણો આપીને ખુશી કરે છે અને તેઓ ત્યાંથી જવાને નીકળે એટલે વાટને માટે તેમને ભાથું પણ બંધાવે છે.” આસ્ટ્રેલિયન લોકો વિષે એવું વાંચવામાં આવે છે કે, જ્યાંસૂધી મેમાન પોતાને ઘેર રહે ત્યાંસૂધી તેમને કોઈ પણ પ્રકારનો ત્રાસ ન થવા દેવાને ઘણી સંભાળ રાખવી જોઇએ; એટલે તેમનામાં આદરસત્કાર સંબંધી સાધારણ નિયમ હોય છે. દક્ષિણ પાસિફીક મહાસાગરના બેટોમાં રહેનારા સામોઅન લોકોના સત્કારના પ્રકાર સંબંધી જાકસન્ લખે છે કે, તે લોકો પરોણાની સાથે ઘણી સારી રીતે ચાલે છે અને પ્રત્યેક વાતમાં જે સારૂં હોય તે મેમાનને આપે છે. લિવિંગસ્ટનના કહેવા પ્રમાણે કાફર

લોકો પરોણાની ચાકરી કરનારા છે. હુઇન્ટરબોટમે એવું લખેલું છે કે, આફ્રિકાના લોકો સાથે ઘણા સહવાસમાં આવેલા દરેક પ્રવાસીને તેમની પરોણાચાકરી વિષેની ઉત્સુકતા નજરે પડેલી છે. ઉત્તર અમેરિકામાં રહેનારા મૂળના લોકો વિષે આર્ગેન કહે છે કેઃ—

"ઇંડિયન લોકોમાં જણાતી એક સર્વત્ર સાધારણ વાત કહીએ તો તે તેમની પરોણાચાકરી વિષેની તત્પરતા છે. ઈરાકોઈ લોકોમાં આ ઇચ્છા જેટલી સર્વત્ર સામાન્ય જણાય છે તેટલી બીજા કોઈ પણ લોકોમાં જણાતી નહિ હોય." તે જ પ્રમાણે ન્યુઝીલાંડના લોકો સંબંધી અંગસ કહે છે કે, "તે લોકો પારકા માણસનો ઘણો સારો આદરસત્કાર કરે છે."

ખોટા ઔદાર્યના વર્તનમાં કીર્તિની ઇચ્છા કેટલી પ્રબળ હોય છે એ ન્યુઝીલાંડના લોકોના ઉદાહરણ ઉપરથી સારી રીતે લક્ષમાં આવશે. તે સંબંધી ટામસન લખે છે કે, "તે લોકોમાં ખરચાળપણાનાં ઘણાં વખાણ કરવામાં આવે છે અને જમણવાર વગેરે પ્રસંગે પોતે ઘણું ઔદાર્ય બતાવ્યું એમ લોકો કહે એવી તેમને ઘણી ઇચ્છા હોય છે." તે જ ગ્રંથકારે તે લોકો સંબંધી બીજે એક ઠેકાણે એવું લખ્યું છે કે, "પૈસા એકઠા કરીને તે ઉડાવે નહિ એ તે લોકોમાં લજ્યાસ્પદ ગણાય છે." સેન્ટ આગસ્ટાઇન બેટના લોકોના વર્તનમાં એક વિશેષ પ્રકાર જણાઇ આવે છે. તે પણ એવા જ પ્રકારની એક ઇચ્છાને લીધે ઉત્પન્ન થયેલો છે. આ લોકોમાં મૈયત સંબંધી એક મોટી ચમત્કારી સમજૂત છે. મરી ગયેલા મનુષ્યોનો ન્યાય થઇને જેઓ પુન્યવાન ઠરશે તેમને સુખની અને જેઓ પાપી ઠરશે તેમને દુઃખની પ્રાપ્તિ થશે એમ બીજા લોકો પ્રમાણે તેમને પણ લાગે છે. પરંતુ તેમની પાપ પુન્યની કલ્પના માત્ર વિલક્ષણ છે. જે મનુષ્યની મિત્રમંડ-

ળી તેના મરણ પછી તેને વાસ્તે એક ભપકાદાર જમણવાર કરે તે મનુષ્ય મોટો પુણ્યવાન, અને જેના કંજુસ મિત્રો બીલકુલ જમણવાર ન કરે તે મહાપાપી. આપણા દેશના અનેક જાતિના લોકોમાં ઉત્તરક્રિયા માટે અને લગ્ન-પ્રસંગે પુષ્કળ પૈસા ખરચવાના જે રીવાજ છે તે પણ આવા જ પ્રકારની ઇચ્છાને લીધે ઉત્પન્ન થયેલા હશે અને તે ખોટું ઔદાર્ય બતાવનારા છે. લોકોમાં પોતાની કીર્તિ થાય એવી પ્રબળ ઈચ્છાથી કોઇ કોઇ વાર આવે પ્રસંગે થોડા એટલો બધો ખરચ કરે છે કે, તેનું પરિણામ તેમના કુટુંબને અનેક વર્ષો સૂધી ભોગવવું પડે છે. આવી રૂઢિથી આ કરતાં પણ વધારે ભયંકર પરિણામ થાય છે. લગ્નમાં થનારા ભયંકર ખરચના ભયને લીધે કેટલાક લોક કન્યાવધ કરવાને પણ પ્રવૃત્ત થાય છે.

નકલી ઔદાર્ય ઉત્પન્ન કરનારા જે મનોવિકાર ઉપર કહ્યા તેના જેવો જ એક બીજો મનોવિકાર દૂર દૂરના પ્રદેશમાં વસાયત કરનારા લોકોમાં મળી આવે છે. એ લોકોને પ્રથમ હજારો લોકોની સાથે હળવામળવાની ટેવ હોવાને લીધે તેમને તે નિર્જન પ્રદેશમાં એકાંતવાસ દુઃસહ થાય છે. તે સ્થિતિમાં જો કોઈ પારકો માણસ તેમને ઘેર આવે છે, તો તેમને વિલક્ષણ પ્રકારનો આનંદ ઉત્પન્ન થાય છે. કારણ, અનેક મનુષ્યના સહવાસમાં રહેવાની જે પ્રબળ ઇચ્છા સુધરેલા મનુષ્યોમાં સ્વાભાવિક રીતે ઉત્પન્ન થયેલી હોય છે તેની થોડી પણ તૃપ્તિ કરવાની તેમને તક મળે છે. આથી પ્રવાસી અને શિકાર કરનારા લોકોનો તેઓ ઉત્તમ રીતે આદરસત્કાર કરે છે એટલું જ નહિ, પણ મોટા આગ્રહથી તેમને ઘણા દિવસ સૂધી રાખેછે.

આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે જે મનોવિકારોથી પરોણાને

ઓનો આદરસત્કાર કરવાની અને મિત્રોને જમાડવાની પ્રવૃત્તિ થાય છે તે મનોવિકાર પ્રવૃત્તકનીતિની સમજૂતીથી ઉત્પન્ન થયેલા હોય છે; તેમાં નીતિના શુદ્ધ સ્વરૂપનો અંશ ઘણો જ થોડો હોય છે કિંવા સમૂળગો નથી હોતો એમ કહીએ તોપણ ચાલે.

તથાપિ કેવળ જંગલી સ્થિતિમાં રહેનારા પુષ્કળ લોકોમાં પણ ખરા ઔદાર્યનાં અનેક ઉદાહરણો મળી આવે છે અને કોઈ કોઈ વાર તો આ લોકોનું ઔદાર્ય સુધરેલા લોકોને શરમાવે એવું હોય છે. સ્વેઆન્ (બુશમેન) લોકો વિષે બર્ચેલ કહે છે કેઃ—

"તેઓ એક બીજાની આગતાસ્વાગતા કરવાની ઘણી જ કાળજી રાખે છે અને તેમનું એક બીજા સાથેનું વર્તન ઉદાર બુદ્ધિથી ભરેલું હોય છે. કોઇ કોઇ વાર તો આ લોકોમાં એ ગુણ કેવળ શિખરે જઇ પહોચેલો જ દેખાય છે." તે જ પ્રમાણે હાટેંટાટ લોકો સંબંધી તે કહે છે કે, "તેઓ પોતાની ટોળીમાંના લોકોનો તો આદરસત્કાર કરે છે જ, પરંતુ બીજી ટોળીના લોકોની સાથે પણ તેઓ ઔદાર્યથી વર્તે છે અને તેમને યોગ્ય આદરસત્કાર આપે છે." કોલ્બેન સાહેબનું તેમને વિષે ઘણું ઉત્કૃષ્ટ મત થયેલું છે. તે કહે છે કેઃ—

"ઔદાર્ય ને આદરાતિથ્ય આ ગુણોમાં હાટેંટાટ્ લોકો ઘણુંકરીને પૃથ્વી ઉપરની સર્વ પ્રજા ઉપર સરસાઇ કરનારા છે." પૂર્વ આફ્રિકાના લોકો સંબંધી લિવિંગ્સ્ટન કહે છે કેઃ—

"યૂરોપિયન લોકો સાથે જેમને વધારે સહવાસ થયો નથી એવી મધ્ય પ્રાંતોમાં રહેનારી ઘણીએક ટોળીના લોકો એટલાબધા અસભ્યપણાથી અને એટલાબધા ખરા ભાવથી મેમાનને અન્ન વગેરે આપે છે કે, તેનો સ્વીકાર કરવાને તેમને ઘણો આનંદ થાય છે." લોઆંગો પ્રદેશના લોકો વિષે નીચે જે ઉતારો આપ્યો

છે તે ઉપરથી જો કે તેમના ઉદારપણાના આચરણમાં લોકોની તરફથી વાહવાહ મેળવવાની ઇચ્છા ઘણી પ્રબળ દેખાય છે, તોપણ તેમાં ખરા ઔદાર્યનું એ મિશ્રણ ઘણું છે એ વિષે તે ઉતારામાંથી જ પુરાવો મળશે.

"તેમની પાસે જે થોડું હોય તેનો કંઈક ભાગ ખરેખરા દીન અવસ્થામાં રહેલા લોકોને આપવાને વાસ્તે તેઓ હમેશાં તૈયાર હોય છે. કોઇ દિવસ જો તેમને જનાવરોનો કે માછલાંનો પુષ્કળ શિકાર મળે અથવા બીજી કંઇ દુર્ગિલ વસ્તુનો લાભ થાય તો તેઓ લાગલા જ પોતાના મિત્રો તરફ અથવા પાડોશી તરફ દોડતા દોડતા જઇને તેમને સર્વ હકીકત કહે છે અને તેમનો ભાગ તેમને સ્વાધીન કરે છે. તે, પ્રસંગે પોતે અડચણ ભોગવશે પણ આવી રીતે મિત્રતા બતાવવાના કામમાં લગાર પણ ગફલત કરવાના નહિ. યૂરોપિયન લોકોને તેઓ મક્ખીચૂસ કહે છે. કારણ, મોંબદલો મળ્યા વગર તેઓ કદી કોઇને કંઈ આપવાના નહિ."

આ લોકોથી કંઇક ઓછા સુધરેલા તેમ જ કંઇક વધારે સુધરેલા એવા બીજા લોકોમાં પણ આવું વર્તન જણાય છે. આસ્ટ્રેલિયાના મૂળના રહેવાશી લોકો વિષે એવું વાંચવામાં આવે છે કે, જે લોકોને સારો શિકાર મળે છે તે હમેશાં એક પણ શબ્દ ન ઉચ્ચારતાં પોતાની ટોળીના જે લોકોને બીલકુલ શિકાર મળ્યો ન હોય તેમને પોતાના ખોરાકનો ભાગ આપે છે. **વ્યાંકોવ્હર** એણે સાંદવિચ બેટના લોકો વિષે જે માહીતી આપેલી છે તે ઉપરથી એવું જણાય છે કે, યૂરોપિયન લોકોએ ઘણી ખરાબ રીતનું વર્તન કરવાને લીધે તેમની નીતિ બગડી, તે પહેલાં તે લોકોનું પારકા લોકો સાથેનું વર્તન બીજા નહિ સુધરેલા ઘણા લોકો પ્રમાણે જ ઔદાર્યવાળું હતું. તે કહે છે કે:—

"અભણ અને ઘણુંકરીને જંગલી લોકોમાં ગણના થાય એવા હુવાઇએટમાં રહેનારા લોકોએ અમારી જે પરોણાચાકરી કરી, તેવી મને લાગે છે કે યૂરોપના અત્યંત સુધરેલા દેશોમાં પણ કોઇની થઇ નહિ હોય." ગયાના દેશમાંના મૂળના રહેવાશી વિષે બ્રેટ્ લખે છે કેઃ—

"આ લોકોનો પોતાનાં છોકરાં ઉપર વિલક્ષણ પ્રેમ હોય છે. તેઓ સર્વની સાથે સભ્યતાથી અને ઉદાર મનથી વર્તે છે અને તેમનું પરસ્પરનું વર્તન તો એટલું અમર્યાદ ઔદાર્યનું હોય છે કે, તેમનામાં તે એક દોષ જ છે, એમ કહીએ તોપણ ચાલે."

બીજું એક એશિયા ખંડના લોકોનું ઉદાહરણ લઇએ. બ્વાગલ્ સાહેબ ટિબેટમાં હતો ત્યારે ત્યાંના *લામાનાં સગાં વહાલાં પાસે જઈ રહ્યો હતો. તે લોકો તેની સાથે ઘણી મમતાથી વર્તતા હતા. જતી વખતે તેણે તે લોકોને કંઈ ચીજો બક્ષીસ આપવા માંડી. પરંતુ તે લોકોએ તેનો સ્વીકાર કર્યો જ નહિ. તેની વિનતિ અમાન્ય કરતી વખતે તે લોકો બોલ્યા કેઃ—

"આપ ઘણા દૂરના પ્રદેશથી અહીં આવ્યા છો તે માટે આપનું અહીં રહેવું જેટલું સુખકર થાય તેટલું કરવું એ અમારૂં કામ છે; માટે આપે અમને નજરાણો શા માટે આપવો એનું કંઇ પણ કારણ નથી."

પરોણાનો આદરસત્કાર કરી પોતાનું ઔદાર્ય પ્રકટ કરવાનો જે માર્ગ છે, તેથી જુદા પ્રકારે પણ ઘણા સુધરેલા લોકોનું ઔદા-

* ટિબેટના રાજાને લામા કહે છે. ત્યાંના લોકોનો ધર્માધ્યક્ષ પણ તે જ હોય છે. ધર્મની બાબતમાં ચિન અને જાપાનના બૌધ લોકો ઉપર પણ તેનો અધિકાર ચાલે છે.

ર્યં દેખાઇ આવે છે; અને આ ઔદાર્યના પ્રકારમાં સ્વાર્થના અનેક હેતુઓનું પણ થોડું ઘણું મિશ્રણ હોય છે. કેવળ નીચા દરજ્જાના આસ્ટ્રેલિયન લોકોમાં આવા ઔદાર્યનાં પુષ્કળ ઉદાહરણો મળી આવે છે. આયર સાહેબને પાણીની જગા બતાવવાને તે લોકો હમેશાં તૈયાર રહેતા, અને બોલાવ્યા વગર તેઓ પોતાની મેળે તેમના માણસોને કૂવો ખોદવામાં મદદ કરતા. આ કામમાં તેમણે બતાવેલું ઔદાર્ય ઘણું જ સ્તુતિપાત્ર છે. કારણ, તે લોકોને જ પૂરૂં થાય એટલું પાણી પણ ત્યાં ન હતું. આવી સ્થિતિમાં પાણી માટે એવી જગા પારકા લોકોને બતાવવી અને તે ઠેકાણે કૂવો ખોદવામાં તેમને મદદ કરવી, એ સાધારણ વાત નથી. સ્ટર્ટ કહે છે કે, એક વખત શત્રુની ટોળીના કેટલાક લોકો મુસાફર ઉપર હલ્લો કરનાર હતા, ત્યારે એક આસ્ટ્રેલિયન મનુષ્યે પોતાના જીવની પરવા પણ ન કરતાં વચમાં પડીને તેનું રક્ષણ કર્યું હતું. તેમની પાડોશમાં રહેનારા બીજા કેટલાક લોકોમાં પણ તે જ સ્થિતિ માલમ પડે છે. ટાસ્માનિયા બેટના લોકોએ ધામધુમને પ્રસંગે ઉદાર બુદ્ધિથી ગોરા લોકોના જીવ બચાવવાનાં અનેક ઉદાહરણો બનેલાં છે. અનેક પ્રસંગે તેમની સ્ત્રીઓ પુરૂષોને ન જણાવતાં હળવે રહીને બહાર જતી અને 'તમારા ઉપર અમુક વખતે હલ્લો થનાર છે' એવી સૂચના ગોરા લોકોને આપતી. ટોંગા બેટના લોકોના મનનું ઉદારપણું વળી જુદા પ્રકારનું છે. તેમને વિષે મારિનર લખે છે કેઃ—

"તેમના હાથથી જે મોટાં શૌર્યનાં પરાક્રમ બન્યાં હોય તેને માટે અતિશય ખુશી થઇને તેઓ કદી શેખી મારતા નથી જ. પણ પોતાના શત્રુનાં વખાણ કરવાની માત્ર તક તેઓ સાધે છે. કોઇ મનુષ્યને જો કે પોતાનો પ્રતિપક્ષી કેવળ બિકણ છે

એવો પક્કો અનુભવ થયો હોય, તોપણ તે તેનો કદી કોઇ ઠેકાણે ધિક્કાર કરવાનો નહિ. ઉલટો તે બાજુ સંભાળી લેવા માટે જ પોતાથી બને તેટલો પ્રયત્ન કરશે. તેને સારો વખત જ મળ્યો નહિ, તે વેળા તે થાકેલો જ હતો, તેની શરીર–પ્રકૃતિ સારી ન હતી અથવા જગા ખડબચડી હતી વગેરે કંઈ પણ સબબ કહીને તે પોતાના સામાવાળાનો પક્ષ ખેંચે છે. ”

આ અને આના જેવી જ બીજી ઘણી વાતો ઉપરથી એવું સ્પષ્ટ દેખાઈ આવશે કે, નહિ સુધરેલા લોકોને જે જંગલી એ વિશેષણ હમેશાં લગાડવામાં આવે છે, તે બરાબર નથી અને તેથી ઘણાની ગેરસમજ થવાનો સંભવ છે. એ વિશેષણ તે લોકો કરતાં પોતાને સુધરેલા કહેવડાવનારા લોકો પૈકી ઘણા જણને વધારે સારૂં શોભશે.

આટલી વાર સુધી ચાલેલી ચર્ચા ઉપરથી લક્ષમાં આવ્યું હશે કે, જે લોકો હજી સૂધી પ્રાથમિક સ્થિતિમાંથી બહાર પડયા નથી તેમનામાં પણ ઔદાર્યના બંને પ્રકાર પુષ્કળ દેખાઈ આવે છે. પહેલા પ્રકારમાં રૂઢિના સખ્ત બંધનથી ખરાં અથવા ખોટાં ઔદાર્યનાં કામ કરવા તરફ પ્રવૃત્તિ થાય છે અને બીજા પ્રકારમાં અંતઃકરણની લાગણીથી તેવાં કામ કરવાં જોઇએ એમ લાગે છે. પ્રાથમિક સ્થિતિના લોકોમાં પણ જો આ વિચારોની આટલી બધી ઉન્નતિ થયેલી દેખાય છે તો પછી સુધારાના માર્ગમાં જેઓ પુષ્કળ આગળ વધેલા હતા એવા કેટલાક પ્રાચીન કાળના લોકોના ગ્રંથોમાં ઉદારપણાનાં વર્તનની પ્રસંશા કરનારા અથવા તે વર્તન કરવા વિષે આજ્ઞા કે ઉપદેશ કરનારા લેખ મળી આવે તો તેમાં આશ્ચર્ય થવા સરખું કંઇ જ નથી. હિંદુ લોકોના પ્રાચીન ગ્રંથમાં એવા ઘણા લેખ મળી આવે છે. ઋગ્વેદમાંથી લીધેલી નીચે-

ની ઋચામાં ઔદાર્યનું જે મહત્વ કહેલું છે તે સ્વાર્થમૂલક હેતુથી કહેલું છે એ સ્પષ્ટ છે.

ऋचा.

उच्चा दिवि दक्षिणावन्तो अस्थुर्ये अश्वदाः सह ते सूर्येण ।
हिरण्यदा अमृतत्वं भजंते वासोदाः सोम प्र तिरंत आयुः ॥
१०. १०७. २.

અર્થ.

દક્ષિણા આપનારા લોકોને સ્વર્ગમાં ઉચ્ચ સ્થળે રહેવાનું મળે છે; ઘોડાનું દાન કરનારા લોકોને સૂર્ય-લોકમાં સ્થળ મળે છે; સુવર્ણ દાન કરનારા લોકોને અમરત્વ પ્રાપ્ત થાય છે; અને વસ્ત્રદાન કરનારા લોકોને સોમ-લોકની પ્રાપ્તિ થાય છે તથા એ બધા દીર્ઘાયુષી થાય છે.

તેજ પ્રમાણે નીચેની ઋચામાં બ્રાહ્મણોને દાન કરવું એ કેટલું પુણ્યનું કામ છે તે કહેલું છે.

ऋचा.

दक्षिणावान्प्रथमो हूत एति दक्षिणावान्ग्रामणीरग्रमेति ।
तमेव मन्ये नृपतिं जनानां यः प्रथमो दक्षिणामाविवाय ॥
१०. १०७. ५.

અર્થ.

ઋષિને બોલાવીને તરત જ જે યજમાન દક્ષિણા હાથમાં લઈને જાય છે (દક્ષિણા આપીને સર્વને તૃપ્ત કરે છે) તે જ સર્વમાં શ્રેષ્ઠ છે. દક્ષિણા આપનારો યજમાન જ માણસો પાલન કરનારો એમ મને (સુક્ત કરનાર અંગિરસ ઋષિને) લાગે છે.

## ऋचा.

न भोजा मम्रुर्न न्यर्थमीयुर्न रिष्यन्ति न व्यथंते ह भोजाः ।
इदं यद्विश्वं भुवनं स्वश्चैतत्सर्वं दक्षिणेभ्यो ददाति ॥

१०. १०७. ८.

### અર્થ.

અન્નદાનથી તૃપ્ત કરનારા અથવા ધન આદિ દાનથી લોકનું પોષણ કરનારા દાતા અમરત્વ પામે છે; તેમને હલકી સ્થિતિ પ્રાપ્ત થતી નથી; તેમને કોઈ પીડા કરતું નથી અને તેમને કોઇ પણ જાતનું દુઃખ સહન કરવું પડતું નથી. દક્ષિણા એ આલોક તથા પરલોક, દાતાને સ્વાધીન કરે છે (તેમનાં ઔદાર્યને લીધે તે તેમનાંજ થાય છે).

મનુસ્મૃતિમાં પણ અભ્યાગતનો સત્કાર કરવા વિષે ઠેકાણે ઠેકાણે વચનો છે. આ નીચેના શ્લોક જુઓઃ—

## श्लोक. १.

अप्रणोद्योतिथिः सायं सूर्योढो गृहमेधिना ।
काले प्राप्तस्त्वकाले वा नास्यानश्नन्गृहे वसन् ॥

अ० ३, श्लो० १०५.

### અર્થ. ૧.

ગૃહસ્થાશ્રમી પુરૂષે સૂર્યાસ્ત થયા પછી આવેલા અતિથિને પાછો કહાડવો નહિ. તે વખતસર આવે, અથવા વખત વિતે આવે (ઘરનાં માણુસ જમી રહે તે પહેલો કે પછી આવે) તોપણ તે યજમાનને ઘેર અપવાસી રહે તે ઠીક નહિ.

श्लोक. २.

संप्राप्ताय त्वतिथये प्रदद्यादासनोदके ।
अन्नंचैव यथाशक्ति सत्कृत्याविधिपूर्वकम् ॥

अ० ३, श्लो० ९९.

અર્થ. ૨.

અતિથિ આવ્યો કે તરત જ તેને આસન આપી, પાણી પીવાનું આપવું અને તેનો વિધિપૂર્વક સત્કાર કરીને તેને યથાશક્તિ ભોજન આપવું.

श्लोक. ३.

न वै स्वयं तदश्नीयादतिथिं यन्न भोजयेत् ।
धन्यं यशस्यमायुष्यं स्वर्ग्यं वातिथिपूजनम् ॥

अ० ३, श्लो० १०६.

અર્થ. ૩.

દૂધ, દહીં, ઘી ઇત્યાદિ ઉત્તમ પદાર્થ અતિથિને આપ્યા સિવાય ગૃહસ્થે તેઓનો ઉપભોગ કરવો નહિ. અતિથિનું પૂજન કર્યાથી ધન, યશ, આયુષ્ય અને સ્વર્ગ એમની પ્રાપ્તિ થાય છે.

श्लोक. ४.

आसनाशनशय्याभिरद्भिर्मूलफलेन वा ।
नास्य कश्चिद्वसेद्गेहे शक्तितोऽनर्चितोऽतिथिः॥

अ० ४, श्लोक. २९.

અર્થ. ૪.

યથાશક્તિ આસન, ભોજન, પથારી, પાણી, કંદ, ફ્લ ઇત્યાદિ દાન કર્યા સિવાય ઘરમાં અતિથિને રાખવો નહિ.

### શ્લોક. ૫.

विद्यातपःसमृद्धेषु हुतं विप्रमुखाग्निषु ।
निस्तारयति दुर्गाच्च महतश्चैव किल्बिषात् ॥
અ૦ ૨, શ્લો૦ ૯૮.

### અર્થ. ૫.

વિદ્યા અને તપ એમના તેજથી દિપ્ત એવાં જે બ્રાહ્મણનાં મુખ તે જ અગ્નિ છે. તે અગ્નિમાં આહુતિ નાંખી હોય તો સંકટનું નિવારણ થાય છે અને ઘોર પાપ ધોવાઈ જાય છે.

આપસ્તંબ-ધર્મસૂત્રમાં આ સંબંધી નીચેનો લેખ છે:—

तस्य पूजायां शांतिः स्वर्गश्च । तमभिमुखोभ्यागम्य यथावयः समेत्य तस्यासनमाहारयेच्छक्तिविषयेणास्यपादौ प्रक्षालयेत्तस्योदकमाहरयेत्तर्पयेद्रसैर्भक्ष्यैरावसथंदद्यादुपरि शय्यामुपस्तरणमुपदानं ।

### અર્થ.

તેની (અતિથિની) પૂજા કરી હોય તો શાંતિ અને સ્વર્ગ મળે છે. ઉમ્મર પ્રમાણે તેની સામા જવું, પછી તેની સાથે પાછા ઘેર આવીને તેને આસન આપવું, તેના પગ ઘસીને ધોવા, પછી તેને પાણી અર્પણ કરવું અને ખાવા પીવાનું આપી તેને તૃપ્ત કરવો, અને આરામ આપવાને માટે જગા આપીને તેને પથારી તથા તે સંબંધી જોઇતી ચીજો આપવી.

પર્શિયન લોકોના ગ્રંથોમાં પણ ઉપરના નમુનાના વિચાર પુષ્કળ ઠેકાણે મળે છે. ષાયસ્ત કરીને તેમનો ગ્રંથ છે તેમાં એવું લખેલું છે કે, મનુષ્યને હાથે જે ધર્મ થાય છે તેમાંથી તેના આત્માને

પરલોકમાં લૂગડાંલત્તાં મળે છે. ગુલિસ્તાન કરીને જે તેમનો ગ્રંથ છે તેમાં સંન્યાસ વૃત્તિનો નિષેધ કરનારા પણ ઔદાર્યવૃત્તિની પ્રસંશા કરનારા એવા ઘણા લેખ મળી આવે છે.

"જે મનુષ્ય પોતાના ઉપભોગના અને દાનના કામમાં દ્રવ્યનો ઉપભોગ કરે છે, તે ભૂખ્યો રહીને દ્રવ્યનો સંગ્રહ કરનારા ધાર્મિક મનુષ્ય કરતાં સારો. લોકો તરફથી વાહવાહ મેળવવા માટે જે સુખના ઉપભોગનો ત્યાગ કરે છે, તે ખરૂં સુખ છોડીને ગમે તેવા સુખને નાદે લાગે છે."

તે જ ગ્રંથમાં ઉદારપણાનું વર્તન કરવા બદલ સ્પષ્ટ આજ્ઞા મળે છે. પરંતુ તે લોકોને ગ્રાહ્ય થવાને વાસ્તે થોડીક આત્મહિતની પણ આશા બતાવેલી છે.

"બીજાનું કલ્યાણ કર અને તેમ કર્યા બદલ બડબડાટ કરતો નહિ, એટલે તારા માયાળુપણાના વર્તનનો તને ખચિત મોંબદલો મળ્યા સિવાય રહેશે નહિ."

હવે ચિન દેશ તરફ વળીએ, અને ત્યાંના પ્રાચીન ગ્રંથોમાં શું માલમ પડે છે તે જોઇએ. કનફ્યૂશિઅસના ગ્રંથમાં ઔદાર્યનાં કૃત્યો કરવાને માટે ઠેકાણે ઠેકાણે સ્પષ્ટ આજ્ઞાઓ છે; અને તેમાં વિશેષ એ છે કે લોકો એમ કરે તે માટે સ્વાર્થ સાધવાની લાલચ બતાવેલી નથી. નીચેના ઉતારા ઉપરથી તે જોવામાં આવશેઃ—

"ખરા મોટા મનના પુરૂષનું લક્ષણ એ છે કે, તે પોતાની સારી સ્થિતિ માટે યત્ન કરતાં છતાં, બીજાની સુસ્થિતિ થાય એ માટે પણ યત્ન કરે છે. અને પોતાના ફાયદાની ઇચ્છા કરતાં છતાં બીજાના ફાયદા માટે પણ તેનો યત્ન ચાલુ હોય છે."

"ગુરૂ કહે છેઃ—'ચોચ્યા રાજાની માફક એકાદ માણસના

અંગમાં જો કે વિલક્ષણ સામર્થ્ય હોય તોપણ જો તે પણ ગર્વિષ્ટ, મક્ખીચૂસ અને લોભી હોય તોપણ તેના બીજા ગુણો તરફ લક્ષ દેવાનું બીલકુલ કારણ નથી.' "

" કનફ્યૂશિઅસ પોતાના મિત્રો પૈકી જો કોઈ મરણ પામે અને તેના પ્રેતને સંસ્કાર કરવા જેવો તેનો કોઇ મિત્ર અથવા સગો વહાલો ન હોય તો તે ( કનફ્યૂશિઅસ ) એમ કહેતો કે, ' હું તેનો પ્રેતસંસ્કાર કરીશ જ'. "

આ લોકોના પવિત્ર ગ્રંથો પ્રમાણે હીબ્રૂ લોકોના પવિત્ર ગ્રંથોમાં પણ ઉદારપણાનાં કૃત્યો કરવા બદલ ઉપદેશ અને આજ્ઞાઓ મળી આવે છે. અને ઉપર આપેલા ઉદાહરણ પ્રમાણે જ આ ઠેકાણે પણ કેટલેક પ્રસંગે આલોકની અથવા પરલોકની સુખ પ્રાપ્તિની લાલચ બતાવેલી છે ને કેટલેક પ્રસંગે બતાવેલી નથી. આ ઠેકાણે એ લોકોના ગ્રંથોનાં ઉદાહરણ આપવાની જરૂર નથી. તે ઉપર બતાવેલાં ઉદાહરણો પ્રમાણે જ મળતાં છે. તથાપિ પ્રાચીન કાળના લોકોનો વિચાર પૂરો કરતાં પહેલાં એટલું જ કહેવાની જરૂર છે કે, આ પ્રકરણના આરંભમાં, મુસાફર લોકોએ લખેલા વર્ણનમાંથી જે ઉતારા લીધેલા છે તે ઉપરથી જેઓ અર્વાચીન કાળની પ્રાથમિક સ્થિતિના લોકોના સ્વભાવ વિષે અને લોકસ્થિતિ વિષે સ્પષ્ટ બોધ થાય છે તેવો હિંદુ, પારસી, ચિના, અને હીબ્રૂ એ લોકોના પ્રાચીન ગ્રંથોમાં તે લોકોના સ્વભાવ વિષે બોધ થતો નથી. કારણ એ ઉતારા જેમના ગ્રંથમાંથી લીધેલા છે તે કવિ, સાધુ, અને જ્ઞાની લોક અપવાદ તરીકે હતા એમ કહેવાને હરકત નથી; અને જ્યાં ત્યાં સ્વાર્થની અતિશય પ્રવૃત્તિ થયાથી વિચારી લોકોને સ્વાર્થનો ધિઃકાર આવી-

ને જે પ્રતિક્રિયાની શરૂઆત થઇ તેમને લીધે પરાર્થની પ્રશંસા કરનારા અતિશયોક્તિના લેખ ગ્રંથોમાં ચકચકવા લાગ્યા હશે. ગમે તેવા હો, પણ તે વેળા તેવા લેખ લખવાનું એ શકય થયું. અને તે લોકોને ગમ્યા. અને આજ સૂધી તે કાયમ રહ્યા એ વાત પણ થોડી મહત્વની નથી. અને તે ઉપરથી તે વેળાની સ્થિતિ વિષે થોડી ઘણી અટકળ થઇ શકશે.

યૂરોપિયન લોકોમાં આ ગુણની કેવી રીતે ઉન્નતિ થતી ગઈ અને એ સંબંધી રૂઢિઓ કેવી રીતે પડતી ગઇ તથા સુધારણાના પંથની જુદી જુદી પાયરીઓ ઉપરથી તેમાં કેવા કેવા ફેરફાર થતા ગયા એ વિષે નિશ્ચિંતપણે ઘણું કહી શકાય એવું નથી. હાલના પ્રાથમિક સ્થિતિના લોકોમાં ઔદાર્યને ઉત્તેજન આપનારી જે પ્રકારની મનોવૃત્તિ ને સમજુત જણાય છે, તેવી યૂરોપના પ્રાચીન કાળના લોકોમાં પણ હતી એવો પુરાવો મળે છે. પ્રાચીન કાળના જર્મન લોકો વિષે ટાસિટસ કહે છે કેઃ—

“જમણુવાર અને આદરસત્કાર એ કામમાં એ લોકો જેટલું ખરચ કરનારા છે તેટલું બીજા કોઇ પણ લોકો કરનારા નથી. તેમને ત્યાં કોઇ મનુષ્ય આવ્યો હોય તેને પાછો કહાડવો એ અધર્મ સમજે છે”. ઔદાર્ય સંબંધી પ્રાચીન જર્મન લોકોના વિચાર અને રીતભાત એવા પ્રકારનાં હતાં ખરાં, પરંતુ તેમને અંગે સહૃદયપણું બીલકુલ ન હતું એ પહેલાં કહેવામાં આવેલું છે. આ ઉપરથી એટલું જ સમજવાનું કે, આ તેમનાં ઔદાર્યનાં વર્તન અંતઃકરણની લાગણીનાં ન હતાં, પરંતુ જેનું ઉલ્લંઘન ન થાય એવી રૂઢિના બંધનને લીધે હતાં.

યૂરોપના ઇતિહાસમાં જે કાળને મધ્યયુગ કહે છે તે વેળાએ

અને ત્યારથી આધુનીક કાળ સૂધી આ વિચારમાં ઘણો ફરક પડેલો નથી. પ્રતિષ્ઠા માટે અથવા સ્વાર્થના બીજા હલકા હેતુ માટે થનારાં ઔદાર્ય થોડાંક કમી થઇને ઈશ્વરના પ્રસાદનો લાભ કરી લેવા માટે ઔદાર્યના કામ તરફ લોકોની વધારે પ્રવૃત્તિ થવા લાગી. બાયબલના એક વાકયમાં એવા ઔદાર્યના હેતુનું ઉત્કૃષ્ટ રીતે વર્ણન કરેલું છે.

"જે દીન ઉપર દયા કરે છે તે પોતાનું ભંડોળ ઈશ્વરને ત્યાં વ્યાજે મૂકે છે." અને આ વ્યાપારને વાસ્તે આ દેણદાર માતબર હોવાથી મુદ્દલ ગુમાવાની ભીતિ રહેતી નથી અને તેના ઉપર વ્યાજ પણ સારૂં ફાયદા પડતું મળે એવી આશા રહે છે. ગરીબોને ભિક્ષા આપવી એ એક મુક્તિ મળવાનું સાધન છે એ આરંભથી જ ખ્રિસ્તીધર્મનું તત્વ છે એમ સમજવામાં આવે છે અને ખ્રિસ્તી ધર્મનો ને લોકોનો ઘણા સૈકા સૂધીનો ઇતિહાસ જોઇએ તો ગરીબોને ધર્મ કરવામાં બીજો કંઇપણ હેતુ દેખાઈ આવતો ન હતો. જે પ્રમાણે આપણા હાથથી થયેલા પાપ કર્મના દોષથી મુક્ત થવાને માટે ઘણા લોકો દેવળો બાંધતા અને ઈશ્વરનો કોપ શમાવવાને માટે ગુલામોને સ્વતંત્રતા આપતા, તે જ પ્રમાણે નર્કવાસ ન થવાને અને સ્વર્ગવાસની પ્રાપ્તિ થાય એ હેતુથી તવંગર લોકો ગરીબને ધર્મ કરતા. આ પારલૌકિક હેતુ સિવાય ઘણાંખરાં ઔદાર્યનાં કામોમાં લૌકિક મેળવવાની ઇચ્છા હોય છે જ, તેનો વારંવાર ઉલ્લેખ કરવાની જરૂર નથી. લેકી નામના પ્રખ્યાત ઇતિહાસકારે ગરીબને જે દાનધર્મ આપવામાં આવે છે તે સંબંધી એક ઠેકાણે નીચે પ્રમાણે લખ્યું છેઃ—

"લોકો ગરીબોને પૈસા આપતા તે કેવળ પરલોકમાં પોતાને

સુખનો લાભ થાય એટલા જ ઉદ્દેશથી આપતા. દુઃખમાં પડેલા ગરીબનું કલ્યાણ થાય એ ઇચ્છા તેમના સ્વપ્નામાં પણ નહતી." તે વખતની જે સમજૂતીને લીધે લોકો તરફથી દાન ધર્મ થતાં તે સમજૂતીઓ ખરા ઔદાર્યની કલ્પનાથી કેટલીક ભિન્ન હતી, તે, સર ટામસ બ્રાઉનીએ લગાર પણ આચકો ન ખાતાં પોતાના જ મતની ધુનમાં જે લખ્યું છે તે ઉપરથી સારી રીતે લક્ષમાં આવશે. લેકીએ પોતાના ગ્રંથમાં આનો ઉતારો લીધેલો છે. બ્રાઉની કહે છે કેઃ—

"હું પોતાના બંધુઓને જે ધર્મ કરૂંછું તે તેમની ક્ષુધાની શાંતિ થાય એ હેતુથી કરતો નથી; પરંતુ ઇશ્વરની આજ્ઞા પાળવી અને તેની ઇચ્છા તૃપ્ત કરવી એ હેતુથી કરૂંછું."

તથાપિ હાલના કાળમાં ખરા ઔદાર્યના વિચારનો ઘણો પ્રસાર થાય છે અને એ શુદ્ધ નીતિનો વિચાર અદ્યાપિ સુધી પ્રવર્તક નીતિના વિચારથી ભિન્ન છે. હજી પણ કેવળ પારમાર્થિક હિતના લાભને માટે એટલે એક વિશેષ પ્રકારના સ્વાર્થને વાસ્તે જ પરોપકાર કરવા તરફ ઘણા લોકોની પ્રવૃત્તિ થાય છે; અને "અમે જે પરોપકાર કરીએછીએ તે ગરીબનું કલ્યાણ થાય અને મનુષ્ય જાતિની ઉન્નતિ થાય એ માટે કરતા નથી પણ કેવળ ઈશ્વરની મરજી સંપાદન કરવા માટે કરીએછીએ." એમ કહેવાને ન શરમાતા સરટામસ બ્રાઉની જેવા લાખો લોકો હજી છે એ ખરૂં છે. તથાપિ મુખ્યત્વે કરીને ગરીબ લોકોની દયામણી સ્થિતિ જોઇને અંતઃકરણની લાગણી થયાથી પરોપકારમાં પ્રવૃત્ત થનારા લોકો પણ હાલમાં પુષ્કળ નજરે પડે છે અને કંઇક થોડા લોકો તો કેવળ ભૂતદયાથી જ પરોપકારમાં પ્રવૃત્ત થાય છે. વ્ય-

ક્તિના ખાનગી વર્તનમાં તો અનેક પ્રસંગે ખરૂં ઔદાર્ય દેખાઈ આવેછે જ. પરંતુ સાંપ્રતકાળમાં મનુષ્ય જાતિની ઉન્નતિનું સ્વરૂપ વિશેષ રીતે વ્યક્ત કરનારી વાત એ છે કે, દેશોને હાથે પણ ખરા ઔદાર્યનાં વર્તન કદી કદી થાય છે એનું ઉત્કૃષ્ટ ઉદાહરણ ઈંગ્લાંડ દેશ છે. પોતાના રાજ્યના ગુલામોનો વ્યાપાર બંધ કરવા સારૂ, અને હજારો ગુલામોને દાસપણામાંથી છોડાવવાને માટે ઇંગ્લાંડની તિજોરીમાંથી ૨૦ કરોડ રૂપીઆ ખરચ થયેલા છે.

મનુષ્યના મનમાં સહૃદયપણાનો વિચાર વધારે વધારે આ-વ્યાથી ખરા ઔદાર્યની કલ્પના પેદા થઇ તેનો પ્રસાર થવા લાગ્યો, અને જ્યાં ત્યાં સ્વસ્થતા થઇને મનુષ્યનો વ્યવહાર સારી રીતે અને સ્નેહભાવથી થવાને લીધે સહૃદયપણાના વિચારોની વૃદ્ધિ થવાને અવકાશ મળ્યો, એ કેહેવાની વધારે જરૂર નથી.

પ્રસ્તુત વિષયનું વિવેચન કરતા પેહેલાં જ ચાલુ પ્રકરણના આરંભમાં જે કારણ આપેલાં છે તેથી ઉપર બતાવેલાં ખોટાં ને ખરાં ઔદાર્યનાં ભિન્ન સ્વરૂપનાં અનેક ઉદાહરણો ઉપરથી નિશ્ચ-યાત્મક અનુમાનો કાઢવો એ સહેલું કામ નથી. વળી આ મનો-ધર્મના સંકીર્ણ (મિશ્રિત) સ્વરૂપને લીધે અને તેના ઘટકાવયવ (પરમાણુ) તથા તેમનાં પ્રમાણ પણ વારંવાર બદલનારાં હોવાથી ઉત્પન્ન થનારી અડચણોને લીધે અને વળી મનુષ્ય સ્વભાવમાં અને વિશેષે કરી-ને પ્રાથમિક સ્થિતિના મનુષ્ય સ્વભાવમાં જે અનેક વિરૂદ્ધ પ્રકારની અસંબંધતા જણાઇ આવે છે તેને લીધે એ કામ ઘણું જ વિકટ થયું છે. મનુષ્યોના મનમાં સમતોલનપણું ન હોય એટલે જુદા જુદા પ્રસંગમાં તેમને હાથે થનારાં કૃત્યો એક બીજાથી કેવળ વિરૂદ્ધ હોય છે. તેઓમાં વિચારનો અંશ કમી હોય છે અને તપી

ગયેલા મનોવિકારના ઉભરામાં તેમને હાથે વર્તન થાય છે. અંગસ કહેછે કે, ન્યુઝીલાંડના લોકોમાં બાળહત્યાનો ચાલ ઘણો જ સાધારણ છે. તથાપિ તેના જ કહેવા પ્રમાણે માતપિતાનો છોકરાં ઉપર એટલો પ્રેમ હોય છે કે તેઓ (છોકરાં) તેમને પૂજનિય ગણે છે. તે જ લોકો સંબંધી કુક લખે છે કે, તેઓ પોતાના શત્રુની સાથે ઘણા નિર્દયપણાથી વર્તે છે, અને ટામસનના જોવામાં એવું આવ્યું છે કે, તેઓ પોતાના ગુલામો ઉપર ઘણી મમતા રાખે છે. નીગ્રો લોકોની જાતમાં આવા પ્રકારનાં બીજાં ઉદાહરણો મળી આવે છે. આફ્રિકામાંના ભૂમધ્યવૃત્તની પાસે જે પ્રદેશ છે ત્યાંના લોકોમાં વિશ્વાસઘાતકીપણું જો કે ઘણું છે તોપણ પ્રેમભાવસ્નેહ પણ તે લોકોમાં પુષ્કળ નજર આવે છે એમ રીડે આપેલી માહીતી ઉપરથી જણાય છે. આફ્રિકાની પૂર્વ તરફના પ્રદેશમાંના લોકો વિષે બર્ટન લખે છે કેઃ—

"બાલ્યાવસ્થા પૂરી થઇને છોકરો ઉમ્મરે પહોચે એટલે બાપ છોકરો હિંસક પશુનું અનુકરણ કરીને એક બીજાના કટ્ટા હાડ વૈરી બને છે. તથાપિ તે લોકોને અરસપરસનો વ્યવહાર રાખવો બહુ ગમે છે. અને કોઇનો એકાદો સગો એકાએકી મરણ પામે તો તેમનું ચિત્ત અસ્વસ્થ થઇને ગાંડપણ થઇ જાય એવાં ઉદાહરણો કોઈ કોઈ વાર બને છે."

મનુષ્યના મનમાં ઉન્નત મનોવિકારોની પ્રબળતા હોય તો તે હલકા મનોવિકારોને દાબી નાખે છે; પરંતુ તેમના અભાવે જેમ સુકાન વગરનું વહાણ વાના ઝપાટા બરોબર એક વાર આ દિશાએ ને એક વાર પેલી દિશાએ ઝોકા ખાય છે, તે જ પ્રમાણે મનુષ્યના હાથથી એક વાર એક પ્રકારનાં અને બીજી વાર બીજા પ્રકારનાં

આચરણ થાય છે. જે ક્ષણે જે મનમાં આવે તે ક્ષણે તે પ્રમાણે આચરણ થવાને માટે સામાન્ય અનુમાનો કહાડવાનો પ્રયત્ન કરવો હોય તો, વિચારશક્તિનું કૃત્રિમ પરિણામ જેમના મન ઉપર થયેલું છે એવા મધ્યમ અવસ્થાના લોકોનો વિચાર ન કરતાં, પરસ્પર વિરોધી ગુણની જેમનામાં પૂર્ણતા છે એવા પ્રાથમિક લોકોની તુલના કરી જોવાથી કંઇક નિષ્પન્ન થવાનો સંભવ છે.

જેમનામાં ક્રૂરપણાની કેવળ વૃદ્ધિ થયેલી છે એવા જંગલી લોકો કહીએ તો તે મનુષ્યભક્ષક ફિજિયન લોકો છે. તેમના સંબંધી અત્યાર સૂધી ઘણે ઠેકાણે ઉતારા લીધેલા છે. તે મનુષ્યભક્ષક દેવોની પૂજા કરનારા છે અને તેમની સન્માન દર્શક પદવીઓ 'અમુક પ્રાંત ઉજડ કરનારા,' 'અમુક બેટના લોકોનો સંહાર કરનારા' એવા પ્રકારની હોય છે. તેમણે કરેલાં નિર્દયતાનાં કૃત્યો સંબંધી લખતાં બુધલસન કહે છે કે 'તે આ ઠેકાણે લખવાની પણ મારી છાતી ચાલતી નથી.' આ લોકોની અનેક જણે અનેક પ્રકારની માહીતી આપેલી છે, પરંતુ દેખાડવાના હેતુથી કરેલાં ઔદાર્યનાં કૃત્યો સિવાય બીજા કોઈ પણ પ્રકારનાં ઔદાર્યનાં આચરણ આ લોકોમાં દેખાઇ આવવા બદલ કોઇએ કોઇ ઠેકાણે ઉલ્લેખ કરેલો નથી. ઉત્તર અમેરિકામાં લૂટાલૂટ કરનારા રક્ત વર્ણના ઇંડિયન લોકોમાં ડકોટ નામે જે લોકો છે તે વીણી કહાડવા જેવા છે. બીજા ઉપર જુલમ કરવાની ઇચ્છા અને વૈર લેવાની બુદ્ધિ એ ગુણ હમેશાંના યુદ્ધને લીધે તેમના અંગમાં પૂર્ણ રીતે ઠસી ગયેલા છે. એ લોકો લડાઇમાં પકડાએલા કેદીઓને અને વિશેષે કરીને વૃદ્ધ કેદીઓને પોતાની બાઇડીઓને સ્વાધીન કરે છે અને તે સ્ત્રીઓ પોતાની ગમતને વાસ્તે તેમના નાના પ્રકારના હાલ હવાલ કરે છે. આ લોકોનું વર્ણન કરતાં ઔદાર્ય સંબંધી જો કોઈ ઠેકાણે

ઉલ્લેખ કરેલો હોય તો તે આ લોકોના અંગમાં તે ગુણનો કેવળ અભાવ છે એ જ કહેવાને માટે હોવો જોઇએ. બર્ટન કહે છે કે, ફકોટ લોકો છેક જ ઉદારતા હીન છે અને વધારે મોંબદલો મેળવવાની આશા વગર તેઓ કદી કોઇને કંઇ આપવાના નહિ. આશામ અને હિંદુસ્થાન એ દેશોના સીમાડા ઉપર રહેનારા નાગ નાગે લોકો છે તેમની તે જ સ્થિતિ છે. એક ગામના લોકોની બીજા ગામના લોકો સાથે વડવાડ થવી અને એક જાતના લોકોની બીજી જાતના લોકો સાથે વડવાડ થવી, આ તેમનો ક્રમ હમેશાં ચાલેલો હોય છે. પોતપોતામાંની વડવાડો પણ છેક છેલ્લે દરજ્જે પહોચાડયા સિવાય રહેવાના નહિ. તેઓ પાકા ચોર અને ખુન કરનારા હોવાને લીધે તેમનાથી સર્વ લોકો બીહે છે. શત્રુ મુઆ પછી પણ તેમનાં શબને છિન્ન ભિન્ન કર્યા સિવાય તેમના મનનું સમાધાન થતું નથી. આ લોકો વિષે બટલર લખે છે કે:—

"મનની મોટાઈ એ ગુણનો આ લોકોમાં લેશ પણ જડવાનો નહિ. અને કોઇ કોડીની કિંમતનો પદાર્થ હોય તોપણ તેનો મોંબદલો મળ્યા સિવાય તેમના હાથથી તે કોઇને મળવાનો નહિ."

ઉપર જે લોકોનો વિચાર કર્યો તેમનાથી ઉલટી જે સ્થિતિ છે તેમનો વિચાર કરીએ તો માત્ર સમાધાન થાય એવો પુરાવો મળતો નથી. કારણ, જેમનામાં ટંટો બખેડો નથી હોતો અને હમેશાં શાંતતા હોય છે, તે લોકોમાં માલુમ પડતું ઔદાર્ય ઘણુંકરીને પરોણાની આગતા સ્વાગતા કરવા સંબંધી હોય છે, અને તે કયા હેતુથી થતું હશે એને વિષે શંકા લેવાનું કારણ હોય છે. સર્વસ્વી નહિ તો કેટલેક દરજ્જે પણ ઉલ્લંઘન ન થાય એવું રૂઢિનું બંધન અને પોતાનો વૈભવ લોકોને બતાવવાની ઇચ્છા, એ તેમનાં

ઔદાર્યનાં કારણો હશે એવી શંકા થવી સ્વાભાવિક છે. તથાપિ શાન્તતાને લીધે તેમના સહૃદયપણાને અવકાશ મળીને થોડે ઘણે અંશે ખરૂં ઔદાર્ય તેમનામાં ઉત્પન્ન થવું એ પણ સભવિત છે. સ્ટીન નામના લોકો એક ડુંગરી પ્રદેશમાં જઇને રહેલા છે અને ત્યાં વારંવાર તાવનો ઉપદ્રવ થાય છે તેથી તે લોકોને કોઇના તરફથી ત્રાસ ન થતાં તેઓ શાંતપણે પોતાનો વ્યવહાર કરી શકે છે. કોલકોન તેમને જ 'પરોણાની સંભાળ લેનારા લોક' એવું વિશેષણ આપે છે. તે કહે છે કે, "ખ્રિસ્તી આનામાઇટ લોકોના કંટાળી ગયેલા મનને આ ડુંગરી પ્રદેશના સુસ્વભાવી હીધન (ખ્રિસ્તી ન હોય એવા) લોકોને જોઇને મોટો આનંદ થાય છે." એ લોકો સંબંધી તે જ વળી કહે છે કે, "તે લોકો તરફથી પરોણાની બરદાશ થયા વગર રહેતી નથી. પરોણો આવ્યો કે તરત જ તેને જમાડવાને માટે પુષ્ટ કરેલું ડુક્કર (ભુંડ) મારવામાં આવે છે તથા આનંદકારી મદ્યનો પ્યાલો તૈયાર કરવામાં આવે છે." તે જ પ્રમાણે પહેલાં લખેલા એક પુસ્તકમાં બીજા એક ઠેકાણાના મૂળના રહેવાશીઓ વિષે કોલકોને લખેલું છે. એ લોકો ડુંગરી પ્રદેશમાં અવધડ ઠેકાણે રહેનાર છે અને દુર્બળ લોકોને જીતનારા ને લૂટતા ફરનારા તાતાર લોકોથી ઘેરાએલા હોવાને લીધે, જાણે નાના નાના બેટમાં જ રહેતા હોય એવી તેમની સ્થિતિ થયેલી છે. તેના કહેવા પ્રમાણે એ લોકોની રહેણી કરણીનો પ્રકાર આનંદદાયક છે. તે માયાળુ અને બીજાનું આદરમાન કરનારા છે. તેણે પોતાના પુસ્તકમાં ત્યાં રહેનારા એક ફ્રેંચ મિશનરી ગૃહસ્થનો આ શાંત સ્વભાવના લોકો વિષે મત આપ્યો છે. તે મિશનરી કહે છે કે, "આ લોકો સાદા, આદરશીલ અને પ્રમાણિક છે." મલાયા દ્વીપકલ્પમાં રહેનારા જંગલી લોકો અને

તેમના ઉપર રાજ્ય કરનારા મલાયન લોકો એમનામાં આએ ક્રેન્ડરે આવા જ પ્રકારનો વિરોધ બતાવેલો છે. રાજ્યકર્તા મલાયન લોકોનું વર્ણન કરતાં તે લખે છે કે, સંગ્રામશીલ (લડાઇખોર) લોકોમાં જણાતા મુખ્ય દોષ જે ખોટું બોલવું, ફસાવવું અને લૂટાલૂટ કરવી એ એમનામાં એટલા બધા પૂર્ણ રીતે ભરેલા છે કે, તેમના ઉપર કોઇ પણ પ્રકારનો વિશ્વાસ રખાય એમ નથી. અને પરોણાનો આદરસત્કાર કરવાની વાત તો એક બાજુએ રહી, પરંતુ પ્રવાસીને લૂટવાના હરેક પ્રયત્ન કર્યા સિવાય તે લોકો રહેવાના નહિ. હવે ત્યાંના મૂળના રહેવાશી સંબંધી તે જ ગ્રંથકાર શું લખે છે તે જોઇએ. જીતનારા લોકોના ત્રાસથી કંટાળીને તેઓ કિલ્લા પ્રમાણે સુરક્ષિત એવા મધ્ય પ્રાંતમાં નાશી ગયા અને ત્યાં તેઓ પ્રાથમિક સ્થિતિમાં જ હજી પણ છે. મારામારી કર્યા સિવાય તેઓ સલાહ સંપથી પોતપોતામાંના લડાઇ ટંટા મટાડે છે. તેઓ કદી કોઇની આડે આવતા નથી, અને સાધારણ રીતે તેઓ માયાળુ, સુસ્વભાવી, કૃતજ્ઞ, પરોપકારી, મોટા મનના અને ઉદાર છે. બંનેમાંના વિરોધનું તેણે થોડામાં વર્ણન કર્યું છે. તે કહે છે કેઃ—"મલાયન લોકોના વર્તનમાં ઘણુંકરીને હલકી બુદ્ધિ, દુષ્ટ મનોવિકાર અને સમજણ દેખાઈ આવે છે; પરંતુ જાકુન લોકોનો સ્વભાવ જ અભિમાની અને ઉદાર છે." બંનેનું આવા પ્રકારે વર્ણન કર્યા પછી તે પ્રશ્ન પૂછેછે, "આવા પ્રકારનો વિલક્ષણ ફેર પડવાનું શું કારણ હોવું જોઇએ?" પછી આ પ્રશ્નનો ઉત્તર આપવાનો પ્રયત્ન કરતાં મલાયન લોકોના લૂટારૂપણાનાં અને નિર્દયપણાનાં કૃત્યો વિષે અને કિલ્લા સરખાં સુરક્ષિત સ્થળે રહેવાનું મળવાથી જાકુન લોકોને જે શાન્તતાનો અનુભવ મળેલો તે વિષે વિસ્તાર પૂર્વક તે લખીને પણ તે તે લોકોમાં ઉત્પન્ન થયેલા ગુણ-

નાં કારણો હશે એવું તેણે બતાવેલું છે. છેવટ સાદા અને શાંત સ્વભાવના આરાપુર લોકોનું ઉદાહરણ લઈને આ પ્રકરણ પૂરૂં કરીએ. તેમના સંબંધી વિફ્રૂ નામનો ફ્રેંચ વકીલ કહે છે કે, "પોતાના ગામમાં રહેનારા ગરીબ લોકોનું કરજ પતાવવા સારૂ તેમને પૈસા આપીને લોકો તરફથી પોતાને શ્રીમંત કહેવડાવવું એ જ તેમને મહત્વાકાંક્ષા હોય છે. અને તે ક્ષમા કરવા જેવી છે એમ કહેવાને હરકત નથી. એનું પરિણામ એવું થાય છે કે, તેમની સંપત્તિનો ઉપયોગ એક સરખો આ કામ તરફ જ થાય છે."

## પ્રકરણ ૯ સું.

## માણસાઈ.

ઔદાર્ય અને માણસાઈ એ મનોધર્મ વસ્તુતઃ ભિન્ન નથી. શ્રેષ્ટ પ્રતિની માણસાઈ એ ઔદાર્ય એમ કહીએ તોપણ ચાલે. તથાપિ કેવળ વિષય વિવેચનની સગવડને માટે આ ઠેકાણે જુદી રીતિએ તેમનો વિચાર કરેલો છે. પ્રેમળતા, દયા, માયા ઇત્યાદિ જે ગુણોનો માણસાઇમાં સમાવેશ (અંતરભાવ) થાય છે તે જ કંઇ અંશે ઔદાર્ય તરફ પણ પ્રવૃત્તિ કરનારા છે એ મનમાં આણીએ તો ઔદાર્ય અને માણસાઈ એમનો કેટલો નજીકનો સંબંધ છે એ જણાઇ આવશે. ફકત સ્વાર્થના તુચ્છ હેતુને લીધે ઔદાર્યના તરફ જેટલી પ્રવૃત્તિ થાય છે તેટલી માણસાઈ તરફ થવાનો સંભવ નથી. એ પરાર્થ વિષયક મનોધર્મ છે અને સહૃદયપણું એ જ તેમને ઉત્પન્નકર્તા છે. એટલા માટે ઔદાર્યના મનુષ્યસ્વભાવનો બીજા ઘટકાવયવોની સાથેનો જે સંબંધ બતાવવામાં આવ્યો છે, અને જુદી જુદી સામાજીક સ્થિતિમાં ઔદાર્યનું જે સ્વરૂપ નજરે પડેલું છે તે જ સંબંધ અને તે જ સ્વરૂપ માણસાઇના સંબંધમાં

પણ નજરે પડવું જોઇએ એવી કલ્પના કરવી સ્વાભાવિક છે અને તે ભૂલ ભરેલી નથી એમ નીચેના વિવેચન ઉપરથી જણાઈ આવશે.

બીજાઓના સુખ દુઃખનું કલ્પનાથી જે આપણે આપણા મનમાં પ્રતિબિંબ પાડીએ છીએ તે જેમ ઔદાર્યના તેમ જ માણસાઇના પણ ઉન્નત્ત વિચારોને જન્મ આપનાર હોય છે, અને તે બંનેમાં પણ આદ્ય અવસ્થાથી માંડીને અતિ ઉન્નત્ત અવસ્થા પર્યંત આપસ ઉપર પ્રેમનો અંશ હોય છે જ. આપસપ્રેમ વિષે પાછલા પ્રકરણમાં થોડોક ઉલ્લેખ કરેલો જ છે. તેનાં કાર્ય કારણ રૂપ બે અંગ છે. એક પોતાની સ્થિતિની સાથે તુલના કરી જોતાં બીજાની ઘણી દુર્બળ અવસ્થા મનમાં આવવાથી ઉત્તેજન થનારા મનોવિકાર, અને બીજું તે મનોવિકારોના બળથી દીન અવસ્થામાંના પ્રાણીઓને મદદ કરવાથી થનારા આનંદનો અનુભવ. આવા મિશ્રણથી ઉત્પન્ન થયેલા એ મનોધર્મના સંકીર્ણ (મિશ્રિત)સ્વરૂપને લીધે ઔદાર્યનો વિચાર કરતી વખત સામાન્ય સિદ્ધાંત કાઢવાને જે પ્રકારની અડચણ આવેલી છે, તે જ પ્રકારની અડચણ માણસાઇ સંબંધી પણ આવવાની છે.

ઔદાર્યનો વિચાર કરતી વખતે જણાવ્યા પ્રમાણે અહીં બીજી એક અડચણ છે અને તે ઉપર કહેલી અણચણનું જ પરિણામ છે એમ કહીએ તોએ ચાલે. અનેક પ્રકારના સામાજીક સ્થિતિના લોકોમાં અને વિશેષે કરીને પ્રાથમિક સ્થિતિના લોકોમાં કેવળ પરસ્પર વિરૂદ્ધ એવા મનોવિકાર જણાઇ આવે છે. ઉદાહરણને માટે બુશમેન લઇએ. તેમના મનનું કઠોરપણું નીચેના ઉતારા પરથી જણાઈ આવશે. મોફાટ કહે છે કેઃ—

"એ લોકો પોતાનાં છોકરાંનો વધ કરે છે અને એ કૃત્ય બદલ તેમને પસ્તાવો થતો નથી." લિચેન્સ્ટીન્ કહે છે કેઃ—

"બીજા કોઇ પણ જંગલી લોકોમાં નિર્દયપણાની આટલી હદ વળી નહિ હોય."

આટલા કઠોર હૃદયના મનુષ્યમાં કંઈક કોમળપણું હશે એવી કલ્પના પણ થઈ શકતી નથી. પરંતુ એનાથી ઉલટું અનુભવમાં આવે છે. મોફાટ આજારી હતો તે વખત તેની તેમણે કાળજી રાખીને જે આસનાવાસના કરી તેને વિષે લખતાં કહે છે કે, "અમે કેવળ પરાયા હતા તે છતાં પણ અમારી સાથે તે લોકોએ જે સહૃદયપણાનાં વર્તન કર્યાં તેથી અમારી મનોવૃત્તિ ઉભરાઈ ગઈ." હવે હાટેંટાટ લોકોનાં ઉદાહરણ લેઇએ. તેમના સહૃદયપણાનું વર્ણન કરતાં બર્ચેલ અને કોલ્બેન એ બેઉનો પણ એક મત થાય છે. કોલ્બેન કહે છે કે, "તે લોકો સ્નેહભાવથી ચાલનારા, ઉદાર અને પરોપકારી છે." તથાપિ કોલ્બેને જ તેમના કઠોરપણા વિષે પુરાવો આપેલો છે અને સ્પાર્મેન એણે તેનું દઢીકરણ કરેલું છે. તેઓ કહે છે કે, "એ લોકો અનેક પ્રસંગે પોતાનાં છોકરાંને જીવતાં દાટે છે અને વૃદ્ધ મનુષ્યને એકાંતમાં મરવાને માટે છોડી દઇને પોતે મરજીમાં આવે ત્યાં જાય છે." આસ્ટ્રેલિયન લોકોમાં આવી જ સ્થિતિ જણાય છે. વૃદ્ધાવસ્થામાં સગાઓનો ત્યાગ કરીને તેમને અન્ન વગર મારવા અને કોઇ કોઇ વાર પોતાનાં છોકરાંનો વધ કરવો એ માણુસાઈ વગરનો પ્રકાર તે લોકોમાં ચાલેલો છે, તે છતાં તે વિષે એવું વાંચવામાં આવે છે કે તેઓ પોતાનાં છોકરાંને લાડ કરનારા, અને ઘણે પ્રસંગે પ્રવાશીઓને ઉપયોગી પડનારા લોકો છે. બોર્નિઓ બેટમાંના લોકોના વર્તનમાં જણાતો વિરોધ

તો આના કરતાં પણ ચમત્કારિક છે. ત્યાંના ડાયક લોકોના સંબંધમાં બાયલ કહે છે કે;— " આ લોકો કોઈ ગામડું હસ્તગત કરે એટલે એક હાથે કોમળ બાળકને છાતી સરસું ધરનારા અને બીજે હાથે તેના જ બાપનું લોહીશોડાણ થયેલું માથું મજબુત પકડી રાખનારા એ લોકોને દોરતા જતા દૃષ્ટિએ પડવાના પુષ્કળ પ્રસંગ આવે છે. "

આવી સ્થિતિમાં જુદી જુદી મનુષ્ય જાતિ અને તેમની જુદી જુદી સામાજીક સ્થિતિ એમનો પ્રસ્તુત મનોધર્મ સાથે જે સંબંધ રહેવો તે વિષે કાઢેલાં સામાન્ય અનુમાનો નિશ્ચયાત્મક હોવાનો સંભવ નથી એ કહેવાની જરૂર નથી.

પ્રથમ તો જે લોકોમાં સહૃદયપણાનો કેવળ અભાવ છે તેમનાં ઉદાહરણો લઈએ. આ અભાવનું સ્વરૂપ બે પ્રકારનું હોવાનો સંભવ છે. બીજાનાં દુઃખ વિષે ઉદાસીન ( બેદરકારી ) થવું એ એક પ્રકાર, અને તેમનાં દુઃખથી આપણે આનંદ તથા ગમત કરી લેવી એ બીજો પ્રકાર. કારેન લોકોવિષે મેસન કહે છે કેઃ—

" એક બાઇ એક ગલીચ ઝુંપડીમાં મરણ પથારીએ પડેલી હતી અને હું એકલો જ તેની પાસે રહીને તેની ચાકરી કરતો હતો. તેનાં છોકરાં અને છોકરાંનાં છોકરાં ત્યાં જ થોડે દૂર હતાં. તેમણે આવીને પોતાની વૃદ્ધ અને મરણ પથારીએ પડેલી મા અને દાદીને મદદ કરવી જોઇએ એમ તેમને સમજાવવાને મેં બધા પ્રયત્ન કર્યા પણ તેમાંનો કંઈ ઉપયોગ થયો નહિ. હંડયુરાસ પ્રદેશના લોકોમાં સહૃદયપણાનો અભાવ હરેરાએ વિવાહિત સ્ત્રી પુરૂષનું ઉદાહરણ લઇને બતાવ્યો છે. ધણી માંદો પડીને મરણની વાટ જોતો હોય તો ધણીઆણી તેના ખોરાકને માટે મરઘડું મારવાની નહિ.

કારણ "તેના મનમાં એવું આવે છે કે ધણી તો મરવાનો જ; તો પછી વળી મરઘડી મારીને ધણી અને મરઘડી આ બંનેને શા માટે ખોવાં ?"

નીગ્રો લોકોની અનેક જાતોમાં પણ આવા પ્રકારનાં ઉદાહરણો બનેછે. લોઆંડો અહીંના નીગ્રો લોકો વિષે લખતાં માંટીરો કહે છે કે:—

"અહીંયાં નીગ્રો લોકોનું નિર્દયતા તરફ વલણ નથી (પોતાની મેળે કોઇ સાથે તે નિર્દયપણાથી વર્તતા નથી). પરંતુ પ્રેમળતા, દયા, માયા ઇત્યાદિ મનોધર્મની તેમને બીલકુલ ઓળખ નથી." કેવી ઓળખ નથી તે જુઓ:—

"દુઃખને લીધે અથવા કોઇના કંઈ હાલહવાલ કરવાને લીધે વલવલતો મનુષ્ય અથવા પ્રાણી જોઇને તેમને મોટી ગમત થાય છે તથા આનંદના ઉભરા આવે છે."

ડંકન અને બર્ટન આ બેઉનો ડહમેના લોકો વિષે એક મત છે. તેઓ કહેછે કે, "કુટુંબમાંનાં માણસો વિષે પણ આ લોકોમાં સહૃદયપણું અથવા કૃતજ્ઞતા એનો અત્યંત અભાવ છે. અને અપત્યપ્રેમ સંબંધી જોતાં તો તેમનો નંબર પશુ કરતાં પણ નીચે ગણવો જોઇએ." આશાંટી લોકોના અંગમાં તો આ સહૃદયપણાનો અભાવ એટલો છે કે તે તેમનું વર્તન તત્વ થઇ પડયો છે અને તેના ઉપર પ્રવર્તક નીતિના શિક્કાની છાપ પડેલી છે. તેમની ભાષામાં બે કહેવતો છે તેનું તાત્પર્ય નીચે પ્રમાણે છેઃ—

"જો બીજો માણસ દુઃખ ભોગવતો હોય તો લાકડાના કડકાને દુઃખ થાય છે એમ સમજીને તમે ચાલો."

"લોકોની વિપત્તિની સાથે તારે કંઇ લાગતું વળગતું નથી.

તું બીજાના દુઃખને વાસ્તે પોતાને ત્રાસ થવા દેઇશ નહિ.''

હવે આ અપ્રસક્ષ નિર્દયપણું બાજુએ મૂકીને પ્રસક્ષ નિર્દયપણા તરફ વળીએ. દક્ષિણ અમેરિકા ખંડના હમારા લોકોમાં બંનેનાં ઉદાહરણ મળી આવેછે. તેમને વાસ્તે બેન્સ કહે છે કેઃ—

"વૃદ્ધાવસ્થાને લીધે પારકા ઉપર આધાર રાખવો પડે એવી સ્થિતિમાં આવેલા માણસોને નિરાશ્રિત છોડી દેવાનો ચાલ અનેક જંગલી લોકોનાં ટોળાંમાં હોવાની ઘણા જણને ખબર છે; પરંતુ આજારી દીકરીની ઝુંપડી ઉપર આચ્છાદન કરવાને સાર ભારા ઘાસ લાવવાનું મા ના કહે એ માત્ર માની ન શકાય એવું છે." આ જ લોકો સંબંધી ગાલ્ટન કહે છે કેઃ—

" આજારી મનુષ્યને તેનાં સગાં વહાલાં હુંફ આવે એવી કોટડીમાંથી બહાર કહાડીને ઠંડી હવામાં નાંખેછે અને તેનો જલદી પ્રાણ જાય તે માટે તેમનાથી થાય તેટલો પ્રયત્ન કરે છે."

ડહોમે પ્રદેશના લોકોના અપ્રસક્ષ નિર્દયપણાનું એક ઉદાહરણ ઉપર આપેલું છે, તેની સાથે ઉપર બતાવ્યા પ્રમાણેનાં પ્રસક્ષ નિર્દયપણાનાં ઉદાહરણ અપાય એવાં છે. તે લોકોમાં વર્ષમાં એક વખત એક વિશેષ સમારંભ થાય છે, તે વખત ઘણા લોકોની કતલ ઉડેછે. આવું કરવાનો હેતુ મરી ગયેલા રાજાને પરલોકમાં નવા ચાકરોની ભરતી કરવી એ છે. વળી એક બીજા કારણથી એ લોકો માણસોની કતલ ઉડાવે છે. તેમાં પરલોકનો સંબંધ નથી પણ આ લોકના વૈભવનો જ સંબંધ હોય છે. મનુષ્યની ખોપરીઓથી પોતાનાં ઘર સુશોભિત કરવાં તેમને ઘણાં ગમે છે, અને આ શોભા આપનાર પદાર્થનો જોઇએ તેટલો જથો ભેગો કરવો એ હેતુથી તેઓ મુદ્દામ લડાઇઓ ઉપસ્થિત કરેછે. આવા સ્વભાવના લોકોનું એક

ઉદાહરણ હોલ્મે આપેલું છે. દક્ષિણ આફ્રિકામાં મરૂત્સિ કરીને લોકો છે તેમને વિષે તે લખે છે કે:—" આ લોકોને અંગે રહેલો એક મોટો દોષ કહીએ તો તેમનું માણુસાઇ વગરનું ક્રૂરપણું છે." વળી એક ઉદાહરણ લાર્ડ વૂલ્સલીએ આપેલું છે. તે કહેછે કે:—

"રકતશ્રાવ થયેલો જોવો અને કોઇપણ કારણથી મનુષ્યના શરીરને થનારાં દુઃખનું લક્ષ પૂર્વક અવલોકન કરવું એ થકી પશ્ચિમ આફ્રિકા ખંડના નીગ્રો લોકોને આનંદ થાય છે."

ઉપર કહેલા પ્રત્યક્ષ નિર્દયપણાના ઉદાહરણ પ્રમાણે જ ઉત્તર અમેરિકા ખંડમાં લૂટાલૂટ અને જુલમ કરતાં ફરનારાં ટોળાંમાં કંઇક ઉદાહરણો જણાઇ આવે છે. નિર્દયપણાનું વર્તન કરતાં પોતાને આવડે અને લોકો ક્રૂરપણાથી વર્તે તો તેને સહન કરવાની શક્તિ આવે એટલા માટે નહાનપણથી જ તેઓ પોતાનાં છોકરાંને તે પ્રકારની તાલીમ આપે છે. ફકત શિક્ષણના હેતુથી છોકરાંને તેઓ નાના પ્રકારનાં શારીરિક દુઃખો દેછે અને શત્રુનું વૈર લેવાને માટે તેઓ તેમને અનેક પ્રકારે છેતરે છે. અમેરિકામાં પ્રેઅરી નામનાં જે વિસ્તીર્ણ મેદાનો છે તેમાં રહેનારા ઇંડિયન લોકોને "સ્ત્રીઓનાં પેટથી ઉત્પન્ન થયેલા વાઘ" એવું કહેવાનો ચાલ પડેલો છે. તેઓ ઘરડા પુરૂષોને અથવા બાઈડીઓને પકડી આણીને તેમના હાલ હવાલ કરવા માટે પોતાની સ્ત્રીઓને સ્વાધીન કરે છે. પછી તેમની સ્ત્રીઓને ગમત થાય છે. આ સર્વ હકિકત આપનારા બર્ટન સાહેબ ચૂટા કરીને લોકો છે તેમને વિષે કહે છે કે:—

"તેમના અલ્પ બુદ્ધિના સામર્થ્ય પ્રમાણે તેમનાથી જેટલું ક્રૂર થવાય તેટલા તે થયા છે." બીજા એક આધાર ઉપરથી એમ સમજાય છે કે, કેટલાંય લોકોની બાઇડીઓના ક્રૂરપણાનાં કામ

પુરૂષ કરતાં પણ ચઢતાં છે. કેદ કરીને આણેલા મનુષ્યો પૈકી પુરૂષોના હાલહવાલ કરવામાં તેમને ઘણો આનંદ લાગે છે.

'જંગલી' આ શબ્દનો વાસ્તવિક અર્થ જંગલમાં રહેનારો એવો છે. જનાવરો વિષે આ શબ્દનો ઉપયોગ વારંવાર થાય છે. જંગલનાં જનાવરો ક્રૂર હોવાને લીધે 'જંગલી' શબ્દથી ક્રૂરપણાની પણ કલ્પના થવા લાગી છે. મનુષ્યને આ શબ્દ લગાડીએ તો તેનો અર્થ વાસ્તવિક જંગલમાં રહેનારો, એટલે પ્રાથમિક સ્થિતિનો, અર્થાત્ અશિક્ષિત એટલો જ હોવો જોઇએ. પરંતુ મુસાફર લોકોની દૃષ્ટિએ પડેલા તેવા કેટલાક લોકોમાં ક્રૂરપણું, વિશ્વાસઘાત ઇત્યાદિ દુર્ગુણ જણાયાથી અને પ્રવાસ વર્ણનનાં પુસ્તકમાં તે સંબંધી વારંવાર ઉલ્લેખ થયાથી એ દુર્ગુણો પણ જંગલીપણાવાચક છે. 'જંગલી' એ વિશેષણ જનાવરોને લગાડતાં તેથી જેવો ક્રૂરપણાનો બોધ થાય છે તે પ્રમાણે જ તે મનુષ્યને લગાડતાં પણ ક્રૂરપણું અને બીજા કેટલાક દુષ્ટ ગુણોનો બોધ થવા લાગે છે. 'જંગલીલોક' એ શબ્દ સાંભળતાં અથવા વાંચતાં તે દુષ્ટ, ક્રૂર, નીચ હોવો જોઇએ એમ લાગે છે. વળી સુધરેલા લોકોને જંગલી લોકો એમાં ભેદ બતાવનારા એ જ દુર્ગુણ છે એવી ઘણાની સમજ છે. પરંતુ વાસ્તવિક સ્થિતિ કેવળ જુદી છે. અનેક પ્રસંગે જંગલી લોકથી બનેલાં ક્રૂરપણાનાં કૃત્યો, તેમને સુધરેલા લોકોએ વિનાકારણ આપેલા ત્રાસને લીધે અકળાઇ જઇને તેમણે કરેલાં છે. તથાપિ એકંદર કૃત્યો લઇએ તોપણ સુધરેલામાં ખપતા લોકોને હાથે આજ સુધી જેટલાં ક્રૂરપણાનાં કૃત્યો થયેલાં છે તેટલાં પ્રાથમિક સ્થિતિમાંના લોકોના હાથથી થયેલાં નથી.

એશિયા ખંડના સુધરેલા પ્રાચીન લોકોને હાથે જે અસંખ્ય

ક્રૂર કર્મો થયેલાં છે તેનો અહીં વિસ્તાર કરવાની જરૂર નથી. પાછળ એક પ્રકરણમાં કહેલાં આસીરિયન રાજાઓનાં દુષ્ટ કૃત્યો નમુના તરિકે મનમાં આણીએ તો બસ છે. હોમર કવિએ જેમનું મોહું કાવ્ય જે રચ્યું છે અને તેને લીધે જેમનાં યૂરોપિયન લોકો બહુ વખાણ કરેછે તે ગ્રીક યોદ્ધાનાં પણ ક્રૂર કર્મોનું વર્ણન કરવા ન બેસતાં ગ્રોટે તે વેળાના ગ્રીક લોકો વિષે પોતાના ઇતિહાસમાં જે મત પ્રદર્શિત કરેલું છે તેટલું જ આપીએ છીએ. ઇતિહાસનો પુરાવો આપીને ગ્રોટે તે લોકોને લબાડ, ચોર અને ખુની એમ કહેલા છે. તે જ પ્રમાણે સ્પાર્ટન લોકોની ક્રૂરતાનું અને હોમરના કાળ પછીના ગ્રીક લોકોના કઠોરપણાનું વૃતાંત એક બાજુએ મૂકીને એકદમ રોમન લોકો તરફ વળીએ. તેમના પરાક્રમથી અંજાઇને ઘણા લોકોએ તેમના સુધારાના રાસડા ગાયા છે. પરંતુ તેમની સુધારણાની સાથે ક્રૂરપણાનું પુષ્કળ મિશ્રણ થવાને લીધે તે સુધારો સઘળા યૂરોપ ખંડમાં પુષ્કળ સૈકા સૂધી ફરી વળ્યો. એક સરખી વીશ પેઢીઓ સૂધી લડાઇઓ ચાલવાને લીધે લૂટાલૂટ, મારામારી અને અંધાધુંધીથી મનુષ્યના સ્વભાવ એટલા કઠોર બની ગયા કે, તેમની બરાબરી કરે એવી જંગલી લોકોની એક પણ જાત જણાતી નથી. ઉત્તર અમેરિકામાંના ઇંડિયન લોકો બંદીવાનોની સાથે ક્રૂરપણાથી વર્તીને તેમના બુરા હાલ કરે છે એ વાત ખરી છે, પરંતુ તેમણે કદી પોતાના ગુલામોના બુરા હાલ કર્યાનું સાંભળવામાં આવ્યું નથી. ફિજિયન લોકોએ પણ ઘણા લોકોને જીત્યા હતા અને ફિજિયન લોકો મનુષ્યભક્ષક હોવાને લીધે તેમનો તેઓ મિજબાનીના કામમાં ઉપયોગ કરતા; પરંતુ એક ગુલામે પોતાના ધણીનું ખુન કર્યું કે તરત જ તેની જાતના

સેંકડો ગુલામોને દેહાંત પ્રાયશ્ચિત આપવાનું ગાણસાઇ વગરનું કામ તેમણે કદી કર્યું નથી. અને લડાઇમાં જીતેલા લોકો પૈકી જે જીવતા પકડાતા તેમને ગુલામગીરીમાં રાખવાનો જો કે અભણ લોકોમાં ચાલ છે, તોપણ તેમને ઘેટાં માફક ટોળાંમાં રાખવા, તેમની પાસે જનાવરની પેઠે કામ કરાવવું અને મનુષ્યપણાનો કોઈ પણ હક તેમને આપવો નહિ એવું વર્તન તેમના હાથથી કદી થતું નથી; અથવા તે પોતાની રક્તશ્રાવની ઈચ્છા તૃપ્ત કરવાને માટે સાર્વજનિક મેદાનોમાં તેમની વચ્ચે દ્વંદ્વ યુદ્ધ કરાવીને પોતે તમાસો જોવાને બેસતા નથી. રોમન લોકોને દ્વંદ્વ યુદ્ધ અને કુસ્તી જોવાનો એટલો તો નાદ લાગ્યો હતો કે, એ ઇચ્છા પૂરી કરવી તે જાણે ભૂખ શમાવવાને માટે અન્ન ખાવું જેટલું સ્વાભાવિક છે એવું તેમને લાગતું હતું. 'જંગલી' એ શબ્દના વાસ્તવિક અર્થ તરફ લક્ષ ન દેતાં તે શબ્દથી હાલ જે બોધ થાય છે તે અર્થમાં તેનો ઉપયોગ કરવો હોય તો એમ કહેવાને હરકત નથી કે, ફિજિયન લોકોને એક બાજુએ મૂકતાં બાકીના સર્વ જંગલી લોકો રોમના જંગલી લોકો આગળ ફીકા પડે છે.

ધર્માભિમાન કિંવા દેશાભિમાનને લીધે ઉત્પન્ન થનારા દુરાગ્રહથી જેમની દૃષ્ટિ અંધ થઈ નથી તે ખ્રિસ્તી લોકોને પણ સ્પષ્ટ દેખાશે કે, યૂરોપના ખ્રિસ્તી દેશોના ઇતિહાસમાં પણ ઘણે પ્રસંગે આવો જ પ્રકાર છે. ભિન્ન ભિન્ન દેશોની એક બીજા સાથેની લડાઈઓ અને એક દેશના લોકોના અંદર અંદરના ટંટા એમને લીધે મનુષ્ય સ્વભાવમાં જે ક્રૂરપણું ઉત્પન્ન થતું હતું તેની આગળ, જે લોકોને જંગલી સમજવાનો રીવાજ પડેલો છે તેમનું ક્રૂરપણું કંઈ જ નથી. અર્ધ સુધરેલા લોકોમાં મનુષ્યને ન છાજે એવા ક્રૂરપણાની પરમાવધિ થઈ હતી ખરી; (ઉદાહરણને માટે

મેક્સિકો દેશના અને મધ્ય અમેરિકાના લોકો શેકેલા બટાટ પ્રમાણે પોતાના શત્રુનાં શરીર છોલતા અને તેમની ધડકતી છાતીનો નાશ કરતા ) પરંતુ યૂરોપખંડના ક્રૂરપણાની જો કે એટલે સૂધી હદ આવી ન હતી તોપણ 'તું પોતા ઉપર જેટલી પ્રીતિ કરે છે તેટલી જ બીજા ઉપર કર,' એ જેમનું રહસ્ય છે એવા ખ્રિસ્તી ધર્મના અમે અનુયાયી છીએ એમ મોટા ભપકાથી શેખી મારતા છતાં શરીરને લાંબા વખત સૂધી નાના પ્રકારનાં દુઃખ દેઈ શકાય એવા ઉદ્દેશથી નવાં યંત્રો બનાવવા સારૂ યૂરોપિયન લોકોએ બુદ્ધિકૌશલ્ય અને હસ્તકૌશલ્ય વાપરેલું છે. *ધર્મ ભ્રષ્ટ થયા હોય તે-

---

*રૉક નામનું મનુષ્યને દુઃખ દેવાનું એક યંત્ર હતું તેમાં મનુષ્યને જમીન પર છતો સૂવાડીને તેના હાથ પગ તે યંત્રમાંની બે સોગટીઓ વડે બાંધવામાં આવતા. હાથ પગ બંધાયા પછી તે સોગટીઓ એક બીજાથી દૂર ખેંચવામાં આવતી અને તે મનુષ્યનું શરીર તણાઇને તેને વેદના થતી. આરોપી પાસે કંઈ અપરાધ કબુલ કરાવવાનો હોય ત્યારે આ ક્રિયા ચાલતાં તેને પ્રશ્ન પૂછવામાં આવતા. આ સઘળું સરકારી અધિકારીઓની દેખરેખ નીચે થતું અને તેને કાયદાની સંમતિ હતી. સરકારી અધિકારીઓને ફાવતો ઉત્તર આરોપી તરફથી મળે ત્યાં સૂધી યંત્રમાંની સોગટીઓ હળવે હળવે દૂર કરવાનું કામ ચાલતું અને અનેક પ્રસંગે આવી રીતે દુઃખ સહન કરનારા માણસોનાં હાડકાં પણ સાંધામાંથી વછુટાં પડતાં. યૂરોપના ઘણાખરા દેશોમાં આવી રીતે આરોપીને દુઃખ દેઇને કબુલત લેવાનો અથવા તોહમત શાબીત થયું હોય તો આવી રીતે શિક્ષા આપવાનો ચાલ હતો અને તેને કાયદાનું અનુમત હતું. ફક્ત ઇંગ્લાંડમાં જ કાયદાનું અનુમત ન હતું તોપણ તે યંત્રનો

અને પોતાના જાદુથી લોકોને ત્રાસ દેનારી જોગણીઓને (સ્ત્રીઓને) અને રાજદ્રોહ અથવા દેશદ્રોહ કરનારા લોકોને ફક્ત દેહાંત પ્રાયશ્ચિત આપવાથી પૂર્ણ શિક્ષા થતી નથી એવું તેમને લાગ્યું હશે અને લાંબા વખત સૂધી દુઃખ દેવાને વાસ્તે નવીન યુક્તિઓ કાઢવાના કામમાં તેમણે પોતાની બુદ્ધિનો, શક્તિનો અને કાળનો વ્યય કર્યો હશે. તહોમતદાર ગુન્હો કબુલ કરે નહિ તો તેની પાસે તે કબુલ કરાવવાના કામમાં પણ આ યંત્રનો ઘણો ઉપયોગ થતો. હાલ યૂરોપખંડના ઘણાખરા દેશોના લોકોને પ્રજામત ઉપર આધાર રાખનારી રાજ્ય વ્યવસ્થાને લીધે સર્વ પ્રકારના વ્યવહાર શાંતપણે કરવાની ટેવ પડેલી છે. અને તેમનામાં ક્રૂરતાના ઘણા પ્રકાર જણાઈ આવતા નથી, પરંતુ જ્યાં તેમના મન પર બહારનો દાબ ઘણો નથી હોતો ત્યાં તેમનું મૂળનું સ્વરૂપ હજી પણ ખુલ્લું થાય છે. યૂરોપિયન લોકોની વસાયત ચારે તરફ જ્યાં પ્રસરેલી છે ત્યાં તેમનું વર્તન છેક જુદું હોય છે. પોતપોતામાં તેમનું કંઈ ઘણું ચાલતું નથી. કારણ તેઓ એક બીજાની ખબર લેવાને સમર્થ હોય છે પણ દેશીઓ સાથે જ્યારે પ્રસંગ આવે

---

અનેક પ્રસંગે રાજ્યકર્તા લોકો તરફથી ઉપયોગ થતો. છઠ્ઠા હેનરીની કારકિર્દીમાં તેનો ઇંગ્લાંડમાં પ્રવેશ થયો અને તે પહેલા ચાર્લ્સ રાજાના વખત સૂધી ઉપયોગમાં આવતું હતું.

આરોપીને છળવાને વળી એક બીજો પ્રકાર હતો. તેને જમીન ઉપર છતો સૂવાડીને તેના શરીર ઉપર પુષ્કળ વજનનું લોખંડ મૂકવામાં આવતું. તેને એક દિવસ ગંધાતી રોટલી અને બીજે દિવસે ગંધાતુ પાણી આપીને કબુલ થાય ત્યાં સૂધી અથવા મરી

ત્યારે તો પછી તેમની ઈચ્છાને આડું આવનારૂં કંઈ હોતું નથી. ઓસ્ટ્રેલિયામાં વસાયત કરનારા લોકોએ ત્યાંના દેશીઓની સાથે અત્યંત ક્રૂરપણાથી વર્તન કરેલું છે. કોઈ કોઈ વાર યૂરોપિયન લોકોના જુલમથી કંટાળીને ત્યાંના દેશીઓ મરણીઆ થઇને તેમની ખોડ ભાગવાને યત્ન કરે ત્યારે માત્ર તેમને જંગલી કહેવામાં આવે છે.

કેટલીક જાતના અભણ લોકોમાં સહૃદયપણું અને તેથી ઉત્પન્ન થનારા મનોધર્મ બીલકુલ માલમ પડતા નથી; પરંતુ બીજા કેટલીક જાતના લોકો બુદ્ધિમાં અને શિક્ષણમાં જો કે સુધરેલા લોકોથી ઘણા પાછળ હશે તોપણ માણુસાઇની બાબતમાં તે તેમની બરાબરી કરી શકે છે અને કેટલાએક તો સુધરેલા લોકોને પણ લજવાવે છે. આ સંબંધી પુરાવો પ્રવાસવર્ણનનાં પુસ્તકમાંથી જોઇએ તેટલો મળે એવો છે. પરંતુ અહીં ઘણો વિસ્તાર કરવા ન બેસતાં અને ગ્રંથકર્તાનાં નામ ન આપતાં કેટલાક ઠેકાણાના લોકોની વિષયને અનુસરીને માહીતી આપવામાં આવે છે.

વેદ્દા લોકો સાધારણ રીતે નમ્ર સ્વભાવના અને માયાળુ છે. તે લોકોની વિધવાઓનું પોષણ સમાજ તરફથી થાય છે. ન્યૂહેબ્રિડીઝ દ્વીપ સમુહમાં ટાના નામનો બેટ છે, ત્યાંના લોકોમાં આજારી મનુષ્યની સારવાર તેમના અંતકાળ સુધી માયાળુપણાથી કરવામાં આવે છે. ન્યૂગિનીમાંના પાપ્યુઅન લોકોનાં કેટલાંક ટોળાંએ યૂરોપિયન લોકો બીલકુલ પોતાના હાથમાં સપડાયા છતાં તેમની સાથે ગૃહસ્થાઇનું વર્તન કરેલું છે. ડાયક લોકોનામાં એટલી માણુસાઇ છે કે, તે જોઇને સુધરેલા લોકોને લાજ લાગે. સુધરેલા લોકોના વર્તનમાં જે માણુસાઇ દેખાઇ આવે છે તેના કરતાં માલાગાશી લોકોના વર્તનમાં વધારે દેખાઈ આવે છે. એસ્કિવમો

લોકોનાં પરસ્પરનાં વર્તન જોયાં હોય તો તેમના જેટલા માયાળુ લોકો જગતમાં બીજા નથી એવી ખાત્રી થશે. ઇરોકોઇ લોકોમાં માબાપ વગરનાં છોકરાં ઉપર મમતા રાખવી, સર્વની સાથે સભ્યપણાથી અને માન મરતબો રાખી ચાલવું તથા સર્વ મનુષ્ય ભાંડુ પ્રમાણે છે એમ માનવું એ વાતો અતિ જરૂરની સમજવામાં આવે છે. યૂરોપિયન લોકો સાથે વ્યવહાર શરૂ થતા પહેલાં અમેરિકન ઇંડિયનમાંના ચિપેવા લોકો પરસ્પર પરોપકાર બુદ્ધિથી ચાલતા હતા અને તેમની વિધવાઓને અને માબાપ વગરનાં છોકરાંને દરિદ્રાવસ્થાના અને વિપત્તિના દિવસ ગુજારવા પડતા નહિ. આરાકાનના લોકોમાં ભીખ માગનારા મનુષ્ય જડવાના જ નહિ. ગમે એવો ગરીબ માણસ હોય અને તેને પોતાનું પેટ ભરવાનું સામર્થ્ય ન હોય તોપણ તેના અંગને પૂરતાં લૂગડાં હોય છે. જીતેલા મનુષ્યો સાથે તેઓ ઉદારપણાનાં અને માણસાઇનાં વર્તન કરે છે. આફ્રિકા ખંડના માંડિગો લોકો વિષે એક પ્રવાસી કહેછે કેઃ—

"આ ગરીબ હીધન ( ખ્રિસ્તી ન હોય એવા ) લોકોએ મારી વિપત્તિમાં મારે વિષે જે મમતા બતાવી અને ઘણી કાળજી લઇને મારી પાસેથી કોઇ પણ પ્રકારનો મોંબદલો મેળવવાની ઇચ્છા ન રાખતાં મારા ઉપર જે ઉપકાર કર્યા તે મારી યાદદાસ્તમાંથી કદી પણ જવાના નથી." વળી લુઆન પ્રદેશના લોકોના માયાળુપણા વિષે બોલતાં કોલ્ફ કહેછે કેઃ—"ઐક્યતાથી ચાલવું, સંપીને સમાધાનીથી રહેવું, બીજાના કામમાં વિનાકારણ ઘાલમેલ ન કરવી, એક બીજાને મદદ કરવા તત્પર રહેવું, કુટુંબની શાંતતા રાખી સુખે રહેવું, સર્વ સાથે માણસાઇથી ચાલવું અને અભ્યાગતની આગતા સ્વાગતા કરવી, એ ગુણો આ લોકોમાં જેટલા મને માલમ પડ્યા

તેના કરતાં અધિક બીજા કોઇપણ લોકોમાં માલમ પડયા નથી.” આ પ્રકરણના આરંભમાં મોફાટે કરેલું સેઆન લોકોના સ્વભાવનું જે વર્ણન આપેલું છે તેમાં અને બીજાં પણ કંઈક ઉદાહરણોમાં જો કે માયાળુપણું અને ક્રૂરપણું એમનું મિશ્રણ માલમ પડે છે તોપણ હાલ આપેલાં કેટલાંક ઉદાહરણોમાં વિશેષે કરીને વેદા, એસ્કિમો અને લુઆન પ્રદેશના લોકોમાં આવા પ્રકારનું મિશ્રણ માલમ પડતું નથી.

એશિયા ખંડના લોકોના ઘણા પ્રાચીન કાળના ગ્રંથોમાં સહૃદયપણું અને મનનું કોમળપણું દર્શાવનારા વિચાર અસંખ્ય ઠેકાણે જણાઇ આવે છે અને દયાનાં કૃત્યો કરવા સંબંધી આજ્ઞા કિંવા ઉપદેશ કરેલા પણ અનેક ઠેકાણે દેખાઇ આવેછે. કવિ અને જ્ઞાતા લોકોના મગજમાંથી નીકળેલા તે વિચાર છે, અને પ્રત્યક્ષ વસ્તુસ્થિતિમાં તેનો ઘણો જ થોડો અંશ જોવામાં આવવો જોઇએ; તથાપિ કેટલેક અંશે તેનું મહત્વ કબુલ કરવું જોઇએ. ગરબડાટનો કાળ જઇને એક ઠેકાણે વ્યવસ્થિત રીતે રહેવાની લોકોને ટેવ પડયા પછી આ વિચારનો ઉદય થવો જોઇએ. હિંદુ લોકોના પ્રાચીન ગ્રંથો પૈકી મહાભારતમાં નીચેનો શ્લોક મળી આવે છે:—

श्लोक

अद्रोहः सर्वभूतेषु कर्मणा मनसा गिरा ।
अनुग्रहश्च दानंच सतां धर्मः सनातनः ॥

વનપર્વ, અ० ૨૯૭ શ્લો० ૩૫.

અર્થ.

દુષ્ટકૃતિથી, દુર્વિચારથી અથવા દુર્ભાષણથી કોઇને પણ

દુઃખ ન દેવું અને સર્વ ઉપર દયા અને ઉપકાર કરવો એ સત્-પુરૂષનું સર્વકાળનું કર્ત્તવ્ય છે.

આ શ્લોક સાવિત્રી આખ્યાનમાં છે. સાવિત્રીના સ્વામી સત્યવાનને લઇને યમરાજાની સ્વારી જતી હતી તે વખત તે (સાવિત્રી) તેની પાછળ પાછળ ગઈ અને પછી તે બંનેનું સંભાષણ થયું. આ કથાભાગ સર્વને માહીત છે જ. પોતાના સ્વામીનો જીવ યમ પાછો આપે તે માટે તેના મનમાં દયાના અંકુર ઉત્પન્ન કરવાને તેણે મોટું હૃદયવેધક ભાષણ કર્યું. તે ભાષણના પ્રવાહમાં યમને ઉદ્દેશીને તેણે મોટા પુરૂષનાં વર્તન કેવાં હોવાં જોઇએ તે કહેલું છે. પર્શિયન લોકોનું પવિત્ર પુસ્તક ઝંદ અવસ્તામાં દયા-શીલપણાનું વર્તન કરવા વિષે ધર્માજ્ઞાઓ આપેલી છે તેમનો ઉદ્ભવ કંઇક અંશે તો પુનર્જન્મ ઉપર તેમનો વિશ્વાસ હોવાને લીધે હોવો જોઇએ. પ્રાણી પર દયા કરવા વિષે જે તેમનો આગ્રહ છે તે તેથી જ હોવો જોઇએ. કારણ, મનુષ્ય મરી ગયા પછી કોઇ પણ પ્રાણીમાં જન્મે છે. ત્યારે મા, બાપ, ભાઈ, બેન ઇત્યાદિ પોતાની પ્રીતિના માણસો પૈકી જે મરી ગયાં હશે તેનો કયા પ્રાણીમાં જન્મ થયો હશે તેનો કંઇ નિયમ નથી; તે માટે સર્વ પ્રાણી ઉપર જ દયા કરી હોય, તો તેમને પોતાને હાથે ત્રાસ આપવાનો સંભવ રહેતો નથી. આવી સમજુતીથી તેમને કદાચિત ભૂત દયાની વધારે જરૂર લાગી હશે. તથાપિ તેમના ગુલિસ્તાન નામના ગ્રંથમાં વર્તનના જે સ્પષ્ટ નિયમ આપેલા છે તે તે કારણથી ઉત્પન્ન થયેલા નથી. નીચેનું અવતરણ ગુલિસ્તાનમાંનું છેઃ—

"દુર્બળ ખેડૂત પર દયા કરો. ગરીબ અને નિરાશ્રિત પ્રજાને સત્તાના જોર ઉપર ચગદી નાંખવી એ ગુન્હો છે. બીજાના દુઃખ

વિષે જો તું ઉદાસીન રહીશ તો તને મનુષ્ય એ નામ આપવું યોગ્ય નથી." ઈજિપ્શિયન લોકોમાં પણ ગરીબોને દાન ધર્મ કરવું અવશ્યનું કર્તવ્ય સમજવામાં આવતું હતું. બર્ચ અને ડંકર કહે છે કે, "ભૂખ્યાને અન્ન આપવું, તરસ્યાની તરસ મટાડવી, નાગાને વસ્ત્રનું ઢાંકણ આપવું અને નિરાશ્રિતને આશ્રય આપવો." આ વાતો ધર્માજ્ઞાથી અને શિષ્ટસંપ્રદાયની અનુમતિથી તેમનામાં દાખલ થઈ હતી. તેમના કીર્તિસ્તંભમાંથી જે હસ્તલેખ મળી આવે છે તેમાં પણ ન્યાય અને પરોપકારથી ભરેલાં ચિત્રો જડી આવે છે. વિધવા અને નિરાશ્રિત એમનું રક્ષણ કરવું, દુકાળને પ્રસંગે લોકોની કાળજી રાખવી ઇત્યાદિ વાતોના તેમાં અનેક ઠેકાણે ઉલ્લેખ છે. પુરાતન કાળના ચિના લોકોના ગ્રંથોમાં પણ ભૂતદયા અને તેનાથી ઉત્પન્ન થનારા અનેક સદ્ગુણ પુષ્કળ વખાણેલા છે. લેગેએ 'ચિની લોકોના ધર્મ' નામનું જે પુસ્તક લખેલું છે તે ઉપરથી એવું દેખાય છે કે, લાઓઝીને દેહાન્ત શિક્ષા આપવાનો ચાલ ગમતો ન હતો અને તે જ વિષે તેણે તિરસ્કાર પૂર્વક લખેલું છે. દેશદેશમાંના ટંટા મટાડવા સારૂ યુદ્ધનો ઉપયોગ કરવાના રીવાજ બદલ પણ તે ખેદ પ્રદર્શિત કરેછે. કન્ફ્યૂશિઅસના પણ આવા જ પ્રકારના વિચાર છે. તે કહેછે કેઃ—"બીજાનું સારૂં કરવાની ઇચ્છા એ માણસાઈનું મુખ્ય લક્ષણ છે." બીજાને દુઃખે દુઃખી થવાનો સ્વભાવ મનુષ્યને અતિ આવશ્યક છે એવું પ્રતિપાદન કરતાં મેન્શિઅસ કહેછે કેઃ-

"મોટા મનના પુરૂષનું હૃદય મનુષ્યને વાસ્તે તો શું પણ મનુષ્ય સિવાયનાં બીજાં પ્રાણીઓ માટે પણ પીગળી જાયછે." આ પ્રાચીન કાળના લોકોનાં પવિત્ર પુસ્તકોમાંના પુરાવા પૂર્ણ કરવાને વાસ્તે

હીબ્રૂ લોકોના ધર્મ પુસ્તકમાં કયા પ્રકારના વિચાર જણાય છે તે પણ જોવું જોઇએ. તેમના ઘણા જુના ગ્રંથોમાં જોકે આ સંબંધી ઘણો ઉલ્લેખ કર્યો નથી તોપણ તે પછીના ગ્રંથોમાં મનુષ્યની સાથે તો શું, પણ જનાવરની સાથે પણ મમતાથી ચાલીને તેમના ઉપર દયા કરવા વિષે આજ્ઞા અને ઉપદેશ મળી આવે છે. યૂરોપિયન લોકોએ જે વેળા ખ્રિસ્તી ધર્મને ગ્રહણ કર્યો તે વખતે હીબ્રૂ લોકોના એ વિચાર અને ઈશૂખ્રિસ્તના તેના કરતાં પણ ઉન્નત વિચાર એમને પણ અર્થાત્ ગ્રહણ કર્યા જ. પરંતુ અનેક સૈકા સુધી તેમના વર્તન ઉપર આ વિચારોનો થોડો પરિણામ થયો નહિ.

અનેક કારણોથી ઉત્પન્ન થનારાં જ કાર્ય હોય અને તે કારણોનાં એક બીજા સાથેનાં પ્રમાણ બદલનારાં હોય અને તેમાં વળી પુરાવો ગુચવણનો હોય તો નિશ્ચયાત્મક સામાન્ય અનુમાનો કાઢવાં કઠણ હોય છે. તેવાં અનુમાનો કાઢવાનો થોડો ઘણો સંભવ હોય તો તેને માટે પાછલા પ્રકરણમાં કહ્યા પ્રમાણે કેવળ હલકી પ્રતિનાં ઉદાહરણો લેઇને તેમની પરસ્પરની તુલના કરી જોઇએ.

જે કારેન લોકોનું ઉદાહરણ પહેલાં લીધું છે અને જેમને સહૃદયપણાનો વાસ સરખો પણ નથી એમ કહેવામાં આવ્યું છે તે વિષે એક ગ્રંથકાર કહે છે કે, આ લોકોની પ્રત્યેક ટોળીનું બીજી પ્રત્યેક ટોળી સાથે વૈર હોય છે અને તેમનામાં ઘણુંકરીને લડાઇઓ ચાલેલી હોય છે. આક્રિડી નામની રાતા ઇંડિયન લોકોની બીજી એક જાત છે તેમાં પણ આ જ પ્રકાર છે. આ લોકોના ટંટાબખેડા એટલા વિલક્ષણ છે કે, કોઇ આક્રિડી મનુષ્યના જો દસ સગા હોય તો તે પૈકી નવની સાથે એમનો ઉભો દાવો રહે, કોમળ વિચારોનો અથવા મનોવિકારોનો તેમના મનને કદી સ્પર્શ પણ થતો

નથી. તેમને વિષે સ્ચાકગ્રેગર કહેછે કે;–" નિર્દયપણાથી છાનામાના ધાડ પાડવી અને મનુષ્ય અસાવધ હોય ત્યારે વિશ્વાસઘાતથી તેનું ખુન કરવું આ વાતો તેમના આયુષ્યને આનંદદાયક છે." ડહોમે આહીંના લોકોનું ઉદાહરણ ઉપર આપેલું છે અને મનનું કોમળપણું બતાવનારા ગુણ તેમનામાં બિલકુલ નથી–બીજું તો શું, પણ પોતાના પેટનાં છોકરાં બદલ પણ તેમને દયા ઉત્પન્ન થતી નથી, એવું કહેવામાં આવ્યું છે. તેમની સાંગ્રામિક વ્યવસાયની પ્રીતિ બતાવનારી એક અલૌકિક વાત તેમનામાં જોવામાં આવે છે. જાણે પુરૂષોથી લડાઇનું સઘળું કામ નભતું ન હોય એમ તેમના સૈન્યમાં સ્ત્રીઓની પલટણો રાખેલી હોય છે. ઉત્તર અમેરિકામાંના ઇંડિયન લોકો પૈકી જંગલી સ્થિતિમાં કેવળ છેવટની પાયરી ઉપરના લોક એટલે ડકોટ અને કોમાંચ એઓ છે. કેદી લોકોના હાલહવાલ કરવામાં તેમનું નિર્દયપણું દેખાઇ આવે છે. નાના નાના ટંટા અને મોટી મોટી લડાઇઓ એમનો હમેશાં ત્યાં સુકાળ છે.

હવે જે લોકોને લડાઇનો કેવળ કંટાળો હોય છે અને જે હમેશાં એક બીજા સાથે સલાહ સંપથી રહેછે તેમની સ્થિતિ જોઇએ. જે લોકોમાં આ સ્થિતિ કેવળ શિખરે જઇ પહોચેલી છે એવા લોકો કહીએ તો એસ્કિવમો લુઆનના રહેવાશી અને વેદા એ છે. હમેશાં સાંગ્રામિક વ્યવસાયમાં ગુંથાઇ રહ્યાથી મનુષ્ય સ્વભાવમાં જે કઠોરતા ઉત્પન્ન થઇને વૃદ્ધિ પામે છે તે તેમનામાં બીલકુલ ન હોવાથી સહૃદયપણાના ગુણનો પ્રસાર થવાને પુષ્કળ અવકાશ મળે છે અને તેનું પરિણામ માયાળુપણાના અને પરોપકારના વર્તનમાં નજરે પડેછે. ઉપર કહેલા ત્રણ લોકો વિષે પહેલાં જે માહીતી આપેલી છે તે ઉપરથી આ વાત સ્પષ્ટ ધ્યાનમાં આવશે.

કૃતજ્ઞતા અને માણસાઇ આ બન્ને બ્હેનો છે એમ કહીએ તોએ ચાલે. કારણ આ બંનેની ઉત્પત્તિ સહૃદયપણાથી જ છે. આ પ્રકરણમાં માણસાઇ સંબંધી જે વિચાર કર્યો તે જ ઘણે અંશે કૃતજ્ઞતાને પણ લાગુ પડનારો છે. તેથી કૃતજ્ઞતાનો ઈલાયદો વિચાર કરવાની જરૂર નથી. અહીં જ આ ગુણનું અસ્તિત્વ અને અભાવ બતાવનારાં બે ઉદાહરણો આપ્યાં એટલે બસ. લડાઇઓ અને ટંટા બખેડા એના વગર જેને ચેન પડતું નથી તે ફિજિયન લોકો વિષે લુઇલિયમ્સ કહેછે કે કૃતઘ્નતા આ દોષ તેમનામાં સંપૂર્ણ ભરેલોછે. તેનો તે લોકોને વિષે પોતાનો અનુભવ નીચેના અવતરણમાં આપેલો છે.

" એક આજારી મનુષ્ય ઉપર મહેરબાની કરીને જો કે મેં તેને ઔષધ આપ્યું હોય તો તે બદલ મારો ઉપકાર માનવો તો એક બાજુએ રહીને મારે તેના ખાવા પીવાની પણ તજવીજ કરવી જોઇએ એમ તેને લાગતું. ખેર, તેને ખાવા પીવાનું આપ્યું હોય તો તેટલાથી પણ તેની તૃપ્તિ થતી નથી. તે મળ્યા બરોબર પોતાનાં લૂગડાં લત્તાંનો પણ હક્ક લાગુ થયો એમ તેના મનમાં આવતું અને તે મળ્યા પછી પોતાને જરૂર જણાય તે પદાર્થ મારે પૂરા પાડવા એવી તે ઈચ્છા કરવા લાગતો. અને જ્યારે હું તેની આવી ઈચ્છા તૃપ્ત કરવાની ના કહેતો ત્યારે તે મને મરજીમાં આવે તેટલી ગાળોની પુષ્પાંજળી આપતો." હવે એનાથી ઉલટું ઉદાહરણ લઇએ. ફિજિયન લોકોને સાંગ્રામિક વ્યવસાયની જેટલી ચાહેના છે તેટલો જ વેદા લોકોને તિરસ્કાર છે. આર્થરને તે લોકોનું વર્ણન આપ્યું છે તેમાં તે કહેછે કેઃ– " તેમને થોડી મદદ

કરીએ અથવા તેમને વિષે થોડી કાળજી બતાવીએ તોપણ તેને બદલે પણ તે લોકો ઘણા કૃતજ્ઞ હોય છે." બેનેટે તેમાંના કેટલાક લોકોને બક્ષિસો આપી હતી અને કેટલાએકોને તે ઉપયોગી પડયો હતો. તેના ઉપકારનો બદલો વાળવાને એક ચમત્કારિક ઉદાહરણ બન્યું છે. તે કહેછે કેઃ—

"સુમારે છ ફીટ લંબાઈનાં બે હાથીનાં બચ્ચાં એક દિવસ પરોઢમાં અણધાર્યાં અમારી ઓશરી ઉપર આવીને પડયાં. જેમના ઉપર મારા ઉપકાર થયા હતા તે પૈકી કેટલાંક મનુષ્યોએ એ બચ્ચાં એ રાતે અહીં આણીને મૂકયાં હશે એમ મેં કહી બતાવ્યું, પરંતુ જેમણે મનની એટલી મોટાઈ બતાવી તે ગૃહસ્થ કોણ, એ મને છેવટ સૂધી સમજાયું નહિ. તેથી તેમનો આભાર પ્રદર્શિત કરવાને અથવા તેમને મોંબદલો આપવાને મને તક મળી નહિ. છેક પ્રાથમિક સ્થિતિમાંના વેદા લોકો પાસેથી પણ સુધરેલા લોકોને શીખવા સરખો આ કેટલો ઉત્કૃષ્ટ પાઠ છે!" કોઇના પણ જાણવામાં ન આવે એમ પોતા ઉપર થયેલા ઉપકારથી પણ અધિક મોંબદલો પહોચાડવાનો આ ગુણ તો તેમની પાસેથી શીખવા સરખો છે જ, પણ આ લોકોનું આચરણ મનમાં આણીને એના કરતાં પણ મહત્વની એક વાત સુધરેલા લોકોએ હમેશાં ધ્યાનમાં રાખવી જોઇએ. તે એ કે, મોટા દમામથી પોતાના ધર્મનું શ્રેષ્ઠત્વ વખાણનારા અને રાત્રિ દિવસ ધર્મતત્વનાં અને નીતિતત્વનાં પારાયણ કરનારા લોકોમાં પણ જે શ્રેષ્ઠ પ્રતિના સદ્દગુણ મળી આવતા નથી તે કોઇ કોઇ વાર છેક અશિક્ષિત લોકોમાં પણ મળી આવે છે.



## પ્રકરણ ૯ મું.

### યથાર્થવાદિત્વ.

સોએસો દોકડા સત્ય બોલવાનો સદ્ગુણ જવલે જ મળી આવે છે. જે લોકો સત્યવાદી તરીકે મનાય છે તેમના મોંમાંથી પણ અસત્ય ભાષણ નીકળવાના પ્રસંગ હરરોજ આવે છે. કોઇ પણ જોએલી અથવા સાંભળેલી વાત કહેવાની હોય તો તેમાં મરચું મીઠું ભભરાવ્યા સિવાય રહેવાતું નથી. મનુષ્યના મનનું જે પ્રમાણે વલણ હોય તે પ્રમાણે તે જોએલી અથવા સાંભળેલી વાતમાં ઓછું વધતું કરીને કહે છે. આ દોષ મનુષ્યમાં એટલો રગે રગે વ્યાપેલો છે કે, તે દોષ પોતાને હાથે બને છે તેનું તેને ભાન પણ રહેતું નથી. અતિશયોક્તિનો દોષ ઘણુંકરીને સાધારણ છે. અતિશય, વધારે, બહુ, પુષ્કળ ઇત્યાદિ શબ્દોનો લોકો બોલવામાં અને લખવામાં જોઇએ તેટલો ઉપયોગ કરે છે; પરંતુ ઘણેખરે પ્રસંગે તેનું પ્રયોજન હોતું નથી. આ પ્રકાર અયથાર્થવાદિત્વને જ દર્શાવનારો છે. કોઇ કોઇ વાર તો અસત્ય ભાષણનો મોટો તિરસ્કાર બતાવનારા લોકોમાં જ આ દોષ વિશેષ માલમ પડે છે. સત્ય-પ્રિયતા ઉપર જુસ્સાદાર ભાષણ કરનારા વકતાના ભાષણમાં જ અયથાર્થવાદિત્વના જોઇએતેટલા નમુના બતાવી શકાશે. પદાર્થોનાં અને મનુષ્યોનાં વર્ણન કરતાં જે ઠેકાણે સાદા શબ્દોનો ઉપયોગ કરવો વાજબી હોય તે ઠેકાણે ભાષણને છટાદાર કરવાને વાસ્તે જોરદાર શબ્દોનો ઉપયોગ કર્યા સિવાય રહેતા નથી. આવું થયાથી વસ્તુસ્થિતિનું આબેહુબ પ્રતિબિંબ સાંભળનારના મનમાં પડતું નથી. મૂળ જો કે ખરૂં હોય તોપણ તેમાં વાજબી કરતાં ફાલતું ઉમેરો કરવાથી તે બીલકુલ જુદું જ દેખાય છે. આ ઠેકાણે

ચિત્રની ઉપમા આપીએ તો એમ કહી શકાય કે, ચિત્રમાં અવયવોની ગોઠવણી બરાબર હોય છે, પરંતુ રંગનો કામમાં ઘાલમેલ થાય છે. એટલે તે જોઇએ તે કરતાં દુપટ અથવા ત્રિપટ ખીલવીને બતાવેલું હોય છે.

વસ્તુસ્થિતિનું અયથાર્થ નિરૂપણ કરવાના જે અસંખ્ય પ્રકાર છે, તે સર્વનો આપણે આ પ્રકરણમાં વિચાર કરવાનો નથી. ઉપર કહેલી ચિત્રની ઉપમા લઇએ તો જેમાં એકલો રંગ માત્ર વધતો ઓછો ખીલવી બતાવ્યો હોય તે પ્રકારોનો વિચાર ન કરતાં જેમાં અવયવોની ગોઠવણ પણ યથાયોગ્ય બતાવેલી ન હોય તે પ્રકારનો માત્ર વિચાર કરવાનો છે. અર્થાત વસ્તુસ્થિતિને આડું અવળું સ્વરૂપ આપવાનો જ જ્યાં પ્રયત્ન હોય તે તરફ લક્ષ ન આપતાં તેનો વિપરીત ભાસ કરવાનો યત્ન થતો હોય તેનો માત્ર અહીં વિચાર કરવામાં આવશે. અથવા કેવળ સહેલા શબ્દોમાં કહીએ તો ખુલ્લી રીતે ખોટું બોલવાના સંબંધમાં અનેક પ્રકારના લોકોમાં કેવી સ્થિતિ માલમ પડે છે તે આ પ્રકરણમાં જોવાનું છે; અને મુખ્યત્વે કરીને કોઇ પણ સ્વાર્થના હેતુને લીધે જ્યાં ખોટું બોલવા તરફ પ્રવૃત્તિ થાય છે એવા ઉદાહરણોનો જ આપણે વિચાર કરીએ. કોઇ કોઈ વાર શત્રુને શિક્ષા આપવા સારૂ ખોટી સાક્ષી પૂરવાને મનુષ્ય પ્રવૃત થાય છે; કદી કદી કંઇ વ્યવહારિક ફાયદા માટે તે ખોટું બોલે છે; કંઇક પ્રસંગે પોતાને મળનારી શિક્ષા અથવા પોતા ઉપર આવવાનું સંકટ ટાળવા સારૂ તેને ખોટું બોલવાનું મન થાય છે; અને બીજે પ્રસંગે લોકોને ખુશી કરીને તેમની મરજી સંપાદન કરવા સારૂ મનુષ્ય અસત્ય ભાષણનો ઉપયોગ કરે છે.

હવે સત્ય ભાષણ અને અસત્ય ભાષણ એમનાં જુદી જુદી

સ્થિતિના લોકોમાં કેવાં અને શાં ઉદાહરણો મળી આવે છે તે જોઇએ. આપણે ઘણુંકરીને અસત્ય ભાષણોનો જ વિચાર કરવાનો છે; કારણ સત્ય ભાષણ જગતમાં ઘણું દુર્મિલ છે. વળી નિષ્કામ સત્ય પ્રીતિ તો ઘણુંકરીને મળવી જ કઠણ.

શિકાર ઉપર નિર્વાહ કરનારા અથવા ભક્ષ માટે અરણ્યમાં ભટકનારા અને આસપાસના લોકો સાથે વૈરભાવથી ચાલનારા એવા જે પ્રાથમિક સ્થિતિના લોકો પૃથ્વીના અનેક ભાગો ઉપર રહેનારા છે તેમના ખોટા બોલવાના સ્વભાવ બદલ ઘણાએક પ્રવાશીઓએ નિંદા કરેલી જણાય છે. તે જ પ્રમાણે જુલમી રાજાઓએ બાહુબળથી લોકોને જીતીને જ્યાં મોટાં રાજ્યો સ્થાપન કરેલાં છે ત્યાંના લોકોમાં પણ આ દુર્ગુણનું જોર પુષ્કળ છે એમ અનેક મુસાફરોએ આપેલી માહીતી ઉપરથી દેખાઈ આવે છે.

ડકોટ લોકો સંબંધી બર્ટન કહે છે કેઃ—"બીજા લોકો પ્રમાણે જ ઈંડિયન લોકો પણ કદી ખરૂં બોલવાના નહિ." મિબ્મી લોકો વિષે ગ્રિફિથ લખે છે કેઃ—

"ખરાખોટાપણા વિષે એ લોકો એટલા બેફીકરા હોય છે કે, તેમના શબ્દો પર ભરૂંસો રાખવો યોગ્ય નથી." કિરઘી લોકો વિષે આવા જ પ્રકારના ઉદ્ગાર કેટલાક પ્રવાશીઓએ કહાડેલા છે. મધ્ય એશિઆમાંના લોકો કાયડો જોયા સિવાય સાચું બોલવાના નહિ, તેમને જુલમનો જ અમલ જોઇએ.

વનવાસની સ્થિતિમાંથી બહાર પડીને એક ઠેકાણે સ્થાયી રહેનારા લોકોનો વિચાર કરીએ તો પહેલા ફિજિયન લોકો આંખ આગળ આવે છે. વુઇલ્યમ્સ કહે છે કેઃ—

"ફિજિયન લોકોની ખોટું બોલવા તરફ એટલી પ્રવૃત્તિ છે કે, પોતાની તે ખોડ મટાડવાની અથવા છેવટ પોતામાં તેવી ખોડ

નથી એવું લોકોને બતાવવાની પણ ઇચ્છા તે લોકોમાં દેખાઈ આવતી નથી. ખોટું બોલવાના કામમાં કૌશલ્ય સંપાદન કરવાને પણ ત્યાં તે પ્રકારનું શિક્ષણ મળવાની પુષ્કળ સવડ હોય છે. સરદાર લોકોના એક બીજાના નાશ માટે જે ગુપ્ત યુક્તિઓ ચાલેલી હોય છે તે કામમાં ખોટું બોલવામાં વાકેફગાર હોનારા લોકોનો ઘણો ખપ પડે છે. અણીના વખતે ન ગભરાતાં એકદમ પ્રસંગને શોભે તેવો ઉત્તર આપીને કામ કાઢી લેનારા લોકોને આવા સરદારો તરફથી સારો આશ્રય મળે છે. આ લોકોના ખોટું બોલવાના સ્વભાવ વિષે એટલી પ્રસિદ્ધિ છે કે, અસત્ય ભાષણને 'ફ્રિજિયન સત્ય' એવું કહેવાનો ચાલ પડેલો છે."

ખોટું બોલવાના સંબંધમાં યુગાંડાના લોકોની સ્થિતિ પણ ફ્રિજિયન લોકો જેવી જ છે.

"ઘણાખરા જંગલી લોકો પ્રમાણે જ આ લોકોમાં પણ સત્યને ઘણું જ થોડું માન છે; અને અસત્ય ભાષણ કરવું અયોગ્ય છે એવું તેમને લાગતું નથી. ઉલટું ખોટું બોલનારો મનુષ્ય ખેલાડી હોય તો તેનાં વખાણ જ કરવામાં આવે છે."

મધ્ય અમેરિકામાંના સુધારાની મધ્યમ અવસ્થાવાળા પ્રાચીન કાળના લોકોની આવી જ સ્થિતિ હતી. સાર્વભૌમ્ય જુલમી રાજ્ય વ્યવસ્થા નીચે રહેનારા કેટલાક લોકો સંબંધી ડી લાએટ કહે છે કેઃ—"ઘણાખરા ઇંડિયન લોકો પ્રમાણે જ તે પણ ખોટું બોલનારા હતા." વળી આ પૂર્વજોનો થોડો ઘણો પણ અંશ જેમનામાં ઉતરવાનો સંભવ છે તે ત્યાંના હાલના લોકો વિષે ડનલોપ કહે છે કેઃ—

"ખોટું બોલવું આ દુર્ગુણ છે એ કબુલ કરનારો મધ્ય અમેરિકામાંનો એક પણ મનુષ્ય મારા જોવામાં આવ્યો નહિ. કો-

ઇએ કોઇને ફસાવ્યો એટલે તેણે મોટી બહાદુરી કરી એમ તે લોકોને લાગે છે. ગમે તેટલું નીચપણાનું કપટ હોય અને તેનું પરિણામ ગમે તેટલું ભયંકર હોય તોપણ 'આ કેટલી બધી ખબરદારી !' આ સિવાય જુદી તરેહના ઉદ્ગાર તેમના મોમાંથી નીકળતા નથી.

ફિલિપાઇન બેટો સંબંધી ફ્રોરમને લખેલું એક સ્વતંત્ર પુસ્તક છે તેમાં તેણે ત્યાંના લોકો વિષે આવા જ પ્રકારની હકીકત આપી છે. તે કહે છે કે:—

"ખોટું બોલવું એ પાપ છે એ ત્યાંના લોકોને લાગતું હોય એમ દેખાતું નથી. તે એક આડો અવળો ખરો, પણ નિર્દોશ માર્ગ છે એમ તેમને લાગે છે."

પુરાતન કાળથી સુધરેલા જે લોકો છે તેમના પ્રાચીન ગ્રંથમાંથી એવો પુરાવો મળી આવે છે કે, પ્રાથમિક સ્થિતિમાં તે લોકોને સત્યની બહુ પ્રીતિ ન હતી. અને પ્રત્યક્ષ અથવા અપ્રત્યક્ષ રીતે અસત્યની જ પ્રશંસા થતી હતી. જુલમ વિષે વિચાર કરતાં પ્રાચીન હિંદુ લોકોના ગ્રંથોમાંના જે ઉતારા આપેલા છે તેમાં પોતાનો ઉત્કર્ષ સાધવા માટે લબાડી અને જુલમ એમનો ઉપયોગ કરવાને પૂરી છૂટ આપી છે. અથવા છૂટ આપી છે એમ કહેવા કરતાં, ઉત્તેજન આપ્યું છે એવું કહેવું વધારે યોગ્ય છે. કોઇ પણ લોકોના અંગે કોઇ પણ વખતે કયા ગુણ છે એ તે તે કાળના દેવાદિકની જે વાતો હોય છે તેમાં પૂર્ણ રીતે પ્રતિબિંબ પડેલું દેખાય છે. હિંદુ લોકોના દેવો આદિકની વાતોમાં ખુદ દેવોના હાથથી લબાડીના પ્રકાર કેટલા બનેલા છે તે જોઇએ તો તે ઉપરથી પ્રાથમિક સ્થિતિના હિંદુ લોકોની કલ્પના થઇ સકશે. હીબ્રૂ લોકોની પણ તેવી જ સ્થિતિ હતી. એ વિષે બાયબલમાં જોઇએ તેટલો પુરાવો છે. પાડોશીનું

નુકસાન કરવા માટે ખોટી સાક્ષી આપવી એટલી બાબત બાદ કરીને બાકીના ખોટા બોલવા બદલ હીબ્રૂ લોકોને તિરસ્કાર હતો એવું દેખાતું નથી. વળી કેટલાકોના કહેવા પ્રમાણે ખરેખરા જ જો એ લોકો સત્યવાદી હોત તો સામાન્ય સિદ્ધાંતને અપવાદ કરતા એવું એ હીબ્રૂ લોકોનું એક જ ઉદાહરણ બન્યું હોત. ખોટું બોલવા બદલ તે લોકોને તિરસ્કાર ન હતો એ સિદ્ધ કરવાને ઘણા લાંબા જવાની જરૂર નથી. તેમના દેવોનાં જ આચરણ જુઓ એટલે બસ. દેવના મનમાં એહાબનો નાશ કરવાનો હતો માટે તેણે પોતાના એક દૂતને જૂઠું બોલવાનું કહીને ભવિષ્યવાદીઓને ફસાવ્યા હતા.* બાયબલના જૂના કરારમાં બીજે એક ઠેકાણે નીચેનાં વાક્યો દેવ ઉચર્યો હોય એમ બતાવ્યું છે.

"ભવિષ્યવાદી જો ભવિષ્ય કહેતાં ભૂલ્યો હોય તો મેં જ તેને ભૂલાવ્યો (એવું સમજો). વળી હું જ તેને ઈસ્રાયલ લોકોમાંથી શોધી કહાડીશ અને તેનો નાશ કરીશ." *

જે લોકોએ પોતાના દેવોનાં ચિત્ર આવા પ્રકારે ચિતરેલાં તેમના સ્વભાવની કલ્પના સહજ જ થઈ શકે એવી છે. તેમને સત્ય ઉપર ઘણી પ્રીતિ હોવાનો સંભવ નથી અને એ બાયબલમાંથી જ ઉદાહરણો લઈને સિદ્ધ કરી સકાશે. ઐઝાકે રેબેકા પોતાની સ્ત્રી છતાં બહેન છે એવું ખોટું જ કહ્યું. પરંતુ તેને કંઈ પણ શિક્ષા ન થતાં ઉલટો તે વર્ષે તેના ખેતરમાં પાક પુષ્કળ થયો અને દેવે તેને આશિર્વાદ આપ્યો,* અર્થાત તેનું વર્તન દેવને પસંદ પડ્યું. વળી રેબેકાના કહેવા ઉપર જેકબે પોતાના બાપને કંઇ ખોટું સમજાવીને એસાને ફસાવ્યો. * આ ખોટારાનો કોઇ પણ ઠેકાણે

* આ સર્વ હીબ્રૂ લોકોની પૌરાણિક કથાઓ છે અને તે બાયબલના જૂના કરારમાં આપેલી છે.

તિરસ્કાર કરેલો ન છતાં ઉલટી દેવને તે ગમી. આ વિષે ફક્ત અપ્રસક્ષ પુરાવો મળી આવે છે. કારણ દેવે તરત જ ' તારી ધન, ધાન્ય સમૃદ્ધિ થશે ' એવો તેને આશિર્વાદ આપ્યો. તે જ પ્રમાણે જરમાયાએ એક વખત રાજાની સૂચના ઉપરથી ખોટું ભાષણ કર્યું હતું.* આ પુરાતનકાળના હીબ્રૂ લોકોની વાત થઈ. ત્યાર પછીના હીબ્રૂ લોકોને થોડી થોડી સત્યતાની મીઠાશ લાગવા માંડી હતી એ વાત કબુલ કરવી જોઇએ. ભવિષ્યવાદી નામના જે તેમના ગ્રંથકાર થયા તેમના ગ્રંથોમાં અને નવા કરારના કંઈ ભાગમાં અસત્ય ભાષણનો નિષેધ કરેલો છે. એકંદર પુરાવા તરફ ધ્યાન આપતાં એવું અનુમાન કાઢી સકાશે કે, હીબ્રૂ લોકોની સમાજને જેમ જેમ સ્થિરતા આવવા લાગી તેમ તેમ તેમનામાં અસત્યપણાનું વર્તન કમી થતું ગયું.

પ્રાચીન ગ્રીક લોકોમાં પણ બહુ સત્યાચરણ જડે એવી કલ્પના કરવાનું કારણ નથી. તેમના ઈલિયડ નામના ગ્રંથમાં દેવોનાં અનેક કૃતિઓનાં વર્ણન આપેલાં છે, તેમાં દેવો મનુષ્યોને તો ફસાવે છે જ, પણ પોતપોતામાં પણ એક બીજાને ફસાવવાના યત્ન કરે છે એ બતાવેલું છે. સરદાર લોકોને મરજીમાં આવે તે પ્રકારનાં અસત્ય ભાષણ કરવાને કોઇ પણ પ્રકારની હરકત લાગતી હોય એમ દેખાતું નથી. પાસારા આથીન એનો યુલિસિજ+

* પછાડીના પૃષ્ટની નોંધ જુઓ.

+ યુલિસીજ એ ગ્રીક લોકોની પૌરાણિક કથામાંનો એક યોદ્ધો છે. તેનું ગ્રીક ભાષામાં નામ ઓડિસિઅસ એવું છે. પરંતુ અંગ્રેજી ગ્રંથમાં તે યુલિસીજ આ નામથી પ્રસિદ્ધ છે. હોમર કવિએ ઓડિસી કરીને જે ગ્રીક ભાષામાં કાવ્ય લખેલું છે તે કા-

ઉપર પ્રેમ ચોટયો, અને તે ચોટવાનું કારણ જોઇએ તો તે ઘણો લુચ્ચો હતો એ. * મહાફીએ હોમરના વખતના ગ્રીક લોકોને કપટી અને અસત્યવાદી એવા કહેલા છે.× પછીના

વ્યનો નાયક યુલિસીજ છે. ગ્રીસ દેશની પાસે આયથેકા નામનો એક ખડકવાળો બેટ છે ત્યાંનો તે રાજા હતો. તેની લબાડીનું એક ગમત થાય એવું ઉદાહરણ છે. ઇલિયડ કાવ્યમાં વર્ણવેલી 'ટ્રાયની લડાઈ' જ્યારે શરૂ થઇ, ત્યારે યુલિસીજને પણ પોતાનું સૈન્ય લેઇને હાજર થવાનો હુકમ થયો. તે વખતે તેના મનમાં જવાનું નહતું તેથી તેણે ગાંડાનો વેશ લીધો અને નાના પ્રકારની ગાંડછા કરવા લાગ્યો. એક વખત તે પોતાની ગાડીને એક ઘોડો તથા એક બળદ એવાં બે જનાવર જોડીને બહાર નીકળ્યો. પરંતુ આ તેની લુચ્ચાઈ જલદીથી ઉઘાડી પડી. તેનું એક છોકરૂં હતું તેના ઉપર તેની અતિશય પ્રીતિ હતી. તે છોકરા સાથે તેનું વર્તન ગાંડા માણસ સરખું હતું નહિ એ પાલામીડીઝના લક્ષમાં આવ્યું અને તેના સર્વ ઢોંગ ઉઘાડા થયાથી તેને લડાઇમાં જવું પડયું. પાલામીડીઝનું માત્ર તેણે પછીથી પૂરૂં વૈર લીધું અને તેને યમલોકમાં મોકલ્યો.

* મહાફી એ ડબ્લિન ટ્રિનિટી કાલેજમાં પ્રોફેસર છે. તેણે ગ્રીસના પ્રાચીન સામાજિક ઇતિહાસ ઉપર એક પુસ્તક લખેલું છે.

× વિશેષ પ્રકારના શિક્ષણથી મનુષ્યના મન ઉપર જે છાપ પડે છે તેનું પરિણામ કોઇ કોઇ વાર ઘણું આશ્ચર્યકારક દેખાઈ આવે છે. ગ્રીક લોકોના સ્વભાવમાં એટલા દોષ છતાં અને તેમનાં કૃત્યે એટલાં ક્રૂરપણાનાં છતાં તેમનો આપણને નાનપણથી પરિચય થવાને લીધે તેમનું ઉગ્ર સ્વરૂપ છેક નરમ થઈ જાય છે;

કાળમાં પણ કહેવા સરખો ફેરફાર થયો ન હતો. ક્રીટન લોકોને 'હ-

વખતે જે ગ્રીક લોકો વિષે અને તેમના ગ્રંથો વિષે મનમાં ચાહના ઉત્પન્ન થાય છે તે જન્મ પર્યન્ત કાયમ રહે છે એવાં પુષ્કળ ઉદાહરણો બની આવે છે. ગ્રોટે ગ્રીક લોકોના ઇતિહાસ ઉપર પુષ્કળ માહીતીવાળો એક મોટો ગ્રંથ લખ્યો છે. તે ગ્રંથ વાસ્તે મેળવેલી સર્વ માહીતી ઉપરથી તેનો એવો મત થયો કે, તેમની રીતભાતમાં પણ ક્રૂરપણાનું પ્રતિબિંબ પડેલું છે. ખોટાપણા વિષે તો બોલવાનું જ નથી. દેવથી માંડીને ચાકરીમાં રાખેલા ગુલામ સુધી તમામ ખોટું બોલવાના કામમાં કુશળ. તેમનો ધર્મ કહીએ તો દુષ્ટ સમજૂતિનું પીએર. એવી ખરી સ્થિતિ છતાં ગ્રીક લોકોનો ઇતિહાસ અને તેમના ગ્રંથ સંગ્રહ એને માટે કેટલા બધાની વાજબી કરતાં વધારે પૂજ્ય બુદ્ધિ થએલી જણાઇ આવે છે! ઈંગ્લાંડના માજી પ્રધાન ગ્લાડસ્ટન સાહેબને તો ગ્રીક લોકોનો ઇતિહાસ જાણે એક પરબ્રહ્મ હોય એમ લાગે છે. જેને પોતાના આયુષ્યનો ઉત્તમ પ્રકારે ઉપયોગ કરી લેવો હોય તેણે ગ્રીસના ઇતિહાસનું અધ્યયન કરવું એ તેના ધારેલા હેતુનું ઉત્કૃષ્ટ સાધન છે એમ તેને લાગતું. સન ૧૮૬૧ ની સાલમાં ગ્લાડસ્ટન સાહેબે ઈટનમાં એક ભાષણ આપ્યું હતું તે લંડન ટાઇમ્સમાં પ્રસિદ્ધ થયું હતું તેમાં તે કહે છે કેઃ—"આયુષ્યનાં અત્યંત મહત્વનાં કાર્યો ઉત્કૃષ્ટ રીતે કરતાં આવડે એવા પ્રકારનો મન ઉપર સંસ્કાર કરવો એ જો શિક્ષણનો હેતુ હોય તો પ્રાચીન વિદ્યાનું અને વિશેષે કરીને ગ્રિક વિદ્યાનું અધ્યયન કરવું એના જેવો બીજો ઉપાય નથી." બાકીની શંકાઓ એક બાજુએ મૂકીએ તોપણ આ ગ્લાડસ્ટન સાહેબના મત ઉપર એક માત્ર ગમતની શંકા ઉત્પન્ન થાય છે. અને તેનું કેવી રીતે

મેશાં ખોટું બોલનારા' એવું વિશેષણ આપેલું મળી આવે છે,તે બીજા ગ્રીક લોકોની સાથે તુલના કરીને જોતાં તે લોકોને અંગે કદાપિ ખોટું બોલવાનો દોષ વધારે હોવાને લીધે હશે; પરંતુ બીજા ગ્રીક લોકોમાં પણ તે દોષ જોઇએ તેટલો હતો અને એ વાસ્તે ક્રીટન લોકોનું જ એ વિશેષણ આપીને તેમને બીજાથી જુદા બતાવવાની જરૂર ન હતી. આટિક+ કાળમાં ગ્રીક લોકોનું સ્હાદીએ જે વર્ણન કરેલું છે તેમાં વિશ્વાસઘાત અને આત્મહિત માટે લુચ્ચાઈ એ તેમના મજબુત દોષ તેણે બતાવ્યા છે. તે કહે છે કે:—"કોઇ ગ્રીક મનુષ્યે પોતાનું વચન પાળ્યું તો × ડરાયસને તે એક ધ્યાનમાં

---

સમાધાન કરવું એ સમજાતું નથી. ગ્લાડસ્ટન સાહેબે રાજકારભારના કામમાં ઘણુંખરૂં આયુષ્ય ગાળેલું છે. આરંભમાં તે રાજપક્ષનો હિમાયતી હતો અને ત્યાર પછી પ્રજાપક્ષનો હિમાયતી થઈને છેવટ તો સર્વની આગળ ગયેલો જે રાડીકલ પક્ષ તેનો અભિમાની થયો હતો. હવે શંકા એટલી જ છે કે, ગ્રીક વિદ્યાનો અભ્યાસ કરીને આકસફોર્ડ યુનિવર્સિટીમાંથી નીકળ્યા કે તરત જ વિદ્યાનો સંસ્કાર તાજો છતાં જે તેના દેશભક્તિ વિષે વિચાર હતા તે ગ્રીક વિદ્યાને લીધે ઉત્પન્ન થયેલા સમજવાના, કે તે વિદ્યા પુષ્કળ વર્ષ મનમાં ઠસ્યા પછી વિચારોમાં જે ફરક પડયો તે આ વિદ્યાનું પરિણામ સમજવાનું ?

× આ કાળ ઇસ્વીસનની પૂર્વે ચારસે પાંચસે વર્ષના સુમારમાં છે.

+ ઈરાનમાં ડરાયસ નામના ત્રણ પાદશાહ થઇ ગયા. પહેલા ડરાયસે અને તે પછીના કેટલાક રાજાઓએ ગ્રીસ દેશ ઉપર સ્વારીઓ કરીને ગ્રીક લોકોને પુષ્કળ ત્રાસ આપ્યો હતો. તે વૈર લેવા સારૂ અલેકઝાંડર ધી ગ્રેટે ઈરાન ઉપર સ્વારી કરીને ત્રીજા

રાખવા જેવી વાત છે એવું લાગતું.

હમેશનાં યુદ્ધો અને સત્યની ગેપરવા એમાં જે સંબંધ દેખાઈ આવે છે તે વિષે યૂરોપના ઈતિહાસમાં જોઇએ તેટલો પુરાવો મળે છે. જેને 'રૂધીરનો યુગ' એમક હેવાનો રીવાજ પડયો છે તે મેરોવ્હિન્જિયન કાળમાં પવિત્ર માનેલા પદાર્થ ઉપર હાથ મૂકીને જો કે રાજા સોગન લેતા હતા, તોપણ તે લાગલા જ તોડવા તેમના મનમાં કંઇ લાગતું ન હતું. સ્લેવ્હિયન લખે છે કેઃ— * "ફ્રાંક મનુષ્ય જો પોતાના સોગન તોડે તો તેમાં આશ્ચર્ય કરવા જેવું કંઇ નથી. કારણ સોગનપર ખોટું બોલવું એ કેવળ એક ભાષણનો પ્રકાર છે એમ તેને લાગતું. આ એક ગુન્હાનો પ્રકાર છે એમ તેને લાગતું ન હતું." કયારોલિન્જિયન * કાળમાં

---

ડરાયસનો પરાભવ કર્યો. ગ્રીક અને પર્શિયન લોકો એમને એક બીજા સાથે ઘણો જ વ્યવહાર હોવાથી તેમને એક બીજાના સ્વભાવની માહીતી હતી.

* ફ્રાંક લોકો એ મૂળના જર્મનીમાં રહેનારા. પછી તે આસપાસ ચારે તરફ ફેલાયા અને તેમણે એક બળવાન રાજ્ય સ્થાપન કર્યું. ફ્રાન્સ દેશમાં તેમણે પોતાનું મુખ્ય થાણું સ્થાપ્યું. ફ્રાન્સ એ શબ્દની ઉત્પત્તિ ફ્રાંક આ શબ્દથીજ છે. શાલમેન એ ફ્રાંક લોકોનો મોટો બળવાન રાજા થયો તેના મરણ પછી તરત જ તેમનું રાજ્ય લય પામ્યું.

* કયારોલિંગ કુટુંબના રાજા ફ્રાન્સમાં થયા. તેઓ ફ્રાંક લોકોમાંના જ હતા. મેરોવ્હિન્જિયન કાળ પછી કયારોલિન્જિયન કાળની શરૂઆત થઈ. દસમા સૈકામાં આ કુટુંબના હાથમાંથી રાજ્ય ગયું.

એકસરખાં બસે વર્ષ સુધી આરબ, સારાસેન,[1] આક્વિટેનિયન,[2] સાક્સન,[3] લાંબર્ડ,[4] સ્લાવ્હ,[5] અવ્હાર,[6] અને જર્મન આ લોકો સાથે લડાઈઓ ચાલ્યા પછી ફ્યૂડલ કાળની શરૂઆત થઇ. આ કાળ વિષે માર્ટિન કહે છે કે:—

"દસમા સૈકાને 'કપટનો અને વિશ્વાસઘાતનો યુગ' એવું નામ આપ્યું હોય તો હરકત નથી. ફ્યૂડલ કાળના આરંભ જેવો કાળ યૂરોપના ઇતિહાસમાં બીજો નથી. તે કાળમાં નીતિ વિચારો તો મનુષ્યોએ કેવળ છોડી દીધા હતા."

ઇંગ્રેજ લોકના પોતપોતામાં ટંટા થયાથી તેમના ઉપર ફ્રેંચ

---

૧. મધ્ય યુગમાં મુસલમાનોને ખ્રિસ્તી લોકો સારાસેન કહેતા. સારાસેન લોકોએ યૂરોપ્ ઉપર સ્વારીઓ કરીને પુષ્કળ ઠેકાણે પોતાનું ધણીપણું સ્થાપન કર્યું હતું.

૨. એ ફ્રાન્સ દેશમાં રહેનારા હઠીલા દાંડ લોક હતા.

૩. ઇંગ્લાડના પ્રાચીન લોકો.

૪. ઇટાલી દેશમાં લાંબર્ડી નામનો પ્રાંત છે ત્યાંના લોકો.

૫. આ લોકોનાં મૂળ ઠેકાણાં વિષે પુષ્કળ સંશય છે. કેટલાકોના મત પ્રમાણે તેઓ એશિયા ખંડમાંથી આવેલા, ને કેટલાકોનો મત આ લોકો જર્મનીનો કંઇક ભાગ અને રૂશિઆ એ ઠેકાણુના મૂળનાર હેનારા એવો છે. હાલના રૂશિયન લોકો સ્લાવ્હ લોકોના જ વંશના છે. સ્લાવ્હ લોકો પણ એકવાર ઘણા પ્રબળ થયા હતા અને સઘળા યૂરોપ ખંડમાં ફેલાયા હતા.

૬. એ એશિયા ખંડમાંના ટ્યૂરેનિયન (તુરાની) શાખાના લોકો હતા. તેમણે પણ યૂરોપ ઉપર હલ્લા કર્યા. શાર્લમેન રાજાએ તેમનો પૂર્ણ નાશ કર્યો.

લોકોનું રાજ્ય સ્થાપન થયા પછી પણ કપટ અને વિશ્વાસઘાત એ દુર્ગુણોનું પ્રબળ તેવું જ કાયમ હતું. સરદાર લોકોનાં વર્તન લબાડીનાં, રાજદ્રોહિપણાનાં, અને આપસ્વાર્થીપણાનાં હતાં. તે સમયે જીંદગીનો અથવા પૈસાનો ક્યારે નાશ થશે એનો કંઈ નિયમ ન હતો. મધ્ય યુગમાં ચોતરફ જે અસત્યનું આચરણ ફેલાયું હતું તે હમેશાં ચાલતા દગા ફટકાને લીધે અને લડાઇઓને લીધે ઉત્પન્ન થયેલું ન હતું પણ જુદા જ કારણથી ઉત્પન્ન થયેલું હોવું જોઇએ એવો મત લેકીએ પોતાના ઇતિહાસમાં બતાવ્યો છે. તથાપિ અહીં જે અનુમાન કાઢેલું છે તેને પુષ્ટિ આપનારૂં એક વાક્ય તેના ગ્રંથમાં જડી આવે છે; અને તે વાક્યનું મહત્વ વિશેષ ગાનવું જોઇએ. કારણ જે મત તેને ગ્રાહ્ય નહતો તે મતની બાજુનો તેની પાસેથી જ પુરાવો મળે છે. તે કહે છે કે:—" જે ઠેકાણાના લોકોને ઔદ્યોગિક વ્યવસાયનું વલણ લાગેલું હોય છે તે ઠેકાણે સદ્દગુણોની ગણનામાં સત્યને જેટલું પ્રમુખ સ્થાન મળે છે, તેટલું જે ઠેકાણે એ વ્યવસાયનો ઘણો પ્રવેશ થયેલો નથી હોતો તે ઠેકાણે મળતું નથી."

હાલના કાળમાં પણ પૂર્વ તરફના અને પશ્ચિમ તરફના યૂરોપિયન દેશોની તુલના કરતાં તેમનામાં જે વિરોધ દેખાઈ આવે છે તે કોઇના પણ લક્ષમાં આવ્યા વગર રહેવાનો નથી. પશ્ચિમ તરફના દેશોને ઉદ્યોગી વ્યવસાયની જેટલી પ્રીતિ છે તેટલી પૂર્વ તરફના દેશોને નથી. અને એનું પરિણામ પશ્ચિમ તરફના દેશોને જેટલી સત્ય ઉપર ચાહના છે તેટલી પૂર્વ તરફના દેશોને નથી એવું થયું છે.

તથાપિ વિચાર કરતાં છેવટ એવું જોવામાં આવશે કે, સાંગ્રામિક વ્યવસાયને અસત્ય, તથા ઔદ્યોગિક વ્યવસાયને સત્ય, એમનામાં જે સંબંધ દેખાઈ આવે છે તે પ્રત્યક્ષ રીતિએ ઉત્પન્ન થયેલો નથી. રક્તપાતની ઇચ્છા અને અસત્ય ભાષણ એમનો સાક્ષાત સંબંધ

લગાર પણ નથી. તેજ પ્રમાણે મનની કોમળતા અને સત્ય એમનો પણ કંઇ સંબંધ નથી. ધીંગાણાથી જો અસત્ય તરફ પ્રવૃત્તિ થતી હોય અને શાંતતાના વ્યવસાયથી સત્ય તરફ થતી હોય, તો આ કાર્યો કેવળ અપ્રત્યક્ષ રીતે બનતાં હોવાં જોઇએ. વળી કેટલાંક ઉદાહરણો લેઇને પછી આ કાર્ય–કારણ–ભાવનો સંબંધ કયા પ્રકારનો છે એનો વિચાર કરીએ તો સમજવાને ઠીક પડે.

લડવૈયા લોકોની સ્વારીઓથી કંટાળીને અડચણ વાળાં કોતરો ને ખીણોમાં અથવા રોગકારક હવાના પ્રદેશમાં જઇને રહેલા લોકોનાં ઉદાહરણો બીજા સદ્ગુણોનો વિચાર કરતી વખત આપેલાં છે. તે પ્રમાણે સત્યની બાબતમાં પણ આપી શકાય. આવે ઠેકાણે બહારના લોકોના ત્રાસથી મુક્ત થયાને લીધે અને લડાઇના કામનો સ્વાભાવિક જ તિરસ્કાર હોવાને લીધે જેમને ગેરસોઇની જગામાં નાશી જવાની બુદ્ધિ થઈ, તેમના પોત પોતાના વ્યવહાર પણ ગરબડાટના ન હોવાથી તેમનામાં હમેશાં શાંતતા હોય છે. 'કોઈ' નામે જાતના લોકો તાવના રોગથી હમેશાં પીડાય છે અને તેના વાવરમાં સપડાઈ પડવાના ભયને લીધે જ આજુબાજુના લોકો તેમને ત્રાસ આપવા જતા નથી. તેમને વિષે **આરિસ** સાહેબ કહે છે કેઃ—
" ખરૂં બોલવા સંબંધી આ લોકોની પ્રસિદ્ધિ છે; અને આ બાબતમાં ફળદ્રૂપ મેદાનોમાં રહેનારા સુધરેલા અને સુશિક્ષિત લોકોએ આ ડુંગરી લોકોનો કિત્તો લેવા જેવો છે."

**શાર્ટે** 'દક્ષિણ હિંદુસ્થાનની ડુંગરોની હારો' નામનું એક પુસ્તક લખેલું છે તેમાં તે કહે છે કેઃ—

" **સોવરા** લોકોના વર્તનમાં એક મનને આનંદ આપનારો ભાગ કહીએ તો તેમનું સત્ય ભાપણ છે. ખોટું બોલવું એ તો તેમને

બીલકુલ માહીત જ નથી અને બનાવટની વાત તૈયાર કરવાને જે અક્કલ જોઇએ છીએ તે આવવા જેટલો તેમનામાં હજી સુધારો થયો નથી.” આગળ લખતા પહેલાં આ ઠેકાણે એટલું કેહવું જોઇએ કે, બીજા પણ કેટલાએક હિંદુસ્થાનવાશી ઇંગ્રેજ લોકો અશિક્ષિત હિંદુ લોકોની જાતોમાં જે સત્ય ભાષણનો સદ્ગુણ જણાઈ આવે છે તે કેવળ તેમની ઓછી બુદ્ધિને લીધે ઉત્પન્ન થયેલો છે એમ પ્રતિપાદન કરે છે. પરંતુ આવા પ્રતિપાદનથી જે સુધરેલા લોકોનો પક્ષ ખેંચીને તેમનું માન રાખવાનો યત્ન તેઓ કરે છે, તેમના દુર્ગુણનું પ્રતિપાદન કરવું અશક્ય છે. નાનાં છોકરાંને પણ ખોટું બોલતાં આવડે છે અને કૂતરા સરખાં કેટલાંક મૂગાં જનાવરોને જો કે બોલતાં આવડતું નથી તોપણ અસત્ય આચરણ કરવાની તેમનામાં અક્કલ હોય છે. આ વાત મનમાં આણીએ એટલે ઉપર કહેલા ડુંગરી હિંદુ લોકોનાં અથવા એના જેવા બીજા લોકોનાં સત્યાચરણ તેમના મૂર્ખપણાથી ઉત્પન્ન થાય છે એમ કહેનારા લોકોએ જાણીબુઝીને દુષ્ટપણાથી તેવું કહ્યું હોવું જોઇએ અથવા તેમનું એટલું અજ્ઞાન હોવું જોઇએ. ‘મધ્ય હિંદુસ્થાનનો ડુંગરી પ્રદેશ’ નામના પુસ્તકમાં ફોરસિથ લખે છે કેઃ—

“અહીંના મૂળના રહેવાશી લોકોમાં ખરાપણું પુષ્કળ માલમ પડે છે. કોઇનું કર્જ કહાડયું હોય તેની ના કહેવી અથવા એકાદો ગુન્હો તેમના હાથથી બન્યો હોય તે નાકબુલ કરવો એવાં ખોટાપણાનાં વર્તન તેમના હાથથી સહસા બનતાં નથી.” રામોશી લોકો સંબંધી લખતાં સિંકલેઅર કહે છે કેઃ—

“સુધારાને શિખરે પહોચેલા લોકો જેટલી ખોટું બોલવાની અક્કલ આ લોકોમાં છે. આ વાતમાં ખરેખર ડુંગરી લોકો અને

પરવારી નામે લોકો છે. તેમનાથી એ બિલકુલ જુદા છે. પરવારી લોકો વિષે એક વખત એક બ્રાહ્મણે ઉદ્‌ગાર કાઢયો કેઃ—'કણબી લોકોએ જો એકાદ વાત વિષે વચન આપ્યું હોય તો તે પાળે છે, પણ ઢેડ લોકો (પરવારી) એટલા બેવકુફ છે કે, કંઈ કારણ ન હોય તોપણ જે કંઈ ખરૂં હોય તે તેઓ એકદમ કહી દેછે.'" તે બ્રાહ્મણે પોતાનો જે આ મત પ્રદર્શિત કર્યો છે તે ઉપરથી સાદા અને સત્યાચરણી અશિક્ષિત લોકોને પાડોશના સુધરેલા અને શિક્ષિત લોકો કેવી રીતે બગાડે છે એ લક્ષમાં આવે એવું છે. વળી નીચેના બે ઉતારા ઉપરથી આ વાત સ્પષ્ટ થશે. બીજા એક ડુંગરી લોકો વિષે લખતાં શેરવિલ કહે છે કેઃ—

"સાંથાળ લોકોને ખરૂં બોલવું પવિત્ર લાગે છે અને આ વાતમાં તેમના ખોટું બોલનારા પાડોશી જે બંગાળી લોકો તેમણે તેમની નકલ ગ્રહણ કરવા સરખી છે." તે જ લોકો સંબંધી મ્યાન કહે છે કેઃ—

"પાડોશના લોકોના સહવાસનાં ખોટાં પરિણામ તેમના ઉપર થાય છે અને મને મોટી ધાસ્તી લાગે છે કે, સાંથાળ લોકોના સત્યાચરણ વિષે જે પ્રસિદ્ધિ છે તે જલદીથી નાશ થવાનો સંભવ છે."

ખરૂં બોલવા વિષે જેમની પ્રસિદ્ધિ છે એવા હિંદુસ્થાનમાંના ડુંગરી પ્રદેશમાં રહેનારા લોકોની પુષ્કળ જાતો છે. તે પૈકી બોડો, ધિમાલ, કર્નાટકના મૂળના લોકો, ટોડ અને કોલ અથવા હો એમના સંબંધી 'સમાજ શાસ્ત્રનાં મૂળતત્વો' એ ગ્રંથમાં માહીતી આપી છે. આ ઠેકાણે પુલિયન લોકોનું બીજું એક ઉદાહરણ લઇએ. તેમના આશ્રયસ્થાનની આસપાસ પર્વત, રાન, ભેજવાળી જગા અને

સમુદ્ર આવેલાં છે. આ લોકો સંબંધી **ઓપર્ટ** લખે છે કેઃ—"તેમને અંગે ખરૂં બોલવું અને પોતાનાં વચન પાળવાં એ અલૌકિક ગુણ છે. હિંદુ લોકોની વર્ણવ્યવસ્થાના છેક ઉપરના દરજ્જાના લોકોને પણ તેમનું અનુકરણ કરવા જેવું છે." તે જ પ્રમાણે પાસેના **સી**લોન બેટમાં પણ આવા પ્રકારના લોકો છે. ત્યાંના રાનમાં રહેનાર વેદ્દા લોકો સત્યવાદી અને પ્રમાણિક હોવા વિષે પ્રસિદ્ધિ છે. પૃથ્વીના બીજા ભાગોમાં પણ આવા પ્રકારના લોકો માલમ પડે છે. એશિયાખંડના ઉત્તર તરફના પ્રદેશમાં રહેનાર કેટલાક લોકોમાં પાડોશના લોકો ઉપર ધસારો કરીને જવા વાસ્તે અથવા કોઈ લોકો પોતા ઉપર હલ્લો કરવાને આવે તો તેમનાથી પોતાનું સંરક્ષણ કરવા સારૂ કોઈ પણ પ્રકારની વ્યવસ્થા નથી. અર્થાત તે લોકો લડાઈના કામમાં છેક નિરૂપયોગી છે. તે વિષે વાંચવામાં આવે છે કે, "**ઓટીઆક** અને **સામોઈડી** લોકોને અંગે પ્રમાણિકપણું અને સત્ય એ ગુણ વખાણવા જેવા છે. એ તેમને ભૂષણ આપનારા છે."

ઉપર જે પુરાવા આપ્યા તે આપણે જે અનુમાન કાઢવાનાં લાગે તેને ( અનુકૂળ ) સાધક જ છે. પરંતુ બાધ કરતા પુરાવો તો કંઇક હોવો જોઇએ. જેમનામાં થોડી ઘણી પણ લડાઇઓની ધામધુમ કોઈ કોઈ વાર ચાલે છે એવા લોકોની પણ કેટલીક જાતો ખરૂં બોલનારી છે. વળી કેટલાએકોને તો લડાઈના કામની હોંશ છતાં પણ તેમનામાં ખરૂં બોલવાનો ગુણ માલમ પડે છે. **હાટેંટાટ** લોકો જો કે, જાતે ગરીબ, શાંત અને બીકણ સ્વભાવના છે તોપણ તેમનામાં જુદા જુદા પ્રદેશના ધણીપણા બાબત વારંવાર લડાઇઓ ઉપસ્થિત થાય છે. એમ છતાં તે લોકોના સત્યાચરણને માટે **બાર્લો** અને **કોલ્બેન** એ બન્ને સાક્ષી આપે છે. **કોલ્બેન** કહે છે કેઃ—

"હોટેંટાટ મનુષ્યના મોંમાંથી નીકળેલું વાક્ય એટલે પવિત્ર વાક્ય સમજવું. આ જગતમાં મનુષ્યને હાથથી જે અપરાધ બનવા શક્ય છે તેમાં આપેલું વચન તોડવું એના જેવો નીચ અપરાધ બીજો નથી એવો એ લોકોનો મત છે."

ઈરિકોઈ લોકો સંબંધી લખતાં **માર્ગન** કહે છે કેઃ—

"ઈંડિયન લોકોના સ્વભાવમાં સત્યપ્રીતિ એ ગુણ પ્રમુખ્યપણે દેખાઈ આવે છે." તથાપિ ઈરિકોઈ લોકો સાંગ્રામિક વ્યવસાયથી કેવળ અલિપ્ત હોય છે એવું નથી. તેમણે અનેક જાતો એકઠી મળીને જે એક સંપ કર્યો હતો તેનો ઉદ્દેશ શાંતતા રાખવાનો હતો એ ખરૂં; અને જે નાનાં નાનાં સંસ્થાનો એકત્ર થયાં હતાં તે સર્વેની અંદરની વ્યવસ્થામાં શાંતતા હતી એ પણ ખરૂં; તથાપિ એ સંયુક્ત સંસ્થાનો પાડોશના લોકો સાથે લડાઈ ચલાવતાં હતાં. **પાટાગોનિયા**માંના લોકો પોતપોતામાં જોઇએ તેટલું લડે છે અને તેમના ઉપર જુલમ કરનારા **સ્પાનિયર્ડ** લોકોની સાથે પણ તે ટક્કર લે છે. એ લોકો લડાઇના કામમાં એટલું લક્ષ આપનારા છતાં પણ તેમની સત્ય ઉપર પુષ્કળ પ્રીતિ છે. **સ્નો** કહે છે કેઃ—"આ લોકોમાં ખોટું બોલવું તિરસ્કાર ભરેલું માનવામાં આવે છે." **ખોંડ** લોકોની ટોળીઓમાં જમીન સંબંધી એક બીજાની સાથે ભયંકર યુદ્ધો થાય છે અને પુષ્કળ રક્તપાત થાય છે. તથાપિ ખરૂં બોલવું એ દેવોએ મનુષ્યની પછાડી મૂકેલું અત્યંત પવિત્ર કર્ત્તવ્ય છે, એવી તેમની સમજૂત છે. મહારાષ્ટ્ર દેશના ડુંગરી પ્રદેશમાં રહેનારા **કોળી** લોકો શૂરા, સાદા અને ખરૂં બોલનારા છે; પણ તે મોટા લૂટારૂ અને નિર્દયપણાનાં કામો કરનારા છે.

આ ઉપરથી એવું દેખાશે કે, જેમને શાંતતાની પ્રીતિ હોય

છે એવા લોકોમાં જે પ્રમાણે ખરૂં બોલવાનો ગુણ મળી આવે છે તે જ પ્રમાણે યુદ્ધની થોડી ઘણી પ્રીતિ રાખનારા કેટલાક લોકોમાં પણ તે દેખાઈ આવે છે. આવી સ્થિતિમાં સામાન્ય અનુમાન શી રીતે કહાડી શકાય ? તે કહાડવાને આ બન્ને પ્રકારના લોકોમાં મળી આવનારા કંઈ વિશેષ ગુણ હોવા જોઇએ. ઉપર બન્ને પ્રકારના જે લોકોનાં ઉદાહરણો આપેલાં છે તે વિષે બીજી માહીતી મેળવીએ તો એવું દેખાઈ આવશે કે, તે સર્વમાં એક વાત સાધારણ છે. તે સર્વ લોકોને જુલમી રાજ્યવ્યવસ્થા સહન કરવાની ટેવ નથી. 'સમાજશાસ્ત્રનાં મૂળતત્વો'માં પહેલા પ્રકારના સત્યપ્રિય લોકોની એ સ્થિતિ છે એમ બતાવ્યું છે. આ ઠેકાણે બીજા પ્રકારના સત્યપ્રિય લોકોની આ સંબંધી શી સ્થિતિ છે તે જોઇએ. **હાટેંટાટ** લોકોની રાજ્ય કરવાની પદ્ધતિ સુધરેલા લોકોના વલણ ઉપર છે. સર્વ રાજ્યકીય કામ એક મંડળીને સોંપેલું અને મુખ્ય અધિકારીના હાથમાં ઘણી થોડી સત્તા હોય છે. વળી મંડળીનું કામ પણ બહુ મતથી ચાલે છે. ઈરિકોઈ લોકોની રાજ્યવ્યવસ્થાનું કામ પચાસ પ્રતિનિધિની મંડળીને સોંપેલું હતું અને એ પ્રતિનિધિ નીવડવાનું કામ જુદી જુદી જાતના લોકોએ નિમેલા મુખસારોનું હતું. એ મુખસારોને કાઢી મૂકવાનો અધિકાર તે તે જાતના લોકોનો હતો. તેમના લશ્કરી ખાતાની વ્યવસ્થા સરદાર લોકો તરફ હતી. એ સરદારો તેમના અંગના વિશેષ ગુણને માટે પસંદ કરવામાં આવતા, અને લડાઈ વગેરે સર્વ કામ તેઓએ પોતાની જવાબદારી ઉપર ખાનગી રીતે કરવું એવી વ્યવસ્થા હતી. **પાટાગોનિયન** લોકોની રાજ્યવ્યવસ્થા છેક દુર્બળ હતી. સરદારોના તંત્રથી રહેનારા લોકો નાખુશ થાય તો તેમને છોડી જતા. **ખોંડ** લોકોની સમાજવ્યવસ્થા વિષે લખતાં **મ્યાકફર્સન** કહે

છે કેઃ—"સર્વ મનુષ્યોના સરખાપણાનાં તત્વો ઉપર તેમની સમાજ-રચના થયેલી છે. અધિકારના બળ ઉપર ચાલનારી જુલમી વ્યવસ્થાને ત્યાં બિલકુલ અવકાશ મળતો નથી અને સમાજને દોરવાનું કામ તેમના સ્વાભાવિક આગેવાનો તરફ હોય છે અને તે જુલમથી કરવામાં આવતું નથી, પણ નિત્યાચરણના ઉદાહરણથી અને ભારખોજથી કરવામાં આવે છે".

અનેક પ્રવાસી લોકોએ આપેલી માહીતી ઉપરથી એવું દેખાઈ આવે છે કે, જ્યાં જુલમી રાજ્યવ્યવસ્થા માલમ પડે છે ત્યાંના લોકોની ખોટું બોલવા તરફ પ્રવૃત્તિ વધારે હોય છે; પરંતુ જુલમી રાજ્યવ્યવસ્થા ન હોય તો લોકોની સત્ય ભાષણ તરફ વૃત્તિ હોય છે.

ઝર્ઝીસ અને પિઝારો એમણે **પીરુ** દેશનો શોધ થવા સંબંધી જે લેખો પ્રસિદ્ધ કર્યા છે તે જોતાં સ્પષ્ટ દેખાશે કે, ત્યાંના ઇંડિયન લોકોનો ખોટું બોલવાનો સ્વભાવ તેમની સાથે જે જુલમી રીતે વર્તવામાં આવતું હતું તેને લીધે ઉત્પન્ન થયો હતો. તે જ પ્રમાણે મેક્સિકોના લોકો વિષે ફ્રાન્સિસ્કન પ્રવાસી પોતાનો અભિપ્રાય આપે છે કેઃ—"તે લોકો લબાડ છે પણ જે તેમની સાથે સારી રીતે વર્તે છે તેમની પાસે તે ખુલ્લા મનથી ખરૂં બોલે છે." ભયને લીધે મનુષ્યની ખોટું બોલવા તરફ પ્રવૃત્તિ થાય છે એ લિવિંગ્સ્ટનના અનુભવમાં સારી પેઠે આવ્યું. **આફ્રિકાના** પૂર્વ તરફના પ્રદેશના લોકોની ખોટું બોલવાની પ્રવૃત્તિ વિષે બોલતાં તે કહે છે કેઃ—

"દાસપણામાં ન રહેનારા લોકોમાં પણ જો કે પુષ્કળ આ દોષ હોય છે; તોપણ ગુલામોમાં તે ઘણો જ હોય છે અને તેનાથી ઘણો ત્રાસ થાય છે. તેમની ભાષામાં કોઈ કંઈ બોલે તો તેને તે ભાષાન્તર કરવાનું પોતાના ગુલામના કહેવાથી સરતું નથી. કારણ તેની

પાસેથી ખરૂં કદી બહાર પડવાનું નહિ. પોતાનો ધણી જેથી ખુશ થાય એવું કંઈ તે બોલશે."

આ ઉપર જ ટીકા કરતાં તે કહે છે કેઃ—"દુર્બળતા અને જુલમથી ઘેરાએલા લોકોને અસત્ય એ એક મોટો આધાર હોય છે."

જુલમી રાજ્યવ્યવસ્થાનું અસ્તિત્વ અથવા અભાવ અને મનુષ્યનાં ખોટાપણાનાં અથવા ખરાપણાનાં વર્તન એમાં જે સંબંધ ઉપર બતાવવામાં આવ્યો છે તેની સત્યતા વિષે ખાતરી થવાને સુધરેલા લોકો તરફ લગાર નજર કરીએ. યૂરોપિયન લોકોમાં અત્યંત જુલમી રાજ્યવ્યવસ્થા કહીએ તો રૂશિયાની છે. ઝારથી માંડીને નાના સિપાઇઓ સુધી સર્વને સખત અમલ બજાવવાની ઈચ્છા હોય છે. અને આ લોકોની ખોટું બોલવાની તો કમાલ છે એ સર્વ પ્રસિદ્ધ છે. ઈજિપ્શિયન લોકોને જુલમી અધિકારીઓના જુલમી અમલની લાંબા કાળ સુધી ટેવ પડવાને લીધે તેમને અંગે લબાડી એટલી બધી પેસી ગઈ છે કે, ખુબી ભરેલી રીતે ખોટું બોલનારો મનુષ્ય લબાડીને ગુણ સમજીને તે વિષે પ્રતિષ્ટા માને છે અને એકાદા કામમાં કોઇને અપયશ આવે તો અમુક માણસને ફસાવ્યો નહિ, અથવા અમુક બાબતમાં ખોટાપણું બરોબર સધાયું નહિ તેથી એવું થયું એવી હમેશાં ટીકા થાય છે. વળી હિંદુ લોકોનું ઉદાહરણ પણ આ ઠેકાણે લેવા જેવું છે. શરૂઆતમાં હિંદુ લોકોનાં જ અવ્યવસ્થિત રાજ્યો હતાં. ત્યાર પછી મુસલમાનના અમલની શરૂઆત થઈ અને તેમના વખતમાં લાંબા કાળ સુધી ગમે તેટલો જુલમ સહન કરવાની લોકોને ટેવ પડી. મુસલમાન પછી ખ્રિસ્તી દેશોના અમલ નીચે હિંદુસ્થાનવાશીઓને રહેવાનું આવ્યું એમાં પણ જુલમ નહતો એમ કહેવાય નહિ. આને લીધે આ દેશના લોકો એટલું ખોટું

બોલનારા થયા છે કે, ન્યાયની કોરટોમાં સોગન ઉપર લીધેલી તેમની સાક્ષી પણ તદ્દન અવિશ્વાસ ભરેલી હોય છે અને તેમને ખોટાપણું કબુલ કરવાની પણ લાજ લાગતી નથી*. કોઈ કોઈ વખત રાજ્ય-

* આપણા હિંદુ લોકો ઉપર સ્પેન્સર સાહેબે જે આરોપ મૂક્યો છે તેમાં થોડીક અતિશયોક્તિ હશે, પરંતુ તેનું મૂળ ખરૂં છે એ સ્પષ્ટવક્તા મનુષ્યે કબુલ કરવું જોઇએ. પાશ્ચાત્ય લોકોનાં વર્તન એક ઘા અને બે કડકા એવા પ્રકારનાં સરલ માર્ગનાં હોય છે. પરંતુ આપણે હમેશાં હળવે રહીને આડે રસ્તે છાનામાના જવાનો પ્રયત્ન કરીએ છીએ. આપણા લોકોમાં પણ કેટલાક હિમ્મતથી ખરૂં બોલનારા લોકો મળી આવે છે અને પાશ્ચાત્યો મધ્યે લબાડ મળી આવે છે. પરંતુ દેશના તમામ સામાન્ય લોકોના સ્વભાવ જોવાને માટે લોકોના સ્વભાવનું સરાસરીનું પ્રમાણ જોવું જોઇએ, અને તે ઉપર કહ્યા પ્રમાણે જ છે. દુર્બળતા, બિકણપણું અને લબાડી એ ત્રણની એક ગાંઠ છે. આપણું દુર્બળપણું સિદ્ધ કરવાને, અનેક સૈકા સુધી આપણે પારકાનો અમલ ચાલવા દીધેલો છે એના કરતાં બીજું પ્રમાણ આપવાની જરૂર નથી. દુર્બળપણું આવ્યું કે બીકણપણું તેની પછાડી હોય જ, અને શૌર્યથી રક્ષણ કરવાનું સામર્થ્ય અંગમાં ન હોય એટલે લબાડીની યોજના મનુષ્ય કરવા માંડે છે. આપણું બીકણપણું અને લબાડી એ આપણા સર્વ પ્રકારના વ્યવહારમાં દેખાઈ આવે છે. રાજ્યકીય વાતમાં ઘણું મન ઘાલવાની આપણને જગા જ નથી. પણ જે થોડીક છે તેમાં પણ આપણું બીકણપણું દેખાઈ આવે છે. વર્તમાનપત્રોને જે સ્વતંત્રતા છે તેનો ખોટો ઉપયોગ કરનારાં ઘણાં છે. આપણા દેશમાં રાજ્યકીય પરતંત્રતા કરતાં સામાજિક અને ધાર્મિક પરતંત્રતા વિશેષ છે. જ્ઞાતિ-

કર્તાના અંગનો ખોટું બોલવાનો સ્વભાવ તેમના સહવાસથી તેમના

બંધન, રૂઢી, અને ધર્મગુરૂની બેડી એટલી બધી મજબુત છે કે વ્યવહારિક અને ધાર્મિક કામોમાં પણ, આપણે કેવળ દુર્બળ અને બીકણ, બની ગયા છીએ અને તેથી ઘણી વખત લબાડીનો આશ્રય લેવો પડે છે. અંગ્રેજી રાજ્યના માયાળુ અમલ નીચે દેશમાં કેળવણી અને સ્વતંત્રતા વધવાને લીધે રૂઢી, જ્ઞાતિ, અને વહેમનાં બંધન દિવસે દિવસે ઢીલાં પડતાં જાય છે તેમ તેમ આપણામાં હિંમત અને સત્યતા વધતી જાય છે. પહેલાં અંગ્રેજી દવા કે સોડાવાટર પીએ તો તે ધર્મભ્રષ્ટ ગણાતું અને જ્ઞાતિ બહાર થવાનો ભય રહેતો; તેથી ઘણા માણસો તેવાં કામ છુપાં કરતા અને તે છુપાવવાને ખોટું બોલતા. હાલ જ્ઞાન વધવાથી એ વહેમ દૂર થયો અને ન્યાત બહાર થવાનો ભય ન રહેવાથી લોકો ખુલ્લી રીતે અંગ્રેજી દવા તથા સોડાવાટર પીએ છે અને તે વિષે ખોટું બોલવાની જરૂર પડતી નથી. જે જ્ઞાતિમાં જમતી વખત ન નહાય તો ન્યાત બહાર રહેવાનો ભય હતો તેમાં ઘણા લોકો ટહાડ વગેરે પ્રસંગે ન નહાતાં ખોટું બોલતા, આવા પ્રસંગ પણ હાલ કમી થયા છે. અમુક મૂર્તિનાં દર્શન કે પૂજા ન કરે અથવા અમુક ધર્મક્રિયા ન કરે તો ધર્મભ્રષ્ટ ગણાતા, ત્યારે લોકોને બતાવવાને ખોટું બોલવાની તથા કરવાની જરૂર પડતી. પરંતુ હાલ પ્રાર્થનાસમાજ, આર્યસમાજ વગેરે ધર્મની ઉન્નતિના યત્ન કરનારા માણસો પ્રસિદ્ધ રીતે પોતાના આચાર વિચારમાં ફેરફાર કરે છે અને તે છતાં તેમનામાં તે વિષે ખરૂં બોલવાની હિંમત વધતી જાય છે. આ ઉપરથી એ સિદ્ધ થાય છે કે ધર્મ, જ્ઞાતિ અને રૂઢીનો જેમના ઉપર જુલમ બહુ હોય છે તેમનામાં દુર્બળતા, બીકણપણું, અને લબાડી વધતી જાય છે અને જેમ જેમ એ જુલમ ઓછો થાય છે તેમ તેમ તે ઓછી થતી જાય છે.

અમલ નીચે રહેનારા લોકોમાં ઉત્પન્ન થયેલો, એવાં પણ ઉદાહરણો ઇતિહાસમાંથી મળી આવે છે. ફ્રાન્સ દેશના છેવટના ફ્યૂડલ કાળ વિષે લખતાં મિચેલેટ કહે છે કેઃ—"વર્ષો વર્ષ ટંકશાળો ઉપરના અધિકારીઓની લબાડીઓ અને ઠગાઇઓ કેવી રીતે વધતી ગઈ એ જોઇએ તો ગમત લાગવા જેવી છે." ફ્રાન્સ દેશમાં હાલ પણ રાજ્યકારભારના કામમાં લબાડી કરવામાં આવે છે પણ તે પહેલાં જેટલી ભયંકર નથી. ઇંગ્રેજ લોકોની સ્થિતિ પણ જુદી નથી. જે વખતે રાજ્યસત્તાનું બંધન મજબુત ન હતું તે વખતે પ્રત્યેક પક્ષના આગેવાન લોકો નિઃશંકપણે વિશ્વાસઘાતનાં વર્તન કરતા હતા. અને ઈલિઝાબેથ રાણીની કારકીર્દીમાં તો આ વાતની હદ વળી હતી. પછી જેમ જેમ રાજ્યસત્તા નિયમિત થતી ગઈ તેમ તેમ રાજકર્તા પુરૂષોનાં વર્તનનું ખોટાપણું કમી થવા લાગ્યું.

આ સર્વ વાત ઉપરથી એટલું લક્ષમાં આવશે કે, યુદ્ધની હાલચાલ અને અસત્ય, તથા શાંતતા ને સત્ય, એમની વચ્ચે જે સંબંધ કહેવામાં આવ્યો, તે યુદ્ધને અંગે અસત્ય ઉત્પન્ન કરવાનો અથવા શાંતતાને અંગે સત્ય ઉત્પન્ન કરવાનો સ્વાભાવિક ગુણ હોવાને લીધે અસ્તિત્વમાં આવેલો નથી. તેવો સંબંધ ઉત્પન્ન હોવાનું કારણ એટલું જ કે, જે લોકોમાં હમેશાં યુદ્ધની હાલચાલ હોય છે તેમની સમાજઘટનામાં જુલમી વ્યવસ્થાને પુષ્કળ અવકાશ મળે છે; અને જ્યાં તે હાલચાલનો અભાવ હોય છે ત્યાંના લોકોની સમાજઘટનામાં જુલમનો પ્રવેશ તેટલો થતો નથી. પહેલા પ્રકારની સ્થિતિમાં પ્રવર્તકનીતિની દ્રષ્ટિએ ખોટું બોલવું ઘણું કે બિલકુલ તિરસ્કાર ભરેલું ગણાતું નથી. એવું વર્તન કરનારા મનુષ્યોનો લોકોને તિરસ્કાર આવતો નથી. પરંતુ બીજા પ્રકારની સ્થિતિમાં પ્રવર્તકનીતિની તેમ જ શુદ્ધ નીતિની પણ દ્રષ્ટિએ અસત્યાચરણ તિરસ્કાર ભરેલું ગણાય છે.

—:o:—

## પ્રકરણ ૧૦ મું.

## આજ્ઞાંકિતપણું.

બે પ્રકારના વર્તનનો આજ્ઞાંકિતપણામાં સમાવેશ થાય છે. એ એ પ્રકારની આવશ્યકતા જે કારણોથી ઉત્પન્ન થાય છે તે કેવળ ભિન્ન છે. એક નિત્યનો છે તે મનુષ્યસ્વભાવની સાથે મળી ગયેલો હોય છે અને બીજો પરિસ્થિતિ પ્રમાણે વારંવાર બદલનારો હોઇને તે મનુષ્યસ્વભાવ સાથે તેટલો મળી ગયેલો નથી. માબાપની આજ્ઞા પાળવી અને દેશના કાયદા પાળવા એ ઉપર કહેલાં બે પ્રકારનાં વર્તન છે. જે પ્રમાણે બન્નેનો એક જ નામમાં સમાવેશ થાય છે તે જ પ્રમાણે બન્ને મળીને એક જ સદ્ગુણ માનવામાં આવે છે. ઘણાએકની સાધારણ સમજ એવી હોય છે કે, પહેલા પ્રકારનું આજ્ઞાંકિતપણું જેટલું પ્રસંશા કરવા લાયક છે તેટલું જ બીજા પ્રકારનું પણ છે. આ બન્ને વિષે વિચાર કરતાં એક વાત હમેશાં લક્ષમાં રાખવી જોઇએ. તે એ કે, છોકરાંએ માબાપની આજ્ઞા પાળવાની આવશ્યકતા એકંદર જીવસૃષ્ટિમાં જે વ્યવસ્થા દેખાઈ આવે છે તેને અનુસરીને ઉત્પન્ન થયેલી છે. કોઈ પણ કાળે અને કોઈ પણ સ્થિતિમાં માબાપની આજ્ઞાં છોકરાએ પાળવી જરૂરની છે; તેવી વાત પ્રજાએ સરકારનો હુકમ પાળવા સંબંધમાં નથી. એક વિશેષ માર્ગે મનુષ્યનો સુધારો થવાને લીધે આ આવશ્યકતા ઉત્પન્ન થઈ છે અને જેના વગર ચાલે નહિ એવી તે વાત નથી. પરંતુ કંઈ વિશેષ સ્થિતિમાં માત્ર તે ઇષ્ટ છે.

કૌટુંબિક સમાજઘટનામાં આજ્ઞાંકિતપણાના બન્ને પ્રકારનું મૂળ એક જ હોય છે એ ખરૂં, પણ કૌટુંબિક સમાજઘટના બધે ચાલે તેવી નથી. સર હેનરી મેનનું મત તે સાર્વત્રિક હોવી જોઇએ

એવું છે, પણ તે ભૂલ ભરેલું છે. પ્રાથમિક સ્થિતિના મોટા કુટુંબોની વ્યવસ્થા કુટુંબના મુખ્યના તંત્રથી ચાલતી હતી અને તે કુટુંબના મુખ્યને મહત્પિતા (પેટ્રિઆર્ક) એવું નામ આપ્યું છે. તે વેળાનું એક એક કુટુંબ એટલે એક નાની સમાજ જ થાય. આ નાની સમાજમાં અથવા મહત્ કુટુંબમાં ઘણાં નાનાંનાનાં કુટુંબો થતાં નાનાં કુટુંબના મુખ્યને પિતા (પેટર) એવી સંજ્ઞા હતી. સમાજનો વિસ્તાર જે ક્રમથી થયેલો જણાય છે તે જ ક્રમથી આજ્ઞાંકિતપણાની કલ્પનાનો પણ વિસ્તાર થતો ગયો છે. નાની ઉમ્મરનાં છોકરાંએ માબાપની આજ્ઞા પાળવી આ આજ્ઞાંકિતપણાના મૂળ સ્વરૂપમાં થોડો ફેરફાર થઇને ઉમ્મરે પહોચેલા મનુષ્યો પણ નાના કુટુંબના મુખ્યની એટલે પિતાની આજ્ઞા પાળવા લાગે છે અને તે જ સ્વરૂપનો વળી થોડો વિસ્તાર થઇને મહત્ કુટુંબનાં સર્વે મનુષ્યો મહત્પિતાની આજ્ઞા પાળવા લાગે છે; પછી સોઇને વાસ્તે અને મહત્કુટુંબો અથવા અલ્પસમાજ એકઠાં રહેવા માંડે છે અને એવી રીતે મહત્ સમાજ અથવા દેશ બને છે. આ દેશની વ્યવસ્થા દેશાધિપતિ કરે છે અને તેની આજ્ઞા સર્વને પાળવી પડે છે. ઘણીખરી સમાજોની આવી રીતે ઉત્ક્રાંતિ થતી ગઈ હશે, પરંતુ હાલની સુધરેલી સમાજોમાં આ પૂર્વેનો સંબંધ નષ્ટ થઈ ગયો છે; અને આજ્ઞાંકિતપણાના બંને પ્રકારમાં હવે કંઈ સંબંધ રહ્યો નથી. તોપણ બંને પ્રકારો વિષેની સમજૂતિ સરખી જ હોવાને લીધે તેને ઉત્તેજન આપનારા મનોવિકાર પણ સરખા જ હોય છે અને બંનેમાં ફેરફાર પણ ઘણુંકરીને એકદમ થાય છે.

હવે પ્રત્યક્ષ ઉદાહરણો લેઇને ચારે તરફ શી સ્થિતિ દેખાય છે તે જોતાં પ્રથમ છોકરાંએ માબાપની આજ્ઞામાં રહેવા સંબંધી વસ્તુ-

સ્થિતિ કેવી છે તે તપાસીએ; અને પછી પ્રજાએ સરકારની આજ્ઞામાં રહેવા સંબંધીની વાત તરફ લક્ષ દઇશું.

મનુષ્યની પ્રથમાવસ્થામાં સમાજનો અધિપતિ ન હોવાને લીધે રાજા અને પ્રજા આ સંબંધ જ ઉત્પન્ન થતો નથી. પાસે પાસે રહેનારાં અનેક કુટુંબો પણ સ્વતંત્ર રીતે રહેતાં. આવી સ્થિતિમાં બીજા પ્રકારના આજ્ઞાંકિતપણાનું અસ્તિત્વ જ નથી હોતું અને પહેલા પ્રકારના આજ્ઞાંકિતપણાની સીમા પણ એટલી સંકુચિત હોય છે કે, મનુષ્યનું કુટુંબ મનુષ્ય સિવાયનાં બીજાં પ્રાણીઓના કુટુંબ સરખું જ હોય છે. એટલે એક તરફ માબાપનાં કર્ત્તવ્ય ઘણાં મર્યાદિત હોવાને લીધે તેમના ઉપરની જવાબદારી જલદીથી નાશ થાય છે અને બીજી તરફ છોકરાં પણ જલદીથી કરતાંકારવતાં થઇને માબાપની ઉપર અવલંબીને ન રહેતાં સ્વતંત્રપણે પોતાનો નિર્વાહ કરવા લાગે છે.

અમેરિકા ખંડના મૂળના લોકોમાં આવાં દૃષ્ટાંતો જડી આવે છે. આરકેનિયન લોકો પોતાના દીકરાઓને કદી શિક્ષા કરતા નથી. તેમને મારવા એ તેઓ નીચપણાનું કામ સમજે છે; અને તેને લીધે મનુષ્યો બીકણ થઇને શૂરા સિપાઇઓના કામને અયોગ્ય થાય છે એમ તેમને લાગે છે. અરાવક લોકો પણ અપત્યપ્રેમને લીધે છોકરાંની સાથે નરમાશથી વર્તે છે. છોકરો બાપને ગમે તેટલો ત્રાસ આપે અથવા તેનું અપમાન કરે તોપણ એ બધું તે મુંગેમોંએ સહન કરે છે, પરંતુ છોકરાને શિક્ષા કરવાનું તેના મનમાં આવતું નથી. ડકોટ જાતના છોકરા સંબંધી નીચેની હકીકત વાંચવામાં આવે છે:—

"દશ કે બાર વર્ષનો છોકરો થયો એટલે તેને ઘરના વડિલ માણસના દાબમાંથી મુક્ત થવું એમ લાગે છે, અને પ્રસંગે બાપ

ઉપર હાથ ચલાવવાને તે આઘુંપાછું જોતો નથી. છોકરાના હાથનો માર ખાનાર બાપને પણ તે કૌતક જ લાગે છે અને તે લાગલો જ જે ભાગ ઉપર માર પડ્યો હોય તે ભાગ ચાંપતો ચાંપતો પોતાના પાડોશીની પાસે જાય છે અને પોતાના છોકરાના પરાક્રમનું વર્ણન કરે છે તથા આવા પ્રતાપી છોકરાને જન્મ આપ્યા બદલ પોતાને ધન્ય માની લે છે. ”

**જુના મહાદ્વીપમાં** પણ આવાં ઉદાહરણો મળી આવે છે. **પૂર્વ આફ્રિકાના** લોકો વિષે **બર્ટન** કહે છે કેઃ—

“ છોકરો ઉમ્મરે પહોચ્યો એટલે જંગલી જનાવરો પ્રમાણે બાપને છોકરો એ એક બીજાના શત્રુ બને છે. ” તે જ પ્રમાણે **બેડુઈન** લોકોના સ્વભાવ વિષે લખતાં અને માબાપ તથા છોકરાં એમની વચ્ચે હમેશાં ચાલનારા ટંટા ઉપર ટીકા કરતાં **બર્ખાર્ટ** કહે છે કે, ‘બાપનું છોકરાને શિક્ષણ જ તેવા પ્રકારનું હોય છે. તેમને સભ્યપણાની રીતિ શીખવવાને બદલે જે પરકીય મનુષ્યો પોતાને ઘેર આવે તેમને કાંકરા મારીને અથવા તેમની જોડે ધીંગામસ્તી કરીને તેમને હાંકી કહાડવાં એવું માબાપ છોકરાને શીખવે છે.’ તે જ ગ્રંથકાર વળી એક ઠેકાણે કહે છે કેઃ—

“ છોકરો જરા મોટો થઈને તેને તાકાત આવવા લાગે અને પોતાને વાસ્તે જુદું ઘર વગેરે પોતાની સર્વ જવાબદારી સંભાળવાનું સામર્થ્ય પોતાને અંગે આવે, એટલે તે લાગલો જ બાપની તાબેદારીમાંથી બહાર પડે છે. પછી તે કોઇનો પણ હુકમ કે ઉપદેશ માનતો નથી. હમેશાં પોતાના જ તંત્રથી ચાલે છે. માબાપની આજ્ઞા ભંગ કરવાની પ્રવૃત્તિ જે ઠેકાણે જણાય છે તે જ ઠેકાણે કદી માબાપના ઘડપણમાં હાલ કરીને તેમની સાથે નિર્દયતાથી વર્તવાની

પ્રવૃત્તિ પણ દેખાઈ આવે છે. ચિપેવાના લોકો મનુષ્ય વૃદ્ધ થાય એટલે તેનો અનાદર કરે છે અને તેને ગમે તેવું અપમાન આપે છે. કામશ્ચાટકાના લોકો તો માબાપ પોતાને બોજા રૂપ લાગવા માંડે એટલે તેમને એકદમ મારી નાંખે છે અને વિશેષ વાત એ છે કે, તેવું કરવું એ પુત્રધર્મની વિરૂદ્ધ છે એમ તેમને લાગતું નથી."

બાપ કરતાં માનો અનાદર વધારે થાય છે. કોઈ પણ સમાજમાં સ્ત્રીઓ પુરૂષો કરતાં ઘણી જ નીચી પાયરીની ગણાય છે; અને પ્રાથમિક સ્થિતિમાં તો સ્ત્રીઓની યોગ્યતા ચાકરોની અથવા ગુલામોની યોગ્યતા કરતાં વધારે ગણાતી નથી. આ તેમની દાસપણાની સ્થિતિને લીધે તેમના વિષે તિરસ્કાર ઉત્પન્ન થાય છે. ડકોટ લોકોમાં છોકરો મા પાસે પોતાનાં સઘળાં કામ કરાવી લે છે અને તેવું કરવા વિષે બાપ પાસેથી તેને શિક્ષણ જ મળે છે. ફિજિયન લોકોમાં નાના છોકરાને પહેલ વહેલો માને માર મારવાનો પાઠ શિખવવામાં આવે છે. અને આ કામમાં જો કદાચિત તેના તરફથી ગફલત થાય તો પોતાનો છોકરો અગાડી બીકણ નીપજશે એવું બાપને ભય લાગે છે. હોટેંટાટ લોકોમાં છોકરો મોટો થાય અને તેની પ્રૌઢ મનુષ્યમાં ગણતી થવા માંડે એટલે "તે ગમે ત્યારે પોતાની માનું અપમાન કરે તોપણ તે બદલ તેને કોઈ દોષ દેતું નથી. તેની મરજીમાં આવે તો કેવળ પોતાની ગમતને માટે તેને માર પણ મારે; પરંતુ તે બદલ તેને કોઈ એક શબ્દ પણ કહેવાનું નહિ. અને તેને લીધે મનુષ્યની કિંમત કમી ન થતાં ઉલટી વધે છે. આવાં કૃત્યો હિમ્મતનાં ને શૌર્યનાં લક્ષણ તરીકે ગણાય છે." ઝૂલૂ લોકોના દીકરા સંબંધી ટામસન લખે છે કેઃ—

"આ ઠેકાણે મોટા ખેદની વાત એ છે કે, ઝૂલૂ લોકોના દીકરા મોટા થતા પહેલાં જ તેને કાયદાથી એક ભયંકર અધિકાર મળે

છે. તેમની માતાઓ જો કદાપિ તેમને મારવાનો યત્ન કરેતો તેઓ તરત તેમનું ખુન કરે તોપણ તે કરવાની કાયદાની પરવાનગી હોય છે." વળી કારેન લોકો વિષે મેસન કહે છે કે:—

"કેટલીક વાર એવું બને છે કે, મા છોકરાને વારંવાર મન દુ-ખાય એવું બોલીને ત્રાસ આપે છે. પછી તેમાંનો એકાદ છોકરો કંટાળીને કહે છે કે:—'મારી મા અતિશય બડબડ કરે છે તે મરતા સૂધી મને સુખ થવાનું નથી. પાંચ રૂપિયા કરતાં તેની કિંમત વધારે આવે નહિ તોપણ ફિકર નહિ પરંતુ હું તેને વેચી નાંખીશ.' એટ-લું બોલીને જ તે રહેતો નથી પણ લાગલો જ તેને વેચી નાંખે છે."

ઉપરનાં ઉદાહરણોમાં દેખાઈ આવતું નિર્દયપણું બે વાતોને લીધે ઉત્પન્ન થયેલું છે. એક, છોકરાંમાં આજ્ઞાંકિતપણાનો અભાવ અને બીજું, કનિષ્ટ પ્રકારની સામાજીક સ્થિતિ. તથાપિ આ સંબંધ પ્રાથમિક સ્થિતિમાંની સર્વે સમાજોમાં દેખાતો નથી. એસ્કિવમો લોકો વિષે પહેલાં કહેવામાં આવ્યું છે કે, માબાપની છોકરાં ઉપર મમતા ઘણી હોય છે અને છોકરાં પણ ઘણુંકરીને માબાપની આજ્ઞા વિરૂદ્ધ વર્તતાં નથી. આને લીધે છોકરાંને શારીરિક શિક્ષા કરવાના પ્રસંગ પણ કદી આવતા નથી. આ ઉપરથી એમ દેખાય છે કે, છેક કનિષ્ટ પ્રતિની સામાજિક સ્થિતિમાં છોકરાંમાં પિતાની આજ્ઞા પાળવાનો ગુણ હોય કે ન હોય એ બંને વાતો સંભવિત છે. પરંતુ જે લોકોને યુદ્ધ કરવાની ટેવ હોય અને તેમનાં છોકરાંમાં આજ્ઞાંકિતપણાનો અભાવ હોય તે લોકોમાં ઉન્નત પ્રકારની સમાજઘટનાને જે અન્યોઅન્ય આકર્ષણ જોઇએ તે ઉત્પન્ન થવાનો સંભવ નથી.

અનેક સ્થિતિની સમાજોમાં આથી ઉલટો સંબંધ દેખાઈ આવે છે. તે ઉપરથી અપ્રત્યક્ષ રીતે આ વાતની સિદ્ધતા થાય છે.

સેમિટિક શાખાના ભટકતા ફરનારા લોકોનાં ઉપર ઉદાહરણો આપેલાં છે તેમાંના લોકોની, તે જ શાખાની પ્રથમ ભટકતી ફરનારી પરંતુ પછીથી વ્યવસ્થિત સમાજ કરીને રહેવાને લીધે રાષ્ટ્રત્વ પામેલા લોકોની સાથે તુલના કરતાં તેમનામાં ઉઘાડો વિરોધ દેખાઈ આવે છે. એ બે પૈકી પહેલા લોકોનાં છોકરાંમાં આજ્ઞાંકિતપણાનો ઘણો-ખરો અભાવ હોય છે, પરંતુ બીજા લોકોનાં છોકરાંમાં આ ગુણ ઘણે અંશે દેખાઈ આવે છે. હીબ્રૂ લોકોમાં કુટુંબનાયકને દેહાન્ત શિક્ષા સુધી શિક્ષા કરવાનો અધિકાર હતો. તેમની જે દશ આજ્ઞાઓ છે તેમાં 'ઇશ્વરની આજ્ઞા પાળવી' એની લગોલગ જ 'માબાપનું સન્માન રાખવું' એ આજ્ઞા છે. લેવિટીકસ નામના પુસ્તકમાં દેવની નિંદા કરવાને માટે જેવું શિક્ષાનું ભય ઘાલેલું છે તેવું જ માબાપને ગાળો દેવા માટે પણ શિક્ષાનું ભય બતાવેલું છે. ડ્યૂટરાનમી નામના પુસ્ત-કમાં સ્પષ્ટ કહ્યું છે કે, માબાપની સામે થનાર છોકરાનો ભર વસ્તી-વાળા રસ્તામાં પથરા મારીને જીવ લેવો. આસીરિયન લોકો એ સેમિ-ટિક શાખાના જ એક ભાગથી ઉત્પન્ન થયેલા છતાં, તેમનામાં જુલમી સમાજવ્યવસ્થા ઉત્પન્ન થઇ હતી. તે વિષે નીચે પ્રમાણે વાંચ-વામાં આવે છે કેઃ—

"કુટુંબમાં બાપની સત્તા નિરંકુશ હતી. છોકરાં જો બાપને છોડી દે તો તે ગુલામ તરીકે વેચવામાં આવતાં અને જો માને છોડી દે તો તે બંડખોર સમજવામાં આવતાં." હિંદુ લોકોમાં વાર્ષિક શ્રાદ્ધ-પક્ષ કરીને પિતૃને પિંડ આપવાની અને હમેશાં પિતૃતર્પણ કરવાની જે રીત છે તે ઉપરથી તેમની પિતૃભક્તિ સ્પષ્ટ જણાય છે. પ્રાચીન કાળમાં જીવતાં પણ વિલક્ષણ પિતૃભક્તિ બતાવવામાં આવતી. રામનું વનવાસ જવું એ પિતૃભક્તિનું ઉત્કૃષ્ટ ઉદાહરણ છે. કઠો-પનિષદ્‌માં પિતૃભક્તિ સંબંધી નીચેની કથા આપી છેઃ—

## ગદ્યપદ્યાત્મક.

उशन् ह वै । वाजश्रवसः सर्ववेदसन्ददौ । तस्य ह नचिकेता नाम पुत्र आस । तं ह कुमारं सन्तं दक्षिणासु नीयमानासु श्रद्धाऽऽविवेश सोमन्यत ।

पितोदका जग्धतृणा दुग्धदोहा निरिंद्रियाः ।
अनन्दा नाम ते लोकास्तान् सगच्छति ता ददत् ॥

सहोवाच पितरं तात कस्मै मां दास्यतीति । द्वितीयं तृतीयन्तं । होवाच मृत्यवे त्वा ददामीति ।

बहुनामेमि प्रथमो बहुनामेमि मध्यमः ।
किंस्विद्यमस्य कर्त्तव्यं यन्मयाद्य करिष्यति ॥
अनुपश्य यथा पूर्वे प्रतिपश्य तथा परे ।
सस्यमिव मर्त्यः पच्यते सस्यमिव जायते पुनः॥

અધ્યાય ૧ લો.

## મતલબ.

સ્વર્ગ પ્રાપ્તિના ઉદ્દેશથી **વાજ**સ્ત્રવાના પુત્ર ઉદ્દાલક એણે યજ્ઞને પ્રસંગે પોતાની પાસે હતું તે સર્વ દાન કર્યું. તે ઉદ્દાલકને **નચિ**કેતસ નામે એક દીકરો હતો. ઋષિઓ દક્ષિણા લેઇને જતા હતા ત્યારે ઋષિપુત્રના મનમાં શ્રદ્ધા ઉત્પન્ન થઈ. તે નાની ઉમ્મરનો જ હતો છતાં તેના મનમાં વિચાર આવ્યો કે, ‘વિહાય નહિ એવી ગાયોનું દાન કરનારાને ઉત્તમ લોકની પ્રાપ્તિ થતી નથી.’ માટે (પિતાએ સર્વસ્વ દાન કરેલું છે એ વાત મનમાં આણીને) તે બાપ આગળ બોલ્યો કે:—“હે પિતા! મારો

દેહ કોને દાનમાં આપશો ?" પિતાએ કંઈ ઉત્તર આપ્યો નહિ ત્યારે તેણે તે જ પ્રશ્ન બે ત્રણ વખત પૂછ્યો. ત્યારે પિતાએ (ગુસ્સાથી) તેને કહ્યું, 'હું તને યમને સ્વાધીન કરૂંછું.' (બાપે સરવસ્વ દાન કરવાનો સંકલ્પ કર્યો હતો માટે તેણે મારૂં પણ કોઇને દાન કરવું જોઇએ એવું મનમાં આણીને છોકરાએ પ્રશ્ન પૂછ્યો હતો. અને કોઇ પણ ઋષિને સ્વાધીન પોતાને કરશે એવું તેને લાગતું હતું. પરંતુ બાપના મનમાં પહેલાં તે કલ્પના આવી જ ન હતી; એટલા માટે છોકરાએ પ્રશ્ન કરવાની સાથે તે (બાપ) ઘુચવાયો અને ફરી ફરીને તે જ પ્રશ્ન સાંભળીને ત્રાસ આવ્યો અને તેથી તેણે ગુસ્સે થઈ ઉત્તર આપ્યો.) બાપના મોંમાંથી નીકળેલો શબ્દ ખરો કરવો જોઇએ એમ મનમાં આણીને તે બોલ્યો, 'હવે પછી જે મૃત્યુપથે જવાનું છે તેના પહેલાં હું જાઉંછું અને હાલ જે તે રસ્તે જાય છે તેમની સાથે હું જાઉંછું. યમને મારે વિષે જે કરવાનું હશે તે કરશે.' પછી (બાપને શોક ઉત્પન્ન થયો છે એમ જોઇને તેનું સમાધાન કરવા સારૂ) તે બોલ્યો:—"પહેલાં જે લોકો થઈ ગયા તેમનું પરિણામ શું થયું તે જુઓ અને હવે પછી થનારા જે લોકો છે તેમનું પરિણામ શું થશે તેનો વિચાર કરો. ધાન્ય પ્રમાણે મનુષ્ય પક્વ (ઘરડું) થાય છે અને ફરીને જન્મે છે. *

---

* પછી નચિકેતસ યમને ઘેર ગયો અને ત્યાં તેના ઉપર યમરાજા પ્રસન્ન થયા તેથી તેણે તેને ત્રણ વરદાન માગવાનું કહ્યું વગેરે ઘણી કથા છે.

'પિતોદકા' આ શ્લોકનો સંબંધ બરાબર બેસતો નથી. પિતાએ જે ગાયોનું દાન કર્યું હતું તે ઘણીખરી નિરૂપયોગી થયેલી હતી માટે પિતાને ઉત્તમ ગતિ પ્રાપ્ત થવાની નથી એમ તેને લાગ્યું

ચિના લોકોમાં પણ પિતૃભક્તિ ઓછી નથી. ઐતિહાસિક કાળના આરંભથી તે સાંપ્રત કાળ સૂધી તે એક સરખી દેખાઈ આવે છે. તે લોકોમાં પિતરોની પૂજા કરવાનો ચાલ છે અને પિતરોને નિયમિત વખતે અન્ન વસ્ત્રાદિ આપ્યાં તો તે તેમને પહોચે છે એવી તેમની સમજૂતિ છે. આ સ્વર્ગસ્થ પિતરોની વાત થઈ. માબાપના જીવતાં પણ છોકરાં તેમનું કેવળ અર્ધું વચન ઉપાડી લે છે. કન્ફ્યુશિઅસ કહે છે કેઃ—પિતૃભક્તિ અને મોટા ભાઇની આજ્ઞા પાળવી એ સર્વ સારા માણસના કૃત્યનો ઉગમ કરનારાં શું નથી ?" ચિના લોકોની એક ઘણી જૂની કહેવત છે કેઃ— "સો સદ્ગુણોમાં પિતૃભક્તિ એ સર્વોત્કૃષ્ટ સદ્ગુણ છે." ઈજીપ્શિયન લોકોમાં પણ એવો જ પ્રકાર જણાતો હતો. આ મોટી સમાજની પરંપરા ઘણા જ પ્રાચીન કાળ સૂધી પહોચાડી શકાય છે. ટાહોટેપ નામે જે તેમનો મોટો નીતિકાર થઈ ગયો તેના મત પ્રમાણે નીતિનો સર્વ સાર આજ્ઞાંકિતપણામાં છે અને આ આજ્ઞાંકિતપણાના અનેક પ્રકારના ઉદય પિતાની આજ્ઞા પાળવામાં છે. તે જ પ્રમાણે જે લોકોનાં નાનાં નાનાં ટોળાં એકત્ર થઇને પહેલાંનો એક નાનો સરખો દેશ બન્યો અને જે ટોળાં આગળ જતાં સઘળા યૂરોપ ખંડ ઉપર અને એશિયા તથા આફ્રિકા એ ખંડોના પણ કંઈ ભાગ ઉપર પસર્યાં તે લોકોમાં પણ આજ્ઞાંકિતપણું ઓછું ન હતું. એ લોકોનો ઉદય થવા લાગ્યો ત્યારથી ઘણા કાળ સૂધી છોકરાઓ બાપના પૂર્ણ રીતે

---

હશે અને પોતાનું દાન કરાવીને તેને સદ્ગતિ પ્રાપ્ત કરાવવી એવો વિચાર તેના મનમાં આવ્યો હશે.

આ જ વાત તૈત્તિરિય બ્રાહ્મણમાં લગારેક જુદા સ્વરૂપમાં આપેલી છે.

તાબામાં હતા. ચિના લોકો કરતાં પણ આ રોમન લોકોમાં છોકરા ઉપર બાપનો કાબુ વધારે હતો. કારણ, જો કે ચિના લોકોમાં પ્રાચીન કાળથી સાંપ્રતકાળ સૂધી માબાપને બાળવધ કરવાનો હક છે અને તેઓ પોતાનાં છોકરાં, ચાકર અથવા ગુલામ તરીકે વેચી પણ શકે છે, અને આનું સ્વાભાવિક પરિણામ એવું થાય છે કે, મોટાં છોકરાંથી પણ પોતાનાં માબાપની રજા સિવાય કંઈ પણ થઈ શકતું નથી અને તેમણે પોતાના પરાક્રમથી કંઈ માલમતા પેદા કરી હોય તો તેના ઉપર માબાપનો હક પહોચે છે. તોપણ રોમન લોકો પ્રમાણે ચિના લોકોમાં મોટી ઉમ્મરનાં છોકરાંનું પણ જીવતર માબાપના હાથમાં હોય એવું કોઇ ઠેકાણે વાંચવામાં આવતું નથી. માબાપના હાથમાં આટલી ભયંકર સત્તા હોય એટલે છોકરાં પણ તેમના બિલકુલ કહ્યામાં રહે એ સ્વાભાવિક જ છે. રાજકર્તા રોમન લોકોની આ સ્થિતિનું પરિણામ સઘળા યૂરોપ ખંડમાં થયું. રોમન કાળ પછીના યૂરોપના ઇતિહાસમાં બાપનો છોકરા ઉપરનો અધિકાર અને છોકરાનું આજ્ઞાંકિતપણું એ જો કે, ફરીને તેટલી હદ સૂધી પહોચેલાં નથી, તોપણ છેક આધુનિક કાળ સૂધી પિતા–પુત્રના વર્તનમાં પહેલાંના સંબંધની અસર જણાઈ આવતી હતી.

આ અનેક ઉદાહરણો ઉપરથી એવું દેખાઇ આવશે કે, જે લોકો વીખરાએલા ન રહેતાં દિવસે દિવસે એકઠા રહેવા લાગ્યા અને જેમને સામાજિક ઉન્નતિને લીધે હળવે હળવે રાષ્ટ્રત્વ આવવા લાગ્યું તે લોકોમાં પિતાની આજ્ઞા પાળવાનો ગુણ રહેતો હતો અને તે આખર સૂધી જો કે, તેટલો કાયમ રહ્યો નહતો તોપણ પ્રારંભમાં તેનું માન ઘણું જ મોટું હતું.

રાજાની આજ્ઞા પાળવાનો ગુણ મનુષ્યોમાં ઓછા વધતા પ્રમાણમાં ઉત્પન્ન થાય, એ ઘણુંકરીને આસપાસની પ્રતિકૂળ અથવા અનુકૂળ સ્થિતિપર અવલંબીને રહે છે. લોકોના રહેઠાણનું સ્વાભાવિક સ્વરૂપ એવા પ્રકારનું હોય છે કે, ત્યાં મોટા પ્રમાણમાં જુલમ કરી શકાય નહિ, તો તે ઠેકાણે મોટી મોટી સમાજો કરીને રહેવા તરફ મનુષ્યની પ્રવૃત્તિ થતી નથી. પાક વગરની જમીનના વિસ્તીર્ણ મેદાનમાં રહેનારા લોકોની આવી સ્થિતિ હોય છે. તેઓ છૂટા છૂટા રહીને ભક્ષને માટે ચો તરફ ફરતા રહે છે. ઘણું થાય તો નાની નાની ટોળીઓ કરીને ફરતા ફરે છે; પરંતુ એ ઉપરાંત તેમનાથી કંઈ થતું નથી. તે જ પ્રમાણે ડુંગરોની ઉંચી હારોને લીધે જ્યાં પાડોશના લોકોથી પણ એક બીજા સાથે સંબંધ રાખી શકાતો નથી, ત્યાં પણ મનુષ્યનો મોટો સમાજ બનવો શક્ય નથી. આવા પ્રકારની પરિસ્થિતિ હોય તો સમાજની વૃદ્ધિ ઘણુંકરીને મહદ્ કુટુંબ સુધી પહોચે છે, અને કુટુંબનાયકની ( મહદ્ પિતાની ) દેખરેખ નીચે તે અલ્પ સમાજની વ્યવસ્થા ચાલે છે અને તેના હુકમમાં રહેવાની લોકોને ટેવ પડે છે. **ખોંડ** લોકોમાં આ પ્રકાર દેખાઈ આવે છે. "આ લોકોનાં સર્વ ટોળાંમાં કુટુંબાધિપતિને મોટું માન મળે છે. તેમનામાં એવી એક કહેવત જ પડી ગઈ છે કે, 'મનુષ્યનો બાપ એટલે તેનો આ લોકનો દેવ.' તેમની સમાજની વ્યવસ્થા કૌટુંબીક પદ્ધતિપર છે અને કુટુંબાધિપતિનો તેના કુટુંબનાં મનુષ્યો ઉપર પૂર્ણ અધિકાર હોય છે. કોઇ પણ પ્રસંગે તેની આજ્ઞા તોડવી એ ગુન્હો ગણાય છે."

આવા જ પ્રકારની સ્થિતિ **ભિલ્લ** નામના લોકોમાં છે. એ લોકો ડુંગરી પ્રદેશમાં રહેનારા છે અને તેમની ટોળીઓના મુખ્ય સરદારો હોય છે તેમનો થોડોક અમલ સહન કરવાની તેમને ટેવ પડેલી હોય

છે. પરંતુ કુટુંબાધિપતિ ઉપર માત્ર તેમની અત્યંત નિષ્ઠા હોય છે. તે કુટુંબાધિપતિને ( પેટ્રિઆર્કને ) 'ટર્વી' એ નામ આપે છે. તે વિષે એક ગ્રંથકાર કહે છે કે:—

"આ મૂર્ખ લોકો ઉપર તેમના કુટુંબાધિપતિનું ( પેટ્રિઆર્કનું ) એટલું વજન હોય છે કે, ગમે એટલા પ્રાણસંકટમાં આવી પડે તોપણ તેનો વિશ્વાસઘાત કરવા પ્રવૃત્ત થનાર નહિ."

"ટર્વીએ પોતાની ઇચ્છા માત્ર દેખાડવી જોઇએ. પછી બીજાનો જીવ લેવાનો પ્રસંગ હોય અથવા પોતાનો જીવ આપવાનો હોય તે બન્નેની કિંમત તેમને સરખી જ લાગે છે અને તે બન્ને વિષે પણ તેમની સરખી જ તત્પરતા હોય છે."

આવી રીતે પિતૃભક્તિના ક્ષેત્રનો વિસ્તાર થઇને આસપાસની સ્થિતિ અનુકૂળ હોય તો કાળે કરીને લોકોમાં રાજનિષ્ઠા ઉત્પન્ન થવી શકય છે. અને વિશેષે કરીને જે ઠેકાણે યુદ્ધના કામમાં ઐકયતાથી કામ કરવાની જરૂરીઆત ઉત્પન્ન થાય તે ઠેકાણે તો તેવો અધિક સંભવ હોય છે. પાલાસ કહે છે કે, કાલમક લોકોમાં રાજનિષ્ઠા પુષ્કળ દેખાઈ આવે છે અને તે માબાપનું સન્માન રાખે છે તથા તેમની આજ્ઞા પ્રમાણે ચાલે છે. કારેન લોકોમાં સેગા નામનો એક પેટા વિભાગ છે તેમાંના લોકો બીજા કારેન લોકોથી કેવળ ભિન્ન છે.

"તેમના વૃદ્ધ ઉપદેશક કહે છે કે, 'છોકરાંઓ અને છોકરાંનાં છોકરાંઓ! તમે પોતાનાં માબાપનું સન્માન રાખો અને તેમને પૂજ્ય માનો'...'છોકરાંઓ અને છોકરાંનાં છોકરાંઓ! તમે પોતાના રાજાની આજ્ઞા પાળો. કારણ પહેલાંના રાજાઓ ઇશ્વરની આજ્ઞા પાળતા હતા.'"

પરંતુ આજ્ઞાંકિતપણાના બન્ને પ્રકારનો જે એકત્ર મેળાપ દેખાઈ આવે છે તે વિશેષે કરીને પ્રાથમિક સ્થિતિની જે સમાજોનો પુષ્કળ વિ-

સ્તાર થયો છે તેમાં દેખાઈ આવે છે. **ચિના** લોકોમાં પહેલો પ્રકાર શિખરે પહોચ્યો છે તે પ્રથમ કહેવામાં આવ્યું જ છે. તે લોકોમાં બન્ને પ્રકારની સંકલના થયેલી જણાઈ આવે છે. **ઝીહી** આ નીતિકારે કહેલું છે કેઃ—"પોતાના માબાપની સેવા કરવા વાસ્તે જે મનુષ્ય પોતાનું સર્વ સામર્થ્ય વાપરે છે અને પોતાના રાજાની સેવામાં જે પોતાનું સઘળું આયુષ્ય ગાળે છે તે મનુષ્યનું વર્તન સ્તુતિપાત્ર સમજવું." આ ઠેકાણે આજ્ઞાંકિતપણાના બન્ને પ્રકારોના એકત્ર ઉલ્લેખ કરવામાં તેમની વચ્ચેનો નજીકનો સંબંધ દર્શાવ્યો છે. કન્ફ્યૂશિઅસનું પિતાની આજ્ઞા પાળવાની આવશ્યકતા વિષે વચન પહેલાં આપેલું જ છે. તેનો રાજનિષ્ઠા વિષેનો મત તેની પોતાની વર્તણુક ઉપરથી જણાઈ આવે છે. "તેને એકવાર રાજાના સિંહાસન પાસે થઈને જવાનો પ્રસંગ આવ્યો હતો, તે વેળા તે સિંહાસન જો કે ખાલી હતું તોપણ લાગલો જ તેનો ચહેરો બદલાયો, પગ થરથરવા લાગ્યા અને બોલતાં જીભ અચકવા લાગી, એટલો બધો તે ગભરાઈ ગયો." **ચિન** દેશના બધાએ નીતિકાર આવા મતના હતા એમ નથી. કેટલાએકોનો મત જુદો હતો. **મેન્શિઅસ** એ કેટલેક પ્રસંગે રાજ વિરૂદ્ધ બંડ કરવું એવું પણ સૂચવે છે. હવે **ચિન** દેશ છોડીને **પર્શિયા** તરફ વળીએ. ત્યાં પણ કોઈ કોઈ ઠેકાણે સ્વતંત્રતા વિષે નીકળેલા ઉદ્ગાર દેખાઈ આવે છે. દરવેશે લખેલું છે કેઃ—"પ્રજાના સંરક્ષણ માટે રાજાનું અસ્તિત્વ છે; રાજાની સેવા માટે પ્રજાનું અસ્તિત્વ નથી." પરંતુ આવા મતના ગ્રંથકાર ઘણા જ થોડા. ઘણાકોએ રાજાની આજ્ઞા પાળવાની જરૂરીઆત બતાવેલી છે. જેમનાથી બીજાં કંઈ કારણો અપાયાં નહિ તેમણે નિદાન દુરદર્શીપણાના વિચારોથી તેમ કરવું જોઇએ એવો પોતાનો મત બતાવેલો છે. એક **વજીરે** નીચેનો ઉદ્ગાર કહાડેલો છેઃ—

"રાજાના મત વિરૂદ્ધ પોતાનો મત પ્રદર્શિત કરવો એ પોતાના જ લોહીથી પોતાના હાથ ખરડવા બરોબર છે. (પોતાને હાથે પોતાનો નાશ કરવા જેવું છે.) ધોળે દિવસે પણ જો રાજા કહે કે 'હમણાં રાત છે' તો લાગલું જ 'અમને ચંદ્ર પણ દેખાય છે અને કૃતિકા ચકચકે છે' એવું પાસેના મનુષ્યોએ કહેવું જોઇએ." રાજાની આજ્ઞા પાળવી એ મનુષ્યનું કર્ત્તવ્ય છે માટે તે તેણે કરવું જોઇએ એમ **સાદી**નું કહેવું છે. તેનું નીચેનું વાક્ય જુઓઃ—

"સદ્‌ગુણી મનુષ્ય આજ્ઞા પાળવા સારૂ પોતાનો જીવ પણ જોખમમાં નાંખે છે." પ્રાચીન હિંદુ લોકોમાં પિત્રાજ્ઞા પાળવાની કમાલ થયેલી છે એમ ઉપરના એક ઉદાહરણમાં બતાવેલું છે. પિતૃભક્તિ પ્રમાણે જ રાજનિષ્ઠાનું પણ મહત્વ તેમનાં પુસ્તકોમાં ઘણી જોસ્સા ભરેલી રીતે વર્ણવેલું છે. આ નીચેનો **મનુસ્મૃતિ**નો શ્લોક જુઓઃ—

### श्लोक.

**बालोऽपि नाव मन्तव्यो मनुष्य इति भूमिपः ।**
**महती देवता ह्येषा नररूपेण तिष्ठति ॥**

अ० ७ श्लो० ८.

### અર્થ.

રાજા જોકે નાની ઉમ્મરનો હોય તોપણ તે મનુષ્ય છે એમ સમજીને તેનું અપમાન કરવું નહિ. મનુષ્યરૂપે તે એક મોટો દેવ જ (અવતરેલો) છે.

હિંદુલોકોમાં રાજાનું મહત્વ ઘણું જ માનેલું છે. રાજા એ ઈશ્વરનો અંશ છે એવી તેમની દૃઢ સમજૂતિ હતી. '**राजा कालस्य-**

कारणं ' એવું એક સાહીત્ય વચન છે. તે ઉપરથી રાજાઓના સામર્થ્ય વિષે તે લોકોની શી કલ્પના હતી તે દેખાઈ આવે છે. હજી પણ તેમની આ બુદ્ધિ ઘણે અંશે કાયમ છે. ઇજીપ્ત દેશમાં પણ આ બન્નેની સંકલના હતી. ટાહોટેપ એવું ઉપર જે વચન આપ્યું છે તેમાં પ્રથમ આજ્ઞાંકિતપણાના સામાન્ય ઉલ્લેખ હતા અને પિતાની આજ્ઞા પાળવાનો વિશેષ ઉલ્લેખ હતો. નીચેનાં વચનોમાં–વડીલની અર્થાત રાજાની પણ–આજ્ઞા પાળવા વિષે ઉલ્લેખ છે. "ઉપરીની આજ્ઞા પાળવા માટે જો કે, તને પોતાને કમીપણું આવે છે તોપણ તારી વર્ત્તણુક ઈશ્વરને ત્યાં ઉત્તમ ઠરશે." તેમનાં કોતર કામમાં અને ભીંતો ઉપર રંગેલાં ચિત્રોમાં મનુષ્યો રાજા અગાડી નીચા પડીને દંડવત કરતા બતાવેલા છે. આ વાત ઉપર ટીકા કરતાં દંકર લખે છે કેઃ— "ઈજિપ્શિયન લોકો પોતાના રાજાને દેવતા પ્રમાણે સમજીને તેની પૂજા કરતા." અને તેવું માનવાને થોડોક બીજો પણ પુરાવો મળી આવે છે. મોટા મોટા સરદારોના સ્મરણ-સ્થંભ ( પાળીયા ) ઉપર જે લેખો છે તેઓમાં તેમના સદ્દગુણ બતાવવા સારૂ તેમણે કરેલાં કૃત્યોના ઉલ્લેખ કરેલા છે. આ પૈકી કેટલાંક કૃત્યો તે લોકો ખરેખર જ રાજાની પૂજા કરતા એવું બતાવનારાં છે. હવે હીબ્રૂ લોકોમાં કેવી સ્થિતિ હતી તે જોઇએ. તેમની દશ આજ્ઞાઓમાં ઇશ્વરની આજ્ઞા પાળવી અને માબાપની આજ્ઞા પાળવી આ બે વાતો એક પછી એક આપેલી છે એમ પહેલાં કહેલું જ છે. અને બીજે એક ઠેકાણે આ બન્નેની સાથે રાજાની આજ્ઞા પાળવાનો પણ ઉલ્લેખ કરેલો છે. 'પ્રાવ્હર્બ્સ' નામનું બાયબલ મધ્યે જૂના કરારમાં એક પુસ્તક છે તેમાં કહેલું છે કેઃ— "રાજાના મોંમાંથી બહાર પડેલો શિક્ષાનો હુકમ ઇશ્વરના મોંમાંથી

બહાર પડે છે એમ સમજવું જોઇએ. રાજાના મોંમાંથી અન્યાયનો શબ્દ નીકળવાનો જ નહિ. ”

યૂરોપના ઇતિહાસમાં પણ સર્વત્ર આ સંબંધ જોવામાં આવે છે. છોકરાંએ માબાપના તાબામાં પૂર્ણપણે રહેવું એવી સમજ અને તેને અનુસરીને આચરણ લોકોનાં જે પ્રમાણમાં હતાં, તે જ પ્રમાણમાં લોકસમુદાય નાનો હતો ત્યાં સૂધી, તે સમુદાયના મુખ્યના હુકમમાં અને તે સમુદાય મોટો અને વ્યવસ્થિત થયા પછી તેમાં જે સઉથી શ્રેષ્ઠ મનાતો તેના હુકમમાં, સઘળાએ રહેવું એવી લોકોની સમજ થઇને તે પ્રમાણે આચરણ પણ થતાં. પહેલી અનિયમિત વ્યવસ્થા નષ્ટ થઇને તેને ઠેકાણે ફ્યૂડલ સિસ્ટિમ અસ્તિત્વમાં આવ્યા પછી પ્રથમ ફ્યૂડલ લાર્ડ ( નાની ટોળીનો નાયક ) હોય તેનો હુકમ લોકો માનવા લાગ્યા, અને જેમ જેમ અનેક ટોળીઓ એકત્ર થઈ ગઈ અને તેમને રાષ્ટ્રત્વ આવવા લાગ્યું, તેમ તેમ લોકોમાં રાજનિષ્ઠા પણ ઉત્પન્ન થવા લાગી. પ્રાચીન ફ્રેંચ કાવ્યમાં રાજદ્રોહ સરખો બીજો દુર્ગુણ નથી અને રાજનિષ્ઠા સરખો બીજો સદ્‌ગુણ નથી એવા પ્રકારનું વર્ણન કરેલું છે. બીજાં સર્વ પાપ ધોવાઈ જશે પણ રાજદ્રોહનું પાપ માત્ર ધોવાવાનું નથી એવું પણ વર્ણન ફ્રેંચકાવ્યમાં મળી આવે છે. ઈંગ્લાંડ દેશમાં પણ ડુંગરી લોકો પોતાના ટોળાના નાયકને મોટું માન આપતા હતા અને તેમના ઉપર તેમની ઘણી નિષ્ઠા હતી. અને તે જ લોકોની આગળ જતાં સ્ટુઅર્ટ* વંશના રાજ્ય ઉપર મોટી નિષ્ઠા બેઠી. આ ઉપરથી ઈંગ્લાંડમાં આવા વિચારોનું પ્રાબલ્ય કેટલું હતું તે જણાઈ આવે

* સ્ટુઅર્ટ વંશના રાજાઓએ સન ૧૬૦૩ થી સન ૧૬૮૮ સૂધી રાજ્ય કર્યું.

છે. ઈંગ્લાંડના સરદાર લોકો પણ અનેક પ્રકારે પોતાની રાજનિષ્ઠા પ્રદર્શિત કરતા હતા. કેટલાક મોટા લોકોના વંશનાં જે સંજ્ઞાપદ છે તે ઉપરથી તેમની રાજનિષ્ઠા જણાઈ આવે છે. **લિંડસેના અર્લનું** સંજ્ઞાપદ 'મને રાજનિષ્ઠાનું બંધન છે' એવું છે. **સ્યાબ્રેના બાર**નનું 'હું જન્મ પરિયંત રાજનિષ્ઠ રહીશ,' **રોઝેના અર્લનું** 'દેવ વાસ્તે અને રાજા વાસ્તે' અને **આડોર**નું 'મરતા સૂધી રાજનિષ્ઠ.'

ઉપર જે સંજ્ઞાપદ આપ્યાં છે તેના જેવાં ઘણાં આપી શકાય. તે ઉપરથી સરદાર લોકોમાં રાજનિષ્ઠાનો ગુણ કેટલો બેઠો હતો એની કલ્પના થઈ સકશે. પોતાની રાજનિષ્ઠાનું લોકો અગાડી પ્રદર્શન કરવું એ તે વખતે ભૂષણાસ્પદ લાગતું હતું માટે જ તેમણે આવા પ્રકારનાં સંજ્ઞાપદ ધારણ કરેલાં છે. જે પ્રમાણે કેટલાકોને રાજનિષ્ઠા સૂચક સંજ્ઞાપદો ધારણ કરવાનું લાગ્યું તે જ પ્રમાણે કેટલાકોએ 'બળીઆનાં બે ભાગ' એ તત્વસૂચક સંજ્ઞાપદો ધારણ કર્યાં. પાછળના એક પ્રકરણમાં આવા પ્રકારનાં સંજ્ઞાપદનાં પુષ્કળ ઉદાહરણો આપેલાં છે. તે સંજ્ઞાપદો ઉપરથી પ્રબળે દુર્બળ ઉપર જુલમ કરવો એ તે વખતે ભૂષણાસ્પદ લાગતું હતું એમ દેખાય છે. અને આ બન્ને પ્રકારનાં સંજ્ઞાપદો પૈકી ઘણાંક સમકાલિન છે. આ ઉપરથી એવું સ્પષ્ટ થાય છે કે, રાજનિષ્ઠા અને જુલમ કરવાની ઇચ્છા આ બન્ને મનોવૃત્તિઓ એક જ વખતે ઘણી પ્રબળ હતી.

આ બન્ને મનોવૃત્તિઓનું એકત્ર અસ્તિત્વ હોવાનું કારણ એટલું જ કે, તે બન્નેની ઉત્પત્તિ એક જ બીજથી છે. જે વખત યુદ્ધના વ્યવસાય સિવાય લોકોને બીજું કંઈ દેખાતું ન હોતું, તે વખતે આ સમજૂતિ ઉત્પન્ન થઇને તે દૃઢ થતી ગઈ. પ્રાથમિક સ્થિતિમાં રાજવ્યવસ્થાના મુલકી અને લશ્કરી એવા બે વિભાગ

થયેલા નથી હોતા. લડાઈની વખતે જેમનું શ્રેષ્ઠત્વ મનાય છે, તેમનું જ બીજે પ્રસંગે પણ શ્રેષ્ઠત્વ હોય છે. મતલબ કે સમાજનાયક એ જ સર્વ પ્રસંગે હુકમ ચલાવનાર હોય છે. નાનાં નાનાં ટોળાં સ્વતંત્ર રીતે રહેતાં હોય ત્યારે તેમના નાયક એ જ તે લોકોના સેનાપતિ અને રાજકર્ત્તા થાય છે. પછી અનેક ટોળાં એકત્ર થઇને લડવાનો પ્રસંગ આવે એટલે તે સર્વને કોઇના પણ તંત્રથી ચાલવું પડે છે; અને ઘણુંકરીને તે એકત્ર થનારા ટોળાના નાયકોમાં જે વધારે પરાક્રમી હોય તે જ સર્વ ઉપર પોતાનું ઉપરીપણું સ્થાપિત કરે છે; અને તેને જ સર્વ લોકો રાજા માનવા લાગે છે તથા તેના હુકમમાં રહે છે. પ્રાથમિક સ્થિતિના સર્વ રાજા સેનાપતિ પણ હોય છે. આ ઉપરથી સ્પષ્ટ દેખાઈ આવશે કે, આરંભમાં રાજાનો હુકમ પાળવો અને લશ્કરી હુકમ પાળવો આ બન્ને વાત એક જ હોય છે. સિવાય યુદ્ધમાં યશ પ્રાપ્તિ થવાને સેનાપતિનો હુકમ તેના હાથ નીચેના સરદારોએ અને સિપાઇઓએ અક્ષરે અક્ષર પાળવો અત્યાવશ્યક હોય છે, તથા યુદ્ધ પ્રસંગે સેનાપતિ તરીકે તેના હુકમને માન આપવાની ટેવ પડી એટલે બીજે પ્રસંગે રાજા તરીકે પણ તેનો હુકમ તેવી જ રીતે માનવામાં આવે છે. આ ક્રમ જ્યાંસૂધી સાંગ્રામિક વ્યવસાયનું પ્રબળ હોય છે ત્યાં સૂધી ચાલે છે.

કેટલાંક ઉદાહરણો એવાં મળી આવે છે કે, તેમાં રાજા અને પ્રજા એ બન્નેની વચ્ચેનો ઉપર કહેલો સંબંધ છેક શિખરે જઇ પહોચેલો હોય છે. આ બાબતનું ઉત્તર અમેરિકા ખંડના મેક્સિકન લોકોને અગ્રસ્થાન આપવું જોઇએ. તે લોકો હાલમાં જગતમાંથી બિલકુલ નષ્ટ થયા છે. તેઓ મનુષ્ય ભક્ષ કરતા અને તેમને લડાઇનો છંદ હતો. પોતાના બહુ ભૂખ્યા દેવોને તૃપ્ત કરવા સારૂ તેઓ આસપાસના લોકો ઉપર સ્વારીઓ કરીને માણસો પકડી આણતા

અને તેમનો તે દેવોની આગળ બળી દેતા. હેરેરા* કહે છે કેઃ- "**માંટેઝુમા** આ નામના જે અનેક રાજા થયા તે પૈકી બીજા રાજાએ પોતાના વિષે લોકોમાં એટલી પૂજ્ય બુદ્ધિ ઉત્પન્ન કરી કે, તેઓ તેને ઘણુંખરૂં દેવ પ્રમાણે માનવા લાગ્યા. સાધારણ મનુષ્યો સામા ઉભા રહીને તેના તરફ જુએ તો તે પણ તેને પરવડતું નહિ. કોઇએ તેવો અપરાધ કર્યો હોય તો તે બદલ તેને દેહાંત પ્રાયશ્ચિત મળતું." ત્યાંની માહીતી આપનાર બીજો એક ગ્રંથકાર લખે છે કેઃ—"આ લોકોના સ્વભાવમાં ઘણો મોટો દુર્ગુણ કહીએ તો અત્યંત નીચ સ્થિતિએ પહોચેલું તેમનું આજ્ઞાંકિતપણું છે." હાલ અસ્તિત્વમાં રહેલા લોકોમાં આ સંબંધી પહેલું સ્થાન ફિજિયન લોકોને આપવું જોઇએ. લડાઇઓ અને રક્તપાત એ જેમની રમત છે, તે ક્રૂર જંગલી ફિજિયન લોકો અત્યંત રાજનિષ્ઠ છે એવું **અર્સ્કિન**નું કહેવું છે. **જાકસન** કહે છે કેઃ—"પોતાના સરદારોના હુકમમાં રહેવા સંબંધી તે લોકોની આજ્ઞા પાળવાની એટલી બધી કમાલ થઇ છે કે, તેમને તેઓએ પત્થર ખાવાનું કહેલું અને તે-

*હેરેરા એ **સ્પેન** દેશનો ઇતિહાસકાર સોળમા સૈકામાં થયો. તેનું અતિ ઉપયોગી પુસ્તક કહીએ તો 'ઇસ્વીસન ૧૪૯૨ થી ૧૫૪૦ સૂધીના **સ્પાનિશ** લોકોનો **અમેરિકા**ની વસાયતનો ઇતિહાસ' એ છે. **સ્પેન**ના **બીજા ફિલિપ** રાજાએ હેરેરાની ઇતિહાસ લખવાના કામ ઉપર નિમણુક કરી હતી. તેથી તેને સર્વે સરકારી કાગળ પત્ર જોવાના મળ્યા. તેણે **અમેરિકન** લોકો સંબંધી બીજી રીતે પણ માહીતી મેળવી હતી. અને તે સરકારી અધિકારી હોવાને લીધે તે તેને સહજ મળી શકી. આ સર્વે વાતને લીધે તેનું પુસ્તક ઘણુંજ ઉત્તમ બનેલું છે.

મણે તે ખાધા એવાં પણ ઉદાહરણો બનેલાં છે." અને બ્યુઇલ્યિમ્સ કહે છે કે, એકાદા મનુષ્યને કંઈ અપરાધને માટે જો દેહાંત શિક્ષા થતી તો તે માણસને વધસ્થાને બાંધીને બંદોબસ્તથી ઉભો રાખવાની જરૂર પડતી નથી. તે ત્યાં છૂટો જ રહે છે અને પોતે પોતાની મેળે લોકોને કહેછે કેઃ—" રાજા જે કહે તે કરવું જ જોઇએ." સ્ત્રીઓનું સૈન્ય રાખનારા ક્રૂર ડહોમન લોકો વિષે એક પ્રવાસી કહે છે કેઃ—" રાજા અગાડી તે સર્વ લોકો કેવળ બંદીવાન ગુલામ પ્રમાણે ચાલે છે." બીજો એક પ્રવાસી લખે છે કેઃ—

" તે લોકોની પોતાના રાજા વિષે વિલક્ષણ પૂજ્યબુદ્ધિ છે, અને તે પ્રેમ અને ભયના મિશ્રણથી ઉત્પન્ન થયેલી છે. તેમના રાજાનો અધિકાર એટલે દરજ્જે પહોચેલો છે કે, માબાપનો છોકરાં ઉપર કોઈ પણ પ્રકારનો હક નથી હોતો. બીજી સર્વ માલમતા પ્રમાણે છોકરાં ઉપર પણ રાજાનો હક હોય છે." આ ઠેકાણે આજ્ઞાંકિતપણાનું એક જ સ્વરૂપ બાકી રહે છે.

હવે છેક કનિષ્ટ સ્થિતિનાં ઉદાહરણ છોડી દઇને મધ્યમ સ્થિતિનાં ઉદાહરણ લઇએ. યૂરોપના રશિઆની રાજ્યવ્યવસ્થાનો મુખ્ય ભાગ લશ્કરી ખાતું છે. ત્યાંના લોકોને પ્રતિષ્ટા મેળવવાનું ફકત એક જ સાધન દેખાય છે. તે કયું પૂછો તો સિપાઇગીરી. તેમના રાષ્ટ્રિયજીવનમાં બીજા ભાગ ઘણા જ ગૌણ માનવામાં આવે છે. અને યૂરોપિયન લોકોમાં નીચ સ્થિતિએ પહોચેલું આજ્ઞાંકિતપણું રશિયન લોકોમાં જ દેખાઈ આવે છે. આ ગુણને લીધે રશિયન લોકો કાર્લાઇલિના* સ્તુતિપાત્ર થયા છે. તેમના આજ્ઞાંકિતપણાને ઘણુંખરૂં

*કાર્લાઇલ આ રાજ્ય–પક્ષનો હિમાયતી હતો. તેણે પોતાના વિચાર કેટલાક નિબંધો લખીને પ્રકટ કર્યા હતા. તે સન ૧૮૨૫ માં મરણ પામ્યો.

પૂજાનું જ સ્વરૂપ પ્રાપ્ત થયું છે. છેક ઉપરના દરજ્જાથી છેવટના દરજ્જા સુધીના તમામ સરકારી અધિકારીઓનો હુકમ વગર તકરારે પાળવામાં આવે છે. તેનાથી ઉલટું યૂરોપના બીજા દેશોની સાથે સરખાવીએ તો ઇંગ્લાંડના રાષ્ટ્રિય જીવનમાં લશ્કરી વ્યવસાયનું મહત્વ ઘણું ઓછું છે અને ઇંગ્લિશ લોકોને સરકાર અને સરકારી અધિકારી એમનો ભય પણ લાગતો નથી. યૂરોપ ખંડમાં આ દાસત્વમાંથી વિશેષ મુક્ત થયેલા લોકો કહીએ તો ઇંગ્લિશ લોકો છે. ધણીપણાનો સંબંધ રાજા ધરાવતો નથી પણ પ્રજા ધરાવે છે, એવી હાલમાં ત્યાંના લોકોની સ્પષ્ટ સમજૂત થયેલી છે. લોકો પોતાના રાજા ઉપર અને સરકારી અધિકારીઓ ઉપર ગમે તેટલી સખત ટીકા કરવાને બીતા નથી. **રાજા, અમીરો**ની સભા અને સાધારણ લોકોની સભા એ જે બ્રિટિશ રાજ્યવ્યવસ્થાના ત્રણ આધાર સ્તંભો છે તે પૈકી અમીર લોકોની સભાનું કારણ નથી માટે તે કાઢી નાંખવાના પ્રશ્ન ઉપર ઉઘાડી રીતે ગમેતેટલી ચર્ચા ચાલે છે અને પ્રજાના મત પ્રમાણે જે પ્રધાનો ચાલતા નથી તેમને દૂર કરવાનો અધિકાર પ્રજાના હાથમાં છે.

એક જ દેશના લોકોની પહેલાંની સ્થિતિ અને હાલની સ્થિતિ એ બેની તુલના કરીએ તોપણ જુદો પ્રકાર દેખાઈ આવતો નથી. જેમ જેમ બીજા દેશોની સાથેનું દુશ્મનાઈ ભરેલું વર્તન કમી થતું જાય છે અને દેશની માંહેના સર્વ વ્યવહાર સલાહ સંપથી ચાલવા તરફ લોકોની વધારે વધારે પ્રવૃત્તિ થતી જાય છે; તેમ તેમ પ્રજાનું દાસત્વ કમી થઇને સ્વતંત્રતાના વિચારોને અવકાશ મળે છે. જર્મન લોકોના મનમાં હાલ પણ પોતાના બાદશાહ વિષે ઘણી પૂજ્યબુદ્ધિ છે: પરંતુ તે બાદશાહનો પૂર્વજ બીજો ફ્રેડરિક જે લડાઇની વખતે પંડે સરદારી ધારણ કરીને યશ મેળવતો હતો તેના વખતમાં

તે પૂજ્યબુદ્ધિ જેટલી હતી તેટલી હમણાં નથી. તે વખતની તે લોકોની સ્થિતિનું વર્ણન કરતાં ફ્રાસ્ટરે લખેલું છે કેઃ—

"આ લોકો પોતાના રાજાને કેવળ દેવ માનતા એનો મને ઘણો કંટાળો આવ્યો." ફ્રાન્સ દેશમાં હાલ જો કે, પ્રજાસત્તાક રાજ્ય છે તોપણ ત્યાંના લોકોને સ્વતંત્રતાનો ઉપયોગ હજી સુધી કરતાં આવડતો નથી. બીજાના હુકમમાં રહેવાનો તેમનો પહેલાંનો સ્વભાવ હજી પણ કાયમ છે. હમણાં યૂરોપમાં જુદા જુદા ધંધાના લોકો ભેગા થઇને બંધીઓ કરવાનું કામ લઇ બેઠા છે. તે વિષે વિચાર કરવા સારૂ પારીસમાં સાર્વરાષ્ટ્રિય સભા ભરવામાં આવી હતી તે વખતે ઈંગ્લાંડમાંથી જે મુખ્યારો ગયા હતા તેમની નજરે આ પ્રકાર આવ્યાથી તેમણે એવા ઉદ્દગાર કહાડ્યા કેઃ—

"આવા પ્રકારનું વર્તન પ્રજાસત્તાક રાજ્યમાંના લોકોને હાથે બની આવે એ વિપરીત અને તે દેશને કલંક લગાડનારૂં છે." તથાપિ હાલની સ્થિતિમાં જે તેમનું દાસત્વ જોવામાં આવે છે તે પહેલાંની સાથે સરખાવતાં કાંઈ જ નથી. જે વખતે ફ્રાન્સમાં રાજ્યસત્તા છેક શિખરે જઈ પહોચેલી હતી તે વખતે તે લોકોના દાસપણાની પણ કમાલ થઇ હતી. ઇંગ્રેજ લોકો વિષે વિચાર કરતાં પણ પહેલાંનો કાળ ને હાલનો કાળ એ બેમાં પુષ્કળ અંતર પડે છે. પહેલાં પારકા લોકો સાથે મોટાં મોટાં યુદ્ધ હમેશાં શરૂ રહેતાં અને દેશની માંહે પણ નાની મોટી લડાઇઓ ઘણીખરી ચાલુ જ રહેતી. હાલમાં બહારનાં યુદ્ધ ઘણાં જ કવચિત જ ઉપસ્થિત થાય છે અને ખોત પોતામાંની લડાઇઓનું તો નામ પણ લેવામાં આવતું નથી. આ બે કાળોની સ્થિતિમાં જેટલો વિરોધ દેખાઈ આવે છે તેટલો જ લોકોની રાજ્યનિષ્ઠાના વિચારમાં પડેલો છે. પહેલાંની રાજ્યનિષ્ઠા અંતઃકરણની લાગણીની હતી અને હાલની કેવળ શાબ્દીક છે.

હવે એટલું જ કહેવાનું રહ્યું છે કે જે વખતે રાજાની આધીનતામાંથી છૂટવાની મનુષ્યને ઇચ્છા થવા માંડી, તે જ વખતે માબાપની આધીનતામાંથી પણ છૂટવાનું તેમને લાગવા માંડ્યું. પહેલાં માબાપનો છોકરાં ઉપર જે ક્રૂરપણાનો અમલ હતો અને છોકરાં પણ તેના જ કેવળ દાસત્વમાં હતાં તે સ્થિતિ હવે પુષ્કળ સુધરેલા લોકોમાંથી જતી રહી છે. માબાપ જોઇ વિચારીને જ પોતાનો અમલ છોકરાં ઉપર બજાવે છે અને છોકરાં પણ મધ્યમસર તેમના તાબામાં રહે છે. આ વાત છોકરાં ઉમ્મરે પહોચ્યા પહેલાંની થઈ. ઉમ્મરે પહોચ્યા પછી તે ઘણુંકરીને સ્વતંત્ર જ હોય છે અને માબાપ પણ તેમના ઉપર પોતાનો અમલ ચલાવવાને ઇચ્છતાં નથી.

આજ્ઞાંકિતપણાના બન્ને પ્રકારના ઉત્તેજક મનોવિકાર જો કે, સરખા જ છે અને તે બન્નેમાં ફેરફાર જો કે, ઘણુંકરીને સરખા જ થાય છે, તોપણ પહેલાં કહ્યા પ્રમાણે તે બન્નેની આવશ્યકતા જુદા જુદા કારણોથી ઉત્પન્ન થાય છે. એક પ્રકાર જીવ—સૃષ્ટિના નિયમોથી સંકળાએલો છે અને બીજો સામાજિક સ્થિતિથી ગરજો ઉપર આધાર રાખે છે અને તે ગરજો જેમ જેમ બદલાતી જાય તેમ તેમ તે પોતે પણ બદલાય છે.

છોકરાંએ માબાપની આજ્ઞા પાળવાની આવશ્યકતા બે કારણોથી ઉત્પન્ન થાય છે. છોકરાં મોટાં થતાં સૂધી તેમનાથી બીજાની મદદ વગર જીવી શકાતું નથી. એ મદદ માબાપ તરફથી જ થવી સ્વાભાવિક છે. અને તે સારી રીતે થવાને છોકરાંએ માબાપની ઇચ્છા પ્રમાણે ચાલવું જોઇએ. બીજું કારણ એવું છે કે, છોકરાંને કેવળ ગરીબ સ્થિતિમાંથી કાઢીને તેમને સ્વતંત્ર રીતે પોતાનો ઘરસંસાર ચલાવવાને સમર્થ કરવાં એ કામ ઘણું કાળજીનું અને શ્રમનું છે અને તેને વાસ્તે માબાપને થોડાક મોબદલો મળવો જરૂરનો છે. એ

કારણો હમેશાં કાયમ રહેનારાં છે. મનુષ્યનો અને સમાજનો જેમ જેમ સુધારો થતો જાય છે તેમ તેમ માબાપના તાબામાં રહેવાની છોકરાંની પ્રવૃત્તિ ઓછી થતી જાય છે એ ખરૂં, તથાપિ છોકરાં ઉપર માબાપના થોડા પણ દાબની હમેશાં જરૂર પડશે અને તે દાબ સહન કરવાને છોકરાંને અંગે થોડું પણ આજ્ઞાંકિતપણું હોવું જોઇશે. મા-બાપ અને છોકરાં એમની વચ્ચેનો આ સંબંધ કાયમ રાખવા વિષે અનુકૂળ સમજૂતિ લોકોમાં હમેશાં જાગૃત રહેશે અને એવાં આચરણો મનુષ્યો કરે એવી ઇચ્છા તેમનામાં ઉત્પન્ન થશે. આ પ્રકારની સમજૂતિ અને ઇચ્છાનો શુદ્ધ નીતિમાં સમાવેશ કરવો જોઇએ.

પ્રજાએ રાજાની આજ્ઞા પાળવાની આવશ્યકતા શરૂઆતમાં બિલકુલ નથી હોતી, કારણ રાજા અને પ્રજા એ સંબંધ જ અસ્તિત્વમાં નથી હોતો. આગળ જતાં મનુષ્યો મોટા મોટા જમાવ કરીને એકત્ર રહેવા લાગે એટલે એ આવશ્યકતા ઉત્પન્ન થાય છે અને પારકા લોકો સાથે લડાઇઓ કરીને તેમને જીતીને મોટાં રાજ્યો સ્થાપન કરવાના જેમ જેમ પ્રયત્ન થવા માંડે છે તેમ તેમ તે આ-વશ્યકતા વધતી જાય છે. મોટી મોટી સમાજોને વ્યવસ્થિતપણું આવવાને અને તેમની વળી વૃદ્ધિ થવાને પ્રજાએ રાજાના હુકમમાં રહેવું અવશ્યનું છે. કારણ તે વગર જે એકત્ર પ્રયત્નોથી અનેક પ્રાંત જીતીને રાજ્ય—વિસ્તાર થઈ શકે છે, અને તે થયા પછી જીત-નારા અને જીતાએલા એવા બન્ને લોકો મળીને રાષ્ટ્રપણું પ્રાપ્ત કરે છે તે પ્રયત્ન બનવું શક્ય નથી.

આ ઉપરથી લક્ષમાં આવશે કે, આજ્ઞાંકિતપણાના બીજા પ્રકાર વડે એક ખાસ કાર્ય બનવાનું હોય છે અને તે બને ત્યાંસુધી તેની

આવશ્યકતા હોય છે. એ આવશ્યકતા જતી રહે ત્યાંસૂધી તે વિષે અનુકૂળ સમજૂતિ લોકોમાં હોય છે અને જરૂરનાં આચરણ બનવાની ઇચ્છા પણ તે સમજૂતિઓને લીધે ઉત્પન્ન થાય છે. હવે જે ખાસ કાર્ય બનવાનું હોય છે એમ કહ્યું તે એ કે, લોકોને અંગે પોતપોતાના વ્યવહાર સલુકાઇથી કરવાની યોગ્યતા આવવા દેવી. જે વખતે જુલમથી મનુષ્યો એકત્ર કરેલાં હોય છે તે વખત તેમની પાસે જુલમથી જ ઔદ્યોગિક વ્યવસાય કરાવવા પડે છે. આવી સ્થિતિમાં સમાજમાંના મનુષ્યોની પાયરીઓ ઠરેલી હોય છે અને પ્રત્યેક પાયરીના મનુષ્યોના અધિકાર પણ ઠરેલા હોય છે. જેને તેને પોતપોતાના દરજ્જા પ્રમાણે કામ કરવાની જરૂર પડે છે. ઉદાહરણ, ફ્યૂડલ સીસ્ટીમની વખતે ખેતરના કામમાં આવનારા જે ગુલામ (સર્ફ્સ) હતા તેમને ખેતરમાં કામ કરવું પડતું અને ચાલતા વહીવટ પ્રમાણે તેમને જે વતન મળવાનું તે મળતું. 'આ જ રોજમુસારો મને પસંદ પડતો નથી માટે હું એ કામ છોડીને બીજે ઠેકાણે જાઉં છું' એમ હાલ પેઠે કોઇ કહે તો તે ચાલતું નહતું. તે જ પ્રમાણે લશ્કરમાં સિપાઇઓની સ્થિતિ હતી. મનુષ્યના દરજ્જા પ્રમાણે ઠરાવેલાં કામો તેમને ઇચ્છા વિરૂદ્ધ પણ કરવાં પડતાં. પરંતુ જેમ જેમ આ પ્રકાર ઓછો થતો જઇને મનુષ્યના વ્યવહાર આપ ખુશીના કરારથી ચાલવા લાગે છે તેમ તેમ પ્રજાએ રાજાના દાસપણામાં રહેવાની આવશ્યકતા કમી ભાસવા લાગે છે. સમાજ-ઘટનામાં પહેલાંનાં બંધન જતાં રહીને આ નવાં બંધન ઉત્પન્ન થવા લાગે એટલે મનુષ્યનાં વર્તનો વિષે પણ પહેલાંની સમજણો બદલાઇને નવીન સમજૂતિઓ ઉત્પન્ન થવા લાગે છે: લોકોના એક બીજા સાથેના સંબંધ જુદી તરેહના થવા લાગ્યા એટલે પ્રજાનો રાજા સાથે અથવા સરકાર સાથેનો સંબંધ પણ જુદી તરેહનો થવા લાગે છે, અને પહેલાંના જેટ-

લી આજ્ઞા પાળવાની જરૂર રહેતી નથી અને લોકોની તે તરફ તેટલી પ્રવૃત્તિ પણ થતી નથી. પછી હળવે હળવે સરકારના દાસપણામાં રહેવું એ સદ્ગુણ બંધ થઇને તેની જગાએ વ્યક્તિ—સ્વાંતંત્ર્યની સદ્ગુણમાં ગણના થવા લાગે છે.

સરકારના દાસપણામાં રહેવું એ મનુષ્યનું કર્ત્તવ્ય છે, આ સમજણ જઇને લોકો પોતાને તે દાસપણામાંથી મુક્ત કરે છે ત્યારે શુદ્ધ નીતિના તત્વો તરફ તેમનું મન ખેંચાય છે અને એ તત્વોનું વરચસ્વ (ઉપરીપણું) કબુલ કરવા તરફ તેમના મનની વૃત્તિ થઇને સરકારના ઠરાવને અનુસરીને ચાલવાને બદલે શુદ્ધ નીતિના તત્વોને અનુસરીને ચાલવું વધારે જરૂરનું છે એમ તેમને લાગવા માંડે છે. પ્રવર્તક નીતિને લીધે ઉત્પન્ન થયેલી સમજૂતિઓથી રાજાના હુકમ પ્રમાણે ચાલવા તરફ મનુષ્યની પ્રવૃત્તિઓ થાય છે અને શુદ્ધ નીતિ તત્વોના વિચારને લીધે સદસદ વિચારશક્તિના ધોરણે ચાલવાનું મન થાય છે, અને આ મનોવૃત્તિઓનો ઝઘડો ઘણા કાળ સુધી ચાલીને આખરે બીજીનું પહેલી ઉપર વરચસ્વ (ઉપરીપણું) સ્થાપિત થાય છે. અને જે કાયદા ન્યાયને અનુસરતા હોય નહિ તે વિરૂદ્ધ વર્તન કરવું યોગ્ય છે એમ મનુષ્યને લાગે છે અને તે પ્રમાણે વર્તન પણ કરવા માંડે છે. વળી દિવસે દિવસે જે ઠેકાણે ન્યાયના અમલની બજાવણી કરવાની હોય તે ઠેકાણે ફક્ત કાયદાના દબાણનો ઉપયોગ કરવો જરૂરનો છે. પરંતુ બીજે પ્રસંગે કાયદાનું દબાણ ચલાવવું અયોગ્ય છે એમ લોકમત થતો જાય છે.

આ ઉપરથી જણાશે કે, અમુક વિશેષ સ્થિતિમાં જ રાજકીય દાસત્વને સદ્ગુણમાં ગણી શકાય અને તે સ્થિતિ બદલાયા પછી રાજકીય દાસત્વની આવશ્યકતા રહેતી નથી. આ આવશ્યકતા ન રહે

એટલી મનુષ્ય સમાજની ઉન્નત્તિ થતા સુધી સામાન્ય લોકોથી ભાવિ સ્થિતિની કલ્પના થઈ શકતી નથી; માટે તે થતા સુધી પ્રજાએ સરકારના હુકમમાં રહેવું જોઇએ એવી જ લોકોની સમજૂતિ રહેવાની. પછી તે સરકાર ગમે તો નિરંકુશ સત્તાવાળો રાજા હો કે બહુ મતથી કામ ચલાવનારી પાર્લામેન્ટ જેવી પ્રતિનિધિની સભા હો. કેટલાક વખત સૂધી આવી સ્થિતિ રહેશે. પરંતુ ભૂતકાળમાં જે ફેરફાર થયેલા છે તે ઉપરથી જો ભવિષ્યકાળના ફેરફારનું અનુમાન કરવાનું હોય તો એવો નિર્ણય કરી શકાય કે, જેમ જેમ સમાજની ઉન્નત સ્થિતિ થતી જશે તેમ તેમ રાજકીય દાસત્વની હદ સંકુચાતી જશે અને જે પ્રમાણે ગુલામે ધણીની હાજી હા કરવી પ્રતિષ્ઠાસ્પદ ગણાતી નથી તે જ પ્રમાણે તે સંકુચિત હદ ઉપરાંત પ્રજાએ સરકારના હુકમને 'હા, હા' કરતાં રહેવું ભૂપણાસ્પદ ગણાવાતું નહિ.



## પ્રકરણ ૧૧ મું.

## ઔદ્યોગિક વ્યવસાય.

ઔદ્યોગિક વ્યવસાય સંબંધી શુદ્ધ નીતિ વિષેની અને પ્રવર્તક નીતિ વિષેની સમજૂતિઓ કેવી રીતે ઉત્પન્ન થઇ અને તેમાં જુદે જુદે ઠેકાણે અને જુદે જુદે વખતે કેવા કેવા ફેરફાર થતા ગયા એ જોવું હોય તો, પ્રથમ ઉદ્યોગની જે અનેક દિશાઓ છે તે જોવી જોઇએ અને તેમનો મનુષ્યની સામાજિક સ્થિતિ સાથે શો સંબંધ છે એનો પણ વિચાર કરવો જોઇએ.

હાલ આપણી ઉદ્યોગ વિષે જે કલ્પના છે તે પ્રકારનો ઉદ્યોગ પ્રાથમિક સ્થિતિના મનુષ્યોમાં બહુ જડી આવતો નથી. અને મનુષ્યો ભરવાડની વૃત્તિથી અથવા ખેતીવાડીથી ઉપજીવિકા કરીને રહેવાની સ્થિતિમાં આવતા સૂધી તે ઉદ્યોગ તેમનામાં

દેખાઈ આવે એ પણ શક્ય નથી. સૃષ્ટિમાં આપોઆપ ઉત્પન્ન થનારા પદાર્થો ઉપર ( ઉપજીવિકા ) ચરિતાર્થ ચલાવનારા આદ્ય અવસ્થાના લોકોના વ્યવસાય તે પદાર્થની પ્રાપ્તિ કરી લેવા વાસ્તે હતા. કંદ, ફળ, મૂળ વગેરે કેટલાક પદાર્થ મેળવવાનું કામ સહેલું છે તેથી તે કાર્યમાં મનુષ્યના જીવને ધક્કો પહોચવાનો ભય હોતો નથી; પરંતુ શિકારનાં જનાવરો પકડવાં પડે તો તે કામ બહુ કઠણ અને જોખમનું હોય છે. કેટલાંક જનાવરો ઘણાં ચપળ હોય છે અને કેટલાંક મોટાં હોય છે. વળી તે મેળવવાને વાસ્તે પ્રયત્ન કરવા જતાં અનેક પ્રસંગે મનુષ્યોને ઇજા પહોચે છે. ઉપજીવિકાનાં સાધન મેળવવાના કામમાં ખર્ચ થતાં બાકી રહેલા સામર્થ્યનો ઉપયોગ ઘણુંકરીને શિકાર કરતાં પણ કઠણ અને ભયંકર એવા યુદ્ધના કામ પાછળ કરવામાં આવે છે. આવી સ્થિતિમાં જેમને સુધારાનો ગંધ સરખો પણ નથી એવા લોકોના વ્યવસાયના મુખ્યત્વે બે વિભાગ કરી શકાય. એક વિભાગના વ્યવસાયમાં શક્તિ, શૌર્ય અને ચતુરાઇ એ ગુણોની વિશેષ જરૂર પડે છે અને બીજા વિભાગના વ્યવસાયને તેટલી જરૂર પડતી નથી અથવા એ ગુણો પૈકી કેટલાકની બિલકુલ જરૂર પડવાની નથી. વળી શિકારમાં અને યુદ્ધમાં જે કુશળતા જણાય તે ઉપર જ ઘણે પ્રસંગે પ્રાથમિક સ્થિતિની નાની સમાજનું પોષણ અને રક્ષણ અવલંબીને રહેલું હોય છે, માટે શક્તિ, શૌર્ય અને ચતુરાઇ એ ગુણો મોટા મહત્વના ગણવામાં આવે છે. આ ગુણોને જે માન મળે છે તેનું બીજ તેમની ઉપયોગિતામાં છે ખરૂં પણ તે ઉપર જ હમેશાં લક્ષ હોય છે એમ નથી. આ એક પ્રકારના વ્યવસાયની વાત થઇ. બીજા પ્રકારના વ્યવસાય એટલે કંદમૂળ ખોદીને કહાડવાં, રાનમાં ઝાડ ઉપરનાં ફળો તોડવાં અને સમુદ્રમાંથી તણાઇ આવેલી શીપોમાંના જીવ ભેગા કરવા; એમાં શક્તિ, શૌર્ય

અને ચતુરાઇ આ ગુણોની જરૂર પડતી નથી. માટે આ વ્યવસાયને માન મળતું નથી; અથવા તે તુચ્છ માનવામાં આવે છે એમ કહીએ તોપણ ચાલે. આગળ જતાં સ્વાભાવિક રીતે જે શ્રમવિભાગ ઉત્પન્ન થાય છે તેને લીધે આ વિરોધ વધારે ને વધારે દેખાવા લાગે છે. બળનાં અને શૌર્યનાં કામો પુરૂષ વર્ગ ઉપાડી લે છે અને બાકી રહેલાં હલકાં ગણાતાં કામો સ્ત્રી જાતિને માથે પડે છે અને સ્ત્રીઓને આ કામમાં, યુદ્ધમાંથી કેદ કરીને આણેલા લોકોની અને ગુલામોની મદદ મળે છે. પ્રથમાવસ્થાના લોકોમાં શૌર્ય બળના વ્યવસાયને આટલું બધું માન કેમ મળે છે અને ઔદ્યોગિક વ્યવસાયને તુચ્છ કેમ ગણવામાં આવે છે એનું આ એક બીજું કારણ છે. તે ઉપરથી એવું જણાશે કે, ઔદ્યોગિક વ્યવસાયનો તિરસ્કાર કરવા તરફ જે પ્રાથમિક સ્થિતિના લોકોની પ્રવૃત્તિ થાય છે તેનાં સ્વાભાવિક કારણો છે.

પ્રથમાવસ્થાના શૂર પુરૂષોને પ્રતિષ્ઠિત લાગવા જેવા ઔદ્યોગિક વ્યવસાય ફ્કત બે જ રહ્યા; એક શિકારના અથવા યુદ્ધના કામ માટે હથિયારો તૈયાર કરવા સારૂ જરૂરનો હોય તે ઉદ્યોગ અને બીજો રહેવા સારૂ ઝુંપડીઓ બાંધવા સંબંધીનો ઉદ્યોગ. પહેલા ઉદ્યોગનો શિકાર સાથે અને યુદ્ધ સાથે પ્રત્યક્ષ સંબંધ હોય છે અને તેમાં કરામતની પણ પુષ્કળ જરૂર પડે છે, અને બીજા ઉદ્યોગમાં કરામત તથા શારીર સામર્થ્ય એ બન્નેની જરૂર પડે છે. જે ઉદ્યોગમાં એક સરખી મહેનત કરવાની હોય છે તેમાં જે માફકસર શારીર સામર્થ્ય જોઇએ છીએ તેટલું આ ઠેકાણે બસ થતું નથી. પણ આ કામમાં તો થોડો વખત ઉપયોગમાં આવે એવા વિશેષ શારીર સામર્થ્યની જરૂર પડે છે. આ જે બે અપવાદક ઉદાહરણો કહ્યાં તેથી મૂળના સિદ્ધાંતને વિશેષ બળ આવે છે. કારણ તે ઉપરથી વળી એવું

દેખાય છે કે, જે કામમાં શરીરના અથવા બુદ્ધિના વિશેષ સામર્થ્યની જરૂર પડતી નથી અને તેને લીધે જે કામો હલકી પ્રતિના માણસોથી થવા જેવાં હોય છે તે વિષે જ લોકોમાં તિરસ્કાર બુદ્ધિ ઉત્પન્ન થાય છે.

આ બે પ્રકારના વ્યવસાયો વિષેની સમજૂતિમાં જે વિશેષ ઉપર કહેલી રીતે ઉત્પન્ન થયો તે હજી પણ કાયમ રહેલો છે. તેમાં બિલકુલ ફેરફાર થયો જ નથી એમ નથી. જેમ જેમ મનુષ્યની પરિસ્થિતિ બદલાતી જઇને તેની ઉન્નતિ થતી ગઇ તેમ તેમ તેની સમજૂતિમાં પણ થોડો ઘણો ફરક પડતો ગયો; પરંતુ ઉપર કહેલા વિશેષનું બીજ કાયમ રહ્યું. જે કારણોથી શરૂઆતમાં આ સમજૂતિઓ ઉત્પન્ન થઇ તે કારણો ઘણાંખરાં તેમનાં તેમ જ રહ્યાથી તેમના કાર્યમાં પણ વિશેષ ફરક થવાનો સંભવ નહોતો. છેક સાંપ્રત કાળ સુધી—અથવા પ્રસ્તુત કાળ સુધી કહીએ તોપણ ચાલે—દેશ દેશનો વ્યવહાર 'બળીઆના બે ભાગ' આ તત્વો ઉપર ચાલે છે ત્યારે પારકા દેશથી પોતાના દેશનું સંરક્ષણ કરવા સારૂ યુદ્ધકળામાં પ્રવિણતા સંપાદન કર્યા સિવાય છૂટકો થતો નથી. આવી સ્થિતિને લીધે સાંગ્રામિક વ્યવસાયનું મહત્વ અને ઔદ્યોગિક વ્યવસાય વિષેની તિરસ્કાર બુદ્ધિ એ આપોઆપ કાયમ રહ્યાં. દેશનું કલ્યાણ ઔદ્યોગિક વ્યવસાય ઉપર અવલંબીને રહે છે એ વાત થોડાં વર્ષથી જ લોકોના ધ્યાનમાં આવવા લાગી છે. ઉપભોગના નવા નવા પદાર્થ તૈયાર કરીને મનુષ્યના સુખનું ક્ષેત્ર વધારવા તરફ મનુષ્યનું હવે કાંઇક લક્ષ લાગે છે, અને દેશના વૈભવનું માન ઠરાવતી વખત એના લશ્કરી સામર્થ્યનો વિચાર કરીને ઔદ્યોગિક કળામાં પણ બીજાઓની સાથે કેટલો અને કેવો ટકાવ ધરી શકે એમ છે એ વાત તરફ લક્ષ આપવામાં આવે છે. મનુષ્યનું સુખ ઉપભોગના સાધનો ઉપર અવલં-

બીને રહેલું છે અને ઉપભોગનાં વધારે વધારે સાધન પેદા કરવાને વધારે માનસિક સામર્થ્યની જરૂર છે એ વાત હવે સમજાવા માંડી છે અને તેથી સાંગ્રામિક વ્યવસાય સિવાય બીજા વ્યવસાય પણ હાલમાં પ્રતિષ્ઠિત માનવામાં આવે છે.

આ કાર્ય–કારણ–ભાવ લક્ષમાં આણવાથી જુદે જુદે ઠેકાણે અને જુદે જુદે વખતે ઔદ્યોગિક વ્યવસાય સંબંધી જે નીતિ વિષયની સમજૂતિઓ માલમ પડે છે તે વિષેની સમજણ પડવાને અઘરૂં લાગશે નહિ.

ઉત્તર અમેરિકાના ઈંડિયન લોકોમાં શૌર્યનાં અને સામર્થ્યનાં કામો કરવાની ટેવ અને તે વિષેની સમજૂતિઓનાં સ્પષ્ટ ઉદાહરણો મળી આવે છે. ચિપેવા લોકો સંબધી સ્કૂલક્રાફ્ટ કહે છે કેઃ—

"ધનુષ્યબાણ, ભાલા, ગદા ઇત્યાદિ શસ્ત્રોના જે વ્યવસાયમાં ઉપયોગ કરવા પડે છે તે અત્યંત શ્રેષ્ઠ પ્રતિના છે એમ આ લોકોને લાગે છે. મનુષ્યની મહત્વાકાંક્ષાની વાતો કહીએ તો ઉત્કૃષ્ટ પ્રકારે શિકાર કરવો અને શૌર્યથી લડવું એ છે. મરી ગયેલા યોધ્ધાના અને જીવતા સરદારોના જે સ્તુતિપાઠ ગાવાના તે આ ગુણ બદલે જ. ખેતીવાડીનાં અને કારીગરીનાં કામો કરવાં એ આ લોકોમાં છેક હલકા પ્રકારના ધંધા માનવામાં આવ્યા છે." સ્નેક ઈંડિયન લોકો સંબંધી લુઇ અને કલાર્ક કહે છે કેઃ—

"થોડે અંતરે જવાનું હોય તોપણ પગે ચાલતાં જવાનો પ્રસંગ આવે તો તે લોકોને પોતાની મોટી માનહાની થઇ એમ લાગે છે." ડકોટ લોકો સંબંધી બર્ટન સાહેબે આપેલી હકીકત તેવી જ છેઃ—

"શ્રમનાં કામો કરવાની મોટી પીડા જ મનુષ્યની પછાડી વળગેલી છે એમ તેમને લાગે છે. આપણને શિકારનાં કામ એ જ પો-

તાને ઘણાં છે એવી લડનારા લોકોની સમજૂતિ હોવાથી ઘોડા ઉપર ખોગીર મૂકવું અથવા તે ઉતારવું એ કામને વાસ્તે તેઓ બિલકુલ હાથ પગ હલાવવાના નહિ. જંગલી જનાવરોને જે પ્રમાણે પાળેલાં જનાવરોની પેઠે કામ કરવાનું શીખવવું કઠણ છે તે પ્રમાણે આ લોકોને કામે વળગાડવા એ ઘણું કઠણ છે. ગરીબ પ્રમાણિક મજૂરના જેવાં કામ કરવાનો તેમના ઉપર પ્રસંગ આવે તો તેમને મરવા જેવું લાગે છે."

તેમના કરતાં સુધરેલા ઈરોકોઇ લોકોમાં પણ પહેલાં આ સમજૂત માલૂમ પડતી હતી. "લડનારા સિપાઇઓને ખેતીના ધંધાની મહેનતનો તિરસ્કાર લાગતો અને કોઇ પણ હલકા પ્રકારની મહેનત પોતાની યોગ્યતાને શોભતી નથી એવી તેમની સમજૂતિ હતી." એસ્કિવમો લોકોને લડાઇની ટેવ નથી પરંતુ તેમને પણ ઔદ્યોગિક વ્યવસાયનો કંટાળો છે.

"તેઓ શિકાર કરે છે અને માછલાં મારે છે પણ એક વાર શિકાર આણીને જમીન ઉપર નાંખ્યો કે પછી તેઓ તે તરફ લગાર પણ લક્ષ આપવાના નહિ, કારણ મારી નાંખેલી **શીલ** નામે માછલીને પાણીમાંથી ફક્ત જમીન ઉપર ખેંચી આણી હોય તો તેટલાથી પણ તેમના નામને મોટું કલંક લાગે છે."

**ચીપે**વાના લોકો જો એકાદું મોટું શિકારનું જનાવર મારે તો તેને તેઓ વગડામાં જ નાંખી દેછે, અને પોતે ઘેર આવીને તે લાવવા સારૂ પોતાના ઘરનાં બૈરાંને મોકલે છે. અને એમ કરવાનું કારણ પૂછીએ તો તે કહેછે કેઃ—"ગમેતો જમીન ઉપરનાં હોય કે સમુદ્ર ઉપરનાં હોય પણ શિકારનાં કામ એ મોટા પ્રયાસનાં હોય છે. અને તે કરીને થાક લાગ્યા પછી આગળનાં કામ બીજાઓ એ જ કરવાં જોઇએ." આજ સબબથી કદાપિ એસ્કિવમો લોકો તેવું કરવા

લાગ્યા હશે. ઉત્તર અમેરિકા મેલીને દક્ષિણ અમેરિકા તરફ જઇએ તો ત્યાં પણ આવા જ નમુનાનાં ઉદાહરણો મળી આવે છે. ગયાના દેશના જંગલી જાતિના લોકો સાદાં મહેનતનાં કામ કરવાના નહિ. અનાજ વાવતી વખત ફક્ત જમીન સાફ કરવાનું કામ તેઓ કરેછે. બાકીનો બધો દિવસ તેઓ પોતાની ઝુંપડીમાં પડી રહે છે અને ઘરનાં માણસોને જો કંઈ પણ ખાવાનું જ ન રહે ત્યારે તેઓ માછલાં મારવા અથવા શિકાર કરવા બહાર નીકળે છે. આરોકેનિયન લોકો લડવઇઆ છે અને ખેતીવાડી પણ કરે છે. શિકાર મળવો ઘણુંકરીને દુર્લભ હોય છે માટે તેમને ખેતીવાડી તરફ લક્ષ આપવાની જરૂર પડી હશે. આ લોકોમાં પણ પ્રતિષ્ઠિત માણસો ખાવું, પીવું, સુવું અને એશઆરામથી ઘોડા ઉપર ફરવું એ સિવાય બીજું કંઇ પણ કરતા નથી.

આ સર્વ ઉદાહરણોમાં એક વાત સ્પષ્ટ દેખાઈ આવે છે તે એ કે, પ્રાથમિક સ્થિતિના મનુષ્યોમાં પરાર્થ બુદ્ધિનો કેવળ અભાવ હોવાને લીધે તેમના સ્વાર્થને કંઈ પ્રતિબંધ હોતો નથી. માટે પુરૂષ વર્ગ સઘળાં શ્રમનાં અને ત્રાસનાં કામ સ્ત્રી જાતિપર નાંખી દેછે અને મનમાં અહંકાર ઉત્પન્ન કરનારા તથા છેવટ આવ્યા પછી વધારે આનંદનો અનુભવ આપનારાં યુદ્ધનાં અને શિકારનાં કામ ફક્ત તેઓ પોતા માટે રાખે છે. પુરૂષોએ મનમાં આવે તેમ વર્તવું અને સ્ત્રીઓએ માત્ર રાત્ર દિવસ કંટાળો ઉપજે એવાં કામમાં ગુંથાઇ રહેવું એવો પ્રકાર ચાલે છે. આ વિષે જોઇએ તેટલો પુરાવો મળેછે. અમેરિકામાં ચિપેવેઅન, ક્રીક, ટયુપી અને પાટાગોનિયન એ લોકોનાં ઉદાહરણો છે. તે વિષે નીચેના ઉતારા જુઓઃ—

“ આ વગર પૈડાની ગાડી ખેંચવાની મહેનતનું કામ સ્ત્રીઓ ઉપર જ પડે છે અને તે કામમાં તે બિચારીઓ છેક થાકીને લોથ

થઇ જાય છે. સુધરેલા દેશના મનુષ્યને આવી તેમની શોચનીય સ્થિતિ જોઇને દયા આવે છે.”

“ઘરનાં અને ખેતરનાં સર્વ મહેનતનાં કામ બાઇડીઓ જ કરે છે અને બાઇડીઓની વાસ્તવિક સ્થિતિ કહીએ તો કેવળ પુરૂષોની ગુલામ થઇને રહેવાની છે.”

“તેમને જે વખતે પોતાનું રહેવાનું ઠેકાણું બદલવાનું હોય છે તે વખત ભાર વહેનાર જનાવરોનું કામ બાઇડીઓને જ કરવું પડે છે. ઝુંપડીનો સામાન, વાસણ કુસણ અને ઘરના બીજા સઘળા પદાર્થ એ બાઇડીઓએ જ લેઇ જવા જોઇએ.”

“પાટાગોનિયન સ્ત્રીઓના આયુષ્યની કહાણી થોડામાં જ કહી શકાય છે. તેમણે એક સરખી રીતે મજૂરી કરતાં રહેવું. યુદ્ધ અને શિકારનાં કામ સિવાયનાં એકે એક કામ તેઓ જ કરે છે.”

હવે આફ્રિકાના લોકો વિષે મુસાફરોએ આપેલી માહીતી જોઇએ. હોટેંટાટ, બેચુઆના, કાફર, આશાંટી, ફર્નાંડોપો, એ ઠેકાણાના લોકો તથા નૈજર નદી આસપાસના નીચેના પ્રદેશના લોકો એમના સંબંધી નીચેના ઉતારા છેઃ—

“સ્વામી માટે, પોતાને માટે અને પોતાનાં છોકરાં માટે અન્ન મેળવવું ને તે રાંધી કરીને તૈયાર કરવું એ વિષેનો બધો ત્રાસ સ્ત્રીઓને કપાળે ચોટેલો છે. તે ઉપરાંત ઘરનાં બીજાં કામ પણ તેને કરવાનાં હોય છે જ. આટલું કર્યા ઉપરાંત વળી ઢોરની ચાકરી કરવાના કામમાં તેમને ધણીની મદદમાં રહેવું પડે છે.”

“સ્ત્રીઓ ઘર બાંધવાનાં કામ કરે છે, ધાન્ય વાવે છે અને કાપણી કરી અનાજને ઘેર લાવે છે; પાણી અને લાકડાં લેઇ આવે છે; અને અન્ન રાંધે છે. અતિશય શ્રમના કામમાં પણ સ્ત્રીઓને પુરૂષોએ મદદ કરેલી ક્વચીત જ જણાઇ આવે છે.”

"ઘરનાં કામ સંભાળીને બાકીનાં કષ્ટનાં અને શ્રમનાં સર્વ કામ સ્ત્રીઓને કરવાં પડે છે. એક **કાફર** મારી પાસે આવી કહેવા લાગ્યો કે, 'બાઇડી એ તો અમારો બળદ છે, તે વેચાથી લીધેલી હોય છે માટે તેણે કામ કરવું જ જોઇએ'."

"સર્વ મહત્વનાં કામો સ્ત્રીઓને જ કરવાં પડે છે. તે હમેશાં અનાજ વિણુતી કે દળતી અથવા બજારમાંથી વસ્તુઓ ખરીદ કરતી, ખેતીવાડી સંબંધી કામ કરતી કે એવાં બીજાં કંઇક કામ કરતી નજરે પડે છે."

"ફનોડેપોની સ્ત્રીઓને ભાગે પુષ્કળ કામ આવે છે. બટાટા જેવાં **'યામ'** નામનાં કંદ છે તેમનું વાવેતર કરવું, તે તૈયાર થયા પછી તેને ખોદી કહાડવાં વગેરે કામો તેમને જ કરવાં પડે છે. પરંતુ **આફ્રિકાના** બીજા પ્રદેશોમાં સ્ત્રીઓ સાથે વર્તન કરવાની જે રીતો અમારી નજરે પડી છે તેના કરતાં આ ઠેકાણાના લોકોનું સ્ત્રીઓ પ્રત્યેનું વર્તન એકંદર રીતે મમતા ભરેલું અને કાળજીવાળું દેખાઇ આવે છે."

"**નૈજર** નદીની આસપાસના નીચા પ્રદેશમાં વ્યાપારની જણસોની પરચૂરણ વીકરી કરવાનું કામ સ્ત્રીઓને કરવું પડે છે. તે સિવાય તેમને શ્રમનાં પણ કામ ઘણાં કરવાં પડે છે. જમીનની ખેડ-ખાતર કરવાનું કામ તેઓ જ કરે છે."

ઉપર કહેલાં છેવટનાં ત્રણ ઉદાહરણોમાંના લોકો જેઓ વધારે અગાડી વધેલા છે અને જેમને વ્યવસ્થિત રીતિએ ઉદ્યોગ ધંધો કરવાનું ગમે છે તેમનામાં સ્ત્રીઓની ગુલામગીરી થોડા કમી પ્રમાણમાં હોય છે.

યુદ્ધના અથવા શિકારના કામને માટે સ્ત્રીઓ નિરૂપયોગી હોય છે; અથવા તે કામને માટે તેઓ નિરૂપયોગી છે એમ નીદાન માન-

વામાં આવે છે. માટે તે તેમના હાથથી ન થાય એવાં આ કામ સિવાયનાં બાકીનાં મહેનતનાં અને કષ્ટનાં કામ તેમને કરવાં પડે છે. પ્રાથમિક સ્થિતિના લોકોને આવાં કામ જે હલકાં લાગે છે તેનું આ એક કારણ છે. વળી તે સિવાય પાછળ કહ્યા પ્રમાણે તેટલા જ મહત્વનું બીજું પણ એક કારણ છે; તે એ કે, લડાઇમાંથી પકડી આણેલા અથવા ગુલામ કરીને આણેલા લોકો પાસેથી યુદ્ધ અને શિકાર સિવાયનાં બાકીનાં મહેનતનાં કામ લેવામાં આવે છે એટલે કોઇપણ રીતે ઉપરના દરજ્જાના ગણાતા લોકો પાસેથી જે કામ લેવામાં આવે છે તે હલકાં ગણાય છે. પ્રાથમિક સ્થિતિના લોકોમાં શૂરા સિપાઇઓને ત્રાસ ઉપજે અને કંટાળો આવે એવાં કામો ગુલામો પાસેથી કરાવવામાં આવે છે તેને વાસ્તે અનેક ઉદાહરણો મળી આવે છે. ચિનૂક લોકો વિષે એવું વાંચવામાં આવે છે કે, તેઓ મહેનતનાં સર્વ કામ પોતાના ગુલામો પાસે કરાવે છે. અને કેટલેક પ્રસંગે તેમની બાઇડીઓ ગુલામને મદદ કરે છે. **અંડરસન** કહેછે કેઃ—

"ડમાર લોકો આળસુ છે. જે કામો બાઇડીઓથી થતાં નથી તે કામ તેઓ ગુલામો પાસે કરાવે છે. એ ગુલામો તેમની જ જાતના ગરીબ દશાએ પહોચેલા લોકો હોય છે અથવા આસપાસના લોકો પૈકી પકડી આણેલા કેદી હોય છે."

કાંગો નદી ઉપર **એંબોમા** કરીને શહેર છે ત્યાંના લોકોનું વર્ણન કરતાં ઠકે લખેછે કેઃ—

"જમીનની ખેતી કરવાનું કામ સઘળું ગુલામ અને સ્ત્રીઓને માથે નાંખેલું હોય છે. રાજકન્યાઓ અને રાજપુત્રોની સ્ત્રીઓ એમને પણ એ કામ કરવાનો વારંવાર પ્રસંગ આવે છે." **બર્ટન** કહેછે કેઃ—

"ડહોમે પ્રાંતમાં ખેતીવાડીનાં સર્વ કામ ગુલામોને કરવાનાં

હોવાથી તે હલકી પ્રતિનાં ગણાય છે. તથાપિ તે કામનો ઘણોખરો ભાગ સ્ત્રીઓ તરફથી પણ કરાવવામાં આવેછે. ” તે જ પ્રમાણે એશિયા ખંડના મિસ્મી લોકો વિષે એવું વાંચવામાં આવે છે કે તેમનાં ખેતી-વાડીનાં સર્વ કામ સ્ત્રીઓ અને ગુલામો કરે છે.

ઉપર કહેલા પ્રતિપાદનથી સ્પષ્ટ જણાશે કે, પ્રાથમિક સ્થિતિના લોકોમાં ઔદ્યોગિક વ્યવસાય વિષે તિરસ્કાર બુદ્ધિ ઉત્પન્ન થવી એ કેવળ સ્વાભાવિક અથવા જરૂરની છે એમ કહીએ તોપણ ચાલે. આ પ્રવર્તક નીતિની સંમતિને પૂર્વાપાર રૂઢિની સંમતિ મળે છે, અને જુદા જુદા લોકોની જુદી જુદી પરિસ્થિતિ પ્રમાણે તેને વિશેષ સ્વરૂપ પ્રાપ્ત થાય છે. એને વાસ્તે આ નીચેનાં ઉદાહરણો જુઓ:—

“ સેઆન લોકોને ઘેટાં પાળવાના અથવા ગોવાળીઆના ધંધાનો મોટો તિરસ્કાર આવે છે. ‘ શિકાર ઉપર અથવા લુંટ ઉપર નિર્વાહ કરવો ’ એવા અર્થની કેટલીક કહેવતો તે લોકોમાં જડી આવે છે. ”

“ જે ખરેખરો આરબ છે તેને ખેતીનો ધંધો ઘણો હલકો લાગે છે. તે મનુષ્યનું હલકાપણું બતાવનારો છે એવી તેમની સમજૂત હોય છે. ”

આ અને પહેલાંનાં ઉદાહરણો ઉપરથી ઉઘાડું જણાશે કે, જે પ્રકારની રહેણીની મનુષ્યને ટેવ પડી હોય છે તેને અનુકૂળ એવી તેની કલ્પના અને સમજૂતિ બને જાય છે. અને એવી સમજૂતિને અંગે કેટલું સામર્થ્ય હોય છે એ, કેટલાક ચાલ પેઢી દર પેઢી એક સરખી રીતે ચાલુ રહેવાનાં જે ચમત્કારિક ઉદાહરણો મળી આવે છે તે ઉપરથી દેખાય છે. પૂર્વ આફ્રિકાના લોકો વિષે લિવિંગસ્ટન કહે છે કે:—

“ જે ઠેકાણે ઢોર હોય છે ત્યાંની સ્ત્રીઓ જમીન ખેડે છે, ધાન્ય વાવે છે તથા ઝુંપડીઓ બાંધે છે; અને પુરૂષ ઘેર રહીને શી-

વણુ કામ કરે છે, સૂતર કાંતે છે, કાપડ વણે છે, ગાય દુવે છે અને એક બીજા સાથે ગપ્પાં સપ્પાં મારતા બેસે છે." આબિસીનિયા દેશમાં રૂઢ બની ગયેલો સ્ત્રી પુરૂષો મધ્યેનો શ્રમ વિભાગ તો આના કરતાં પણ ચમત્કારિક છે. બ્રૂસ કહે છે કેઃ—

"કોઇપણ જણુસ વેચાતી લેવા વાસ્તે બજારમાં જવું એ પુરૂષના નામને એબ લગાડનારૂં છે. તેણે પાણી પણ આણવું ન જોઇએ અથવા રોટલો પણ શેકવો ન જોઇએ. ઘરનાં સર્વે મનુષ્યનાં લૂગડાં ધોવાં એ તેનું કામ હોય છે અને તે કામમાં તેને સ્ત્રીઓ મદદ કરતી નથી."

પેરુ દેશમાં કનારી નામે પહેલાં લોકો હતા તેમનામાં પણ એવી જ સ્થિતિ હતી એમ સીઝા એણે આપેલી માહીતી ઉપરથી જણાય છે.

"અહીંની સ્ત્રીઓ મોટી ઉસ્તાદ કામ કરનારી છે. તે જમીન ખેડીને સાફ કરે છે અને તેમના સ્વામી ઘેર બેશીને શીવવાનું કામ, વણુવાનું કામ, કપડાં ઉપર નકસી કરવાનું કામ અને બીજાં બૈરાંનાં કામ કરે છે. કેટલાક ઈંડિયન (અમેરિકાના) લોકો કહે છે કે, આવો રિવાજ પાડવાનું કારણ પુરૂષનું કમીપણું અને બાઇડીઓની વૃદ્ધિ એ છે."

આ અસ્વાભાવિક દેખાતા પ્રઘાત ઉત્પન્ન થવાનું કારણ ઘણુંકરીને એવું હોય છે કે, પરિસ્થિતિ બદલાવાથી યુદ્ધનાં અને શિકારનાં કામો કરવાને કંઇપિણ અડચણો આવી હશે અને પહેલાં જે કામો સ્ત્રીઓ કરતી હતી તે કામો તેમની પાસે જ રહીને પુરૂષો આળસમાં અથવા અલ્પશ્રમમાં પોતાનો વખત ગાળવા લાગ્યા હશે. વળી એવું જણાય છે કે, જે કામમાં એક સરખી અને સખત મહેનત કરવી પડે છે એવાં કામ જંગલી સ્થિતિના લોકોમાં નાઇલાજ થયા વગર પુરૂષોએ કરવા માંડ્યાં નથી.

પરંતુ જે ઠેકાણે યુદ્ધની ધામધુમ ન હોવાને લીધે લોકસંખ્યા વધતી ગઈ તે ઠેકાણે ઉદરનિર્વાહ માટે પુરૂષોને ખાવાના પદાર્થ ઉત્પન્ન કરવાનાં કામ હાથમાં લેવાં પડયાં છે. તેમના આયુષ્યમાં આવો ફેરફાર થવાને લીધે હળવે હળવે તેમની સમજૂતિમાં પણ ફરક પડયો અને તેમને ખેતી વગેરેના ઉદ્યોગ પ્રતિષ્ઠિત લાગવા માંડયા. **ખોંડ** લોકોમાં આવી સ્થિતિ માલમ પડે છે.

"વ્યાપારના અથવા બીજા પ્રકારના લેવડ દેવડના વ્યવહાર પોતાની મોટાઇને ન શોભે એવા છે એવી તેમની સમજૂત છે. સિપાઇગીરીનાં અને ખેતીનાં કામ ન કરનારા સર્વ લોકો તેમને હલકા લાગે છે."

તે જ પ્રમાણે **જાવા** બેટના લોકો વિષે એવું વાંચવામાં આવે છે કે:—

"તે લોકોને વ્યાપાર વિષે ઘણો તિરસ્કાર છે અને ઊંચી પ્રતિના લોકોને તે ધંધામાં પડવું અપકીર્તિ ભરેલું લાગે છે. પરંતુ સાધારણ લોકો ખેતીવાડીના ધંધાની મહેનત કરવા હમેશાં તૈયાર હોય છે અને મોટા લોકો પણ તેમને ઉત્તેજન આપે છે તથા તે ધંધો પ્રતિષ્ઠિત ગણે છે."

અનેક રસ્તેથી મેળવેલી માહીતી ઉપરથી એમ જણાય છે કે, **જર્મન** લોકોનાં ટોળાંમાં પણ ખેતીનો ધંધો પ્રતિષ્ઠિત મનાવા લાગ્યો હતો. તેમના મૂળ વતનમાં તેમ જ નવીન જીતી લીધેલા પ્રાંતોમાં શિકાર પર અને લુંટ પર બરોબર રીતે નિર્વાહ થઈ શકયો નહિ તેથી તેમને ખેતીનો ધંધો હાથે ધરવાની જરૂર પડી એમ કહેવાને હરકત નથી.

ઠરીઠામ બેસવાનું ન હોય એવા નીચી પાયરીના લોકોને જ કરવું પડ્યું અને તેને લીધે લોકોને તે તિરસ્કાર ભરેલું લાગવા માંડ્યું. બાજું, તે વખત લોકોની ગરજો છેક નિયમિત અને જ્યાંની ત્યાં જ પૂરી પાડવા જેવી હતી માટે તેમને વ્યાપારની જરૂરીયાત પણ લાગતી ન હતી. જેમનું બીજા કશાથી પેટ ભરાય નહિ તે જ વ્યાપારની પાછળ લાગતા. પરંતુ વ્યાપારની જેમ જેમ વૃદ્ધિ થતી ગઈ તેમ તેમ તેનો ઉપયોગ લોકોની નજરમાં આવવા લાગ્યો અને તે સંબંધી લોકોની સમજૂતિ પણ હળવે હળવે બદલાતી ગઈ. શિકાર કરનારા લોકોમાં જે પ્રમાણે પ્રથમ ખેતીવાડીની આવશ્યકતા ન હોવાને લીધે તે હલકી લાગતી હતી, પરંતુ આવશ્યકતા ઉત્પન્ન થયા પછી તેને માન મળવા લાગ્યું; તે જ પ્રમાણે જ્યાંસુધી વ્યાપારની આવશ્યકતા લાગતી ન હતી ત્યાંસુધી તે વિષે લોકોનો હલકો વિચાર હતો, પણ આવશ્યકતા લાગવા માંડી એટલે એ વિચાર બદલાવા માંડ્યા.

લોકસંખ્યા વધીને સમાજ મોટી થવા લાગ્યા પછી અને નિર્વાહને માટે અન્ન ઉત્પન્ન કરવાની જરૂરીઆત લાગ્યા પછી પણ કેટલાક કાળ સુધી ખેતીનો ધંધો પ્રતિષ્ઠિત ગણાતો ન હતો, એનાં કારણો આ પ્રકરણના આરંભમાં આપેલાં જ છે. પ્રથમ તે ધંધો ગુલામો પાસે કરાવવામાં આવતો અને પછી નીચી પાયરીનાં માણસો તેમાં પડવા માંડ્યાં, એટલા માટે શારીરિક અથવા માનસિક દુર્બળતા અને આવા પ્રકારનાં કામો એમનો એક બીજા સાથે સંબંધ છે એમ મનુષ્યના મનમાં ઠસી ગયું અને અંગ તોડીને મહેનત કરવી એ પોતાનું હલકાપણું કબુલ કરવા જેવું છે એવી સમજૂત ઉત્પન્ન થયાથી મનુષ્યને કામનો જે સ્વાભાવિક કંટાળો હોય છે, તેને ઉત્તેજન મળ્યું.

પ્રાચીન કાળના સુધરેલા લોકોના ગ્રંથમાં ઉદ્યોગ કરવો એ મનુષ્યનું કર્ત્તવ્ય છે એવા પ્રકારના ઉલ્લેખ ઠેકાણે ઠેકાણે મળે છે, પરંતુ તે નીચેની પાયરીના લોકોને ઉદ્દેશીને લખેલા હોવા જોઇએ. મનુસ્મૃતિમાં નીચેના અર્થનું વચન છેઃ—

"તારે માટે 'નિમેલું' કામ તું દરરોજ મંડયો રહીને કરે જા."

ઉપરના વાકયમાં 'નિમેલું' એ શબ્દનો ઉપયોગ કર્યો છે માટે નિમનારો કોઈ પણ ધણી હોવો જોઇએ એવો બોધ થાય છે. એટલે એ વાક્ય ચાકરોને ઉદ્દેશીને લખેલું હોવું જોઇએ.*

---

* કદાચિત 'નિમેલું' એનો અર્થ વર્ણાશ્રમ ધર્મ પ્રમાણે જેને તેને શિર આવેલું એવો પણ હોવાનો સંભવ છે. પરંતુ એમ હોય તોપણ આ ઠેકાણે આપણને જેની જરૂર છે તે પ્રકારનો પુરાવો તેમાંથી મળે છે. વર્ણ–વ્યવસ્થામાં જે શ્રમ–વિભાગ કરેલા છે તેમાં ઔદ્યોગિક વ્યવસાય સમાજના છેક નીચી પાયરીના લોકોને શિર મૂકયો છે. ઘણાખરા જંગલી લોકોમાં વણિક–વૃત્તિ કરતાં ખેતીવાડીના કામને વધારે માન હોય છે. તે સંબંધી માત્ર આપણા દેશમાં ઉલટું થયેલું છે. વણિકવૃત્તિનાં કામ વૈશ્યવર્ગને કરવાનાં છે અને ખેતીવાડીનું કામ શૂદ્રોને સોંપેલું છે. વૈશ્ય અને શૂદ્ર આ બે વર્ણોમાં ઘણું જ અંતર છે. વૈશ્યને જનોઈ વગેરેનો અધિકાર છે અને શૂદ્રને તે નથી. વૈશ્ય એ ઘણુંકરીને આર્ય લોકો પૈકી જ નીચી પાયરીના લોકો હશે અને શૂદ્ર એ અહીંના મૂળના રહેવાશી હશે. બીજા પ્રાથમિક સ્થિતિના લોકો પ્રમાણે જ આપણા દેશમાં પણ યુદ્ધના અને શિકારના વ્યવસાયોને અગ્રસ્થાન મળેલું જણાય છે. બુદ્ધિ વિષયક વ્યવસાયને તેમનાથી પણ ઉપરનું સ્થળ મળેલું છે, પરંતુ તે વ્યવસાયમાં પડેલા લોકો ઘણુંકરીને એકાંતમાં આયુષ્ય ગાળતા અને તેમનો સંસાર–વ્યવહારની ખટપટ સાથે ઘણો સંબંધ નહતો.

ઇજિપ્શિયન લોકોના પવિત્ર પુસ્તકમાં એવું લખેલું છે કે, ઇજિપ્શિયન મનુષ્ય મરણ પામીને પરલોકમાં ગયા પછી તેણે પોતાનાં કર્તવ્ય કેવી રીતે બજાવ્યાં છે તે વિષેના તેને પ્રશ્નો પૂછવામાં આવે છે અને તે પ્રશ્નોના ઉત્તર નીચે પ્રમાણે દેઈ શકાય તો તેને સદ્દગતિ થાય છે.:—"હું આળસુ બેશી રહ્યો નથી" અને "મેં પોતાનું કામ કરવામાં વાર લગાડી નથી." આ છેવટના વાક્યનો ભાવાર્થ એવો દેખાય છે કે, ધણીએ (શેઠે) કહેલું કામ મેં વખતસર કર્યું છે. **હીબ્રૂ** લોકોમાં પણ એમ જ છે એવું કહેવાને હરકત નથી. તે લોકો પ્રથમ ઢોર અને ઘેટાંનાં ટોળાં પાળીને તે ઉપર પોતાનો નિર્વાહ ચલાવનારા હતા માટે ત્યાર પછી પણ તે લોકોમાં એ ધંધો પ્રતિષ્ઠિતમાં ગણાતો. હાલના **આરબ** લોકો પણ બહાર સ્વારીઓ વગેરે કરવાનું કામ ન હોય તો તેઓ ખુશીથી ભરવાડનું કામ કરે છે. આ વાત લક્ષમાં રાખીએ તો એમ જણાઈ આવશે કે, **હીબ્રૂ** લોકોના પ્રાચીન પુસ્તકમાં કહેલું ઉદ્યોગ સંબંધી કર્તવ્ય વિશેષે કરીને ગુલામોને ઉદ્દેશીને જ લખેલું છે. તેમની દશ આજ્ઞાઓ પૈકી ત્રીજી આજ્ઞા જો કે, ધણી અને ચાકર આ બન્નેને ઉદ્દેશીને લખેલી જણાય છે તોપણ તે લોકોના પહેલાંના આયુષ્યક્રમ તરફ લક્ષ આપતાં તે ઠેકાણે 'ઉદ્યોગ' શબ્દથી બીજી મહેનતનાં કામ નહિ પણ ઢોર સંબંધી કામ સમજવું જોઇએ. **બાયબલ**માં વર્ણવેલી ×**આડમ**

---

×ઈશ્વરે પ્રથમ એક જોડું ઉત્પન્ન કર્યું અને તે જોડાથી પછી સર્વ મનુષ્ય જાતિનો વિસ્તાર થયો, એવી કેટલાક ધર્મના લોકોની સમજૂત છે. એ પહેલું જોડું **આડમ** અને ઈવ એમનું હતું એવી **હીબ્રૂ** લોકોની અને તેમના જ ધર્મથી ઉત્ક્રાંત થયેલા **ખ્રિસ્તી** ધર્મના અનુયાયીઓની સમજૂત છે. આ જોડાને દેવે ઈડનના બાગમાં

અને ઈવની પૌરાણિક કથા ઉપરથી ઉદ્યોગનાં કર્ત્તવ્ય તમામ મનુષ્ય જાતિને માથે નાંખેલાં જણાય છે ખરાં, પરંતુ આ પૌરાણિક કથાનું મૂળ જોઇએ તો જુદા પ્રકારનો સંભવ જણાય છે. આ દંતકથા મૂળની **બાબિલોનિયન** લોકોની હશે એવું માનવાને પુષ્કળ આધાર છે; અને હાલના શોધ ઉપરથી એવું જણાયું છે કે, પૂર્વે **આ**-દામી નામના કાળા લોકો હતા તેઓ ગુલામ હતા. તેમણે મનાઇ કરેલાં ફળ એટલે ઉંચી પ્રતિના લોકોને માટે રાખી મૂકેલાં ફળ ખાવાં એ ગુન્હો ગણાતો હશે. પ્રાચીન કાળમાં **પેરુ** દેશમાં પણ **ચૂકા** નામે ઉંચ વર્ણના જે લોકો હતા તેમને વાસ્તે રાખી મૂકેલાં 'કોકા' નામનાં ફળ ચાકરોએ ખાવાં એ ગુન્હો ગણાતો હતો. આ ઉપરથી **આ**ડમની પૌરાણિક કથાનો પણ ભાવાર્થ, ગુલામોએ મહેનતનાં કામ કરવાં એવો દેખાય છે. તે વખતે ઘણુંકરીને **હીબ્રૂ** લોકોમાં પણ ઉદ્યોગ કરવાનાં કર્ત્તવ્ય હલકા લોકો ઉપર જ નાંખેલાં હતાં અને તેનો સંબંધ સર્વ મનુષ્ય જાતિ સાથે ન હતો એમ જણાય છે. **પર્શિયન** લોકોના ગ્રંથમાં માત્ર મનુષ્યની સ્થિતિ તરફ લક્ષ ન આપતાં ઉદ્યોગ ધંધાનું મહત્વ વર્ણવેલું જણાય છે. તેમના ગ્રંથમાંનું આ વાકય જુઓ:—" ઈશ્વરની દૃષ્ટિએ ખેતીવાડી કરનારો મનુષ્ય હજાર માણસોનું અસ્તિત્વ જે ઉપર અવલંબીને રહે છે તે માણસ

---

મૂકયું હતું. ત્યાં તેઓ મોટા આનંદમાં રહેતાં હતાં. તે બાગના એક ઝાડનું ફળ ના ખાવું એવી **દેવે** તેમને આજ્ઞા કરી હતી. પરંતુ સ્ત્રીએ મન ભંભેરવાથી **આ**ડમે તે ઝાડનું ફળ ખાધું. તેથી **દેવ**ને ગુસ્સો આવ્યો અને તેણે ( **દેવે** ) 'મહેનત કરી ઉપજીવિકા કરો' એવો તેને અને તેની સંતતિને શાપ આપ્યો. એ કથા **જૂના** કરારમાં વિસ્તારથી આપેલી છે.

જેટલો શ્રેષ્ઠ છે.” ડોસાભાઈ ફ્રામજી કૃત **‘પારસીઓ’** એ પુસ્તકમાં આ પ્રમાણે વાંચવામાં આવે છે કે–‘ઝોરોઆસ્ટ્રીઅન’ (પારસી ધર્મ પાળનાર) ને પોતાના ધર્મથી એવું શિક્ષણ મળે છે કે પરસેવો ઉતારીને ઉપજીવિકા મેળવવી.”

યૂરોપના લોકોમાં પણ પ્રાચીન કાળથી પ્રસ્તુત કાળ સૂધીમાં તે તે કાળના લોકોનો આયુષ્યક્રમ અને શ્રમનાં કામ વિષે તેમની સમજૂતિ એમની વચ્ચે ઉપર કહેલો સંબંધ જણાઈ આવે છે.

પ્રથમ **ગ્રીક** લોકોનું ઉદાહરણ લેઇએ. **પ્લેટોના*** ગ્રંથ ઉપરથી તે વેળાનો લોકમત દેખાઈ આવે છે. તે વખત વ્યાપારી લોકોનો ધંધો હલકો સમજવામાં આવતો હતો અને વેપારીઓને કાયદાનો લાભ મળતો ન હતો એટલે વેપારીએ કરેલી ફરિયાદ ચાલતી નહતી. પરંતુ ખેતીવાડીનો ધંધો તેટલો હલકો માનવામાં આવતો ન હતો, એ વાત ખેડુતોથી કાયદાનો ઉપયોગ થઈ શકતો એ ઉપરથી સ્પષ્ટ દેખાય છે. **પ્લેટોએ** ‘લોકસત્તાત્મક રાજ્ય’ આ પુસ્તકમાં ઉત્પાદક ધંધો કરનારા અને વ્યાપારી એ સર્વને છેક હલકા માનેલા છે. +**આરિસ્ટાટલે** જે પોતાની મનોવૃત્તિઓ પ્રકટ કરી છે તે ઉપરથી પણ એવા જ પ્રકારની સમજ જણાય છે. તે કહે છે કેઃ—“સુતાર, કંસારા, લુહાર ઇત્યાદિ ધંધો કરનારા અથવા મજૂરી પર નિર્વાહ કરનારા લોકોને હાથે સદાચરણનાં વર્ત્તન થવાં અશક્ય છે.”

---

* **પ્લેટો** આ **ગ્રીક** તત્વવેત્તા ઇસ્વી સન પહેલાં ૪૦૦ વર્ષના સુમારમાં થઇ ગયો.

+ **આરિસ્ટાટલ પ્લેટો** પછી ૪૦–૫૦ વર્ષ ઉપર થઇ ગયો. તે **પ્લેટોનો** શિષ્ય હતો. તે વીશ વર્ષ **પ્લેટો** પાસે રહ્યો હતો. યૂરોપમાં હાલના જ્ઞાનના ફેલાવાનું કારણ **આરિસ્ટાટલના** ગ્રંથો છે.

તે લોકોની પશ્ચિમે રહેનારા લોકોની પણ સમજૂતિ જુદી ન હતી. રોમન લોકોમાં એક સરખાં યુદ્ધો ચાલુ રહેવાથી સિપાઈગીરીને ઘણું માન મળવા લાગ્યું અને બીજા ધંધાના લોકો વિષે તિરસ્કાર બુદ્ધિ ઉત્પન્ન થઇ. રોમન લોકોના રાજ્યનો અને તેની ક્રૂરતા મિશ્રીત સુધારણાનો અંત આવ્યા પછી જે કાળની શરૂઆત થઈ તેને યૂરોપના ઇતિહાસમાં કૃષ્ણ યુગ ( ડાર્ક એજિસ ) એવું નામ આપેલું છે. આ કૃષ્ણ યુગમાં અને ત્યારપછી એક સરખાં યુદ્ધો ચાલીને મોટાં મોટાં રાજ્યો સ્થાપન થયાં પછી પણ શારીરિક અને માનસિક એવા બન્ને પ્રકારના ઉદ્યોગ વિષે તિરસ્કાર બુદ્ધિ કાયમ રહી. તેથી કેવળ શારીરિક શ્રમ કરનારા મજૂરોના અને હુશીઆર કારીગરોના ધંધા હલકા ગણાતા એટલું જ નહિ પરંતુ સુશિક્ષિત લોકોના બુદ્ધિ વિષયક વ્યવસાયો બદલ પણ તેટલો જ તિરસ્કાર લાગતો. જ્યાંસૂધી જીતેલા લોકો સિવાય બાકીના સર્વ લોકોના આયુષ્યનાં મુખ્ય કામ લડવું એ હતાં ત્યાંસૂધી આ સ્થિતિ કાયમ રહી. ત્યારપછી વિજયી લોકોનાં લડવાનાં કામ પુષ્કળ કમી થયાં અને જીતાએલા લોકોનું હળવે હળવે મહત્વ વધીને તેમના મતનું પરિણામ જીતનારા લોકોના મત ઉપર થવા લાગ્યું. તે વખતે ઉદ્યોગ ધંધા પ્રતિષ્ઠિત માનવા તરફ લોકોની થોડીક પ્રવૃત્તિ થવા લાગી. આવી સ્થિતિ થતા પહેલાં વિજયી લોકોએ કેટલેક પ્રસંગે ઉદ્યોગ ધંધાનાં જે વખાણ કરેલાં માલમ પડે છે, તે કેવળ સ્વાર્થની નજરથી કરેલાં દેખાય છે. જીતાએલા લોકોએ તે ધંધા કરવા અને પોતે તેમના ઉપર મરજીમાં આવે તેમ રાજ્ય ચલાવવું એવો તેમના મતનો હેતુ દેખાય છે.

હાલના વખતમાં વિશેષે કરીને ઇંગ્લાંડમાં અને અમેરિકામાંનાં સ્વતંત્ર સંસ્થાનોમાં ઔદ્યોગિક કળા તરફ લોકોનું વધારે લક્ષ લાગેલું છે, અને તેથી ઉત્પાદક ધંધા કરનારા લોકોનું મહત્વ એટલું બધું

વધેલું છે કે, તેની આગળ સાંગ્રામિક વ્યવસાયનું અભિમાન ધરાવનારા લોકો બિલકુલ પછાત પડી ગયા છે. ઔદ્યોગિક વ્યવસાયમાં પડેલા લોકોના મતનું પુષ્કળ વલણ લોકમતમાં મળતું હોવાને લીધે ઉદ્યોગ ધંધા વિષેની પહેલાંની સમજૂતિ ઘણી બદલાઈ ગઇ છે. કેવળ શારીરિક શ્રમના જે ધંધા છે તે વિષેની તિરસ્કાર બુદ્ધિ હજી પણ સમૂળગી નીકળી ગઈ નથી. કારણ, તે ધંધાની કલ્પના મનમાં આવ્યાની સાથે જ બીજી બે વાતો ધ્યાનમાં આવે છે. એક તે ધંધામાં પડેલા લોકો સમાજમાં છેક નીચેની પાયરીના હોય છે; અને બીજું, બુદ્ધિના કમીપણાને લીધે તે લોકોની ગતિ જ તેટલી હોયછે. આ વાતો હમેશાં જો કે, ખરી નથી તોપણ તે મનમાં આવ્યા વગર રહેતી નથી. ચતુર કારીગરોની સ્થિતિ મજૂરોની સ્થિતિ કરતાં વધારે સારી છે. ઉંચી પ્રકારના બુદ્ધિ સામર્થ્યની જરૂર હોવાને લીધે તેમના ધંધાને પુષ્કળ માન મળે છે, તોપણ તે ધંધાની કલ્પના મનમાં આવ્યા બરોબર તેની સાથે જોડાએલી સામાજિક સ્થિતિની પણ કલ્પના મનમાં આવ્યા વગર રહેતી નથી. કારીગર લોકો જો કે કેવળ હલકી સ્થિતિના નથી, તોપણ વધારે ઉપરના દરજ્જાના પણ નથી. માટે તેમના વિષે હાલ પણ થોડીક તિરસ્કાર બુદ્ધિ ઉત્પન્ન થાય છે. માત્ર બુદ્ધિ વિષયક વ્યવસાયોની સ્થિતિ છેક બદલાએલી છે. પહેલાં તેમને વિષે જે તિરસ્કાર લાગતા હતા તે હાલમાં કેવળ નષ્ટ થઇને તે પ્રતિષ્ઠિત મનાવા લાગ્યા છે. ઔદ્યોગિક વ્યવસાયો વિષે લોકમતમાં જે આટલો ફરક પડ્યો છે અને હજી પણ પડવાનો રંગ દેખાય છે તે સંબંધી એક વાત વિશેષ લક્ષમાં રાખવા જેવી છે. તે એ કે, પ્રત્યેક મનુષ્યે કોઇપણ ઉપયોગી ધંધો કરવો જરૂરનો છે. એ સમજૂત ઘણુંકરીને સર્વ ઠેકાણે ચાલતી જાયછે અને હાલના વખતના શ્રીમંત

લોકો પણ પોતાના વર્ગનાં આળસુ લોકોને તિરસ્કાર કરતા જણાઈ આવે છે.

હજી પણ સાંગ્રામિક કાળની બાકી રહેલી કલ્પના જોવી હોય તો લશ્કર તરફ અથવા નૌકાસૈન્ય તરફ દૃષ્ટિ કરો. સૈન્યના અને નૌકા સૈન્યના અમલદાર લોકો માણસોની કિંમત તેમની પદવી ઉપરથી કરેછે. તેમની વિદ્યા તરફ કે હુશિયારી તરફ તે જોતા નથી. તે ઉપરથી એમ બને છે કે, સૈન્યની સાથે અથવા નૌકાસૈન્યની સાથે જોડેલાં જે વૈદ્યકીય કામનાં અને ઇંજનેરી કામનાં ખાતાં હોયછે તેમાંના બુદ્ધિમાન અને વિદ્વાન ડાકટર અને ઇંજનેર આફીસરોની યોગ્યતા બીજા અમલદારો કરતાં કમી ગણાવમાં આવે છે અને છેક વરિષ્ટ અધિકારી પણ તેમની સાથે તેવી જ રીતે વર્તે છે.

આ સર્વ વિવેચન ઉપરથી જણાશે કે પહેલાંના પ્રકરણમાંના વિષયો પ્રમાણે જ આ પ્રકરણમાંના વિષયો બદ્દલ પણ લોકોની સમજૂતિઓ તેમના મિત્રના વ્યવસાયો ઉપર અવલંબીને રહે છે. સમાજની સારી સ્થિતિને માટે જે વ્યવસાયોની આવશ્યકતા હોય છે તે લોકોને પસંદ પડતી જાય છે અને બીજા વ્યવસાયો વિષે તિરસ્કાર બુદ્ધિ ઉત્પન્ન થાય છે, અને આ પ્રમાણે પ્રવર્તક નીતિની સમજૂતિઓ બને જાય છે. સમાજના પ્રમુખ માણસો જે વાતો કરતા હોય તે યોગ્ય અને પ્રતિષ્ઠાવાળી અને બીજી વાત અયોગ્ય અને અપમાન ભરેલી એવી સમજૂતિ હળવે હળવે ઉત્પન્ન થાય છે.

ઉપર કહેલી સ્થિતિને પ્રાચીનકાળથી પ્રસ્તુત કાળ સુધી ભિન્ન પરિસ્થિતિની સમાજોમાં વિશેષ આવે એવી સમજૂતિઓ નજરે પડે છે. જે સમાજોમાં ક્ષાત્રતેજ ચકચકે છે તેમાંના લોકોને ઉદ્યોગ ધંધા કરવા હલકા લાગે છે, પરંતુ જે સમાજોમાં શાંતતા

હોય છે તેમાંના લોકોને ઉલટા તે પ્રતિષ્ઠિત લાગે છે. રાજાને ગાદી ઉપર બેસવાને પ્રસંગે જુદી જુદી સમાજોમાં જે સમારંભ કરવામાં આવે છે તેમાં આ વિરોધ સ્પષ્ટપણે દેખાઈ આવે છે સાંગ્રામશીલ જંગલી લોકોમાં નવા રાજાને રાજ્યાભિષેક કરવાનો હોય ત્યારે જે વિધિ કરવામાં આવે છે તેમાં શસ્ત્રનું પ્રાધાન્ય હોય છે. કોઇ ઠેકાણે રાજાને ઢાલ ઉપર બેસાડીને આસપાસના સર્વ લોકોને તેનું મોં દેખાય એટલા માટે તે ઢાલ ખભા ઉપર ઉંચે ધરી રાખે છે. કોઇ ઠેકાણે રાજાની કમ્મરે તરવાર લટકાવે છે અથવા તેના હાથમાં ભાલો આપે છે. અને ઘણાખરા ઠેકાણાના લોકોને સાંગ્રામિક સ્થિતિનો કોઇપણ વખતે અનુભવ થયેલો હોવાથી તે વખતના જે ચાલ પ્રચારમાં આવી, જાય છે તે પછી શાંતતાનો કાળ આવે તોપણ તેમના તેમ જ ચાલુ રહે છે. માટે હાલ જે લોકોમાં શાંતતા દેખાઈ આવે છે તેમાં પણ રાજ્યાભિષેકને પ્રસંગે એવાં રાજ્યચિન્હોનો ઉપયોગ કરવામાં આવે છે. પરંતુ જે ઠેકાણે એવાં ચિન્હનાં નામ પણ સાંભળવામાં આવતાં નથી એવું એક ઉદાહરણ મળી આવ્યું છે. **માનાન્સા** કરીને **આફ્રિકા** ખંડમાં રહેનારા પ્રાથમિક સ્થિતિના લોકો છે, તેમનો પાછળ કેટલેક પ્રસંગે ઉલ્લેખ કરેલો જ છે. પાડોશના લડાઇખોર લોકોના ત્રાસથી કંટાળીને તે ડુંગરી પ્રદેશમાં જઇને રહ્યા અને ત્યાં તેઓ ખેતીવાડી ઉપર નિર્વાહ કરે છે. "અમે પશુના લોહીના તરસ્યા નથી તો પછી માણસના લોહીના ક્યાંથી તરસ્યા હોઇએ?" આવું તે કહે છે એમ પણ પાછળ જણાવ્યું જ છે. આ ઉપરથી સાંગ્રામિક વ્યવસાયોનો તેમને કેટલો ધિક્કાર છે એ દેખાઈ આવે છે. તેમને વિષે **હોલ્ય** કહે છે કે, નવો રાજા ગાદી ઉપર બેસવાનો હોય ત્યારે તેના હાથમાં થોડીક રેતી, પત્થર અને હથોડો

એ રાજ્યચિન્હો આપવામાં આવે છે. આ ચિન્હો તેમના ધંધાનાં પ્રદર્શક છે.

હવે માત્ર એક જ વાતનો ઉલ્લેખ કરવાનો રહ્યો છે. તે કરીને તે વાતના મહત્વ વિષે પણ બે બોલ લખવા જરૂરના છે. ઉદ્યોગ ધંધા સંબંધી જે પ્રવર્તક નીતિની સમજૂતિ ઉત્પન્ન થાય છે અને જેને લીધે ઉદ્યોગ ધંધો કરવો પ્રતિષ્ટિત લાગે છે તે જ સમજૂતિથી હાલની શુદ્ધ નીતિ વિષેની સમજૂતિ ઉત્પન્ન થયેલી છે. શુદ્ધ નીતિની દૃષ્ટિએ ઉદ્યોગ કરવો એ મનુષ્યનું કર્ત્તવ્ય છે ખરૂં, પણ તે નિરપેક્ષ કર્ત્તવ્ય નથી. તેથી ઉદરપોષણના ફળની અપેક્ષા હોય છે. પ્રત્યેક મનુષ્યે પોતે મહેનત કરીને પોતાનો નિર્વાહ ચલાવવો જોઇએ, તેને માટે બીજા ઉપર આધાર રાખે એ બરોબર નથી; એ તત્વ હવે મનુષ્યના લક્ષમાં આવવા માંડયું છે અને તે તરફ વિચાર કરીને પ્રત્યેક મનુષ્યે ઉદ્યોગ કરવો અવશ્ય છે એમ હવે તેમને જણાવા માંડયું છે. પોતાના તથા પોતાના આશ્રિતોના નિર્વાહને માટે અને સામાજિક કર્ત્તવ્ય કરવાને સમર્થ થવા માટે મનુષ્યે જે ક્રિયા કરવી અવશ્ય છે તે જ તરફ લક્ષ દેઇને ઉદ્યોગીપણાનો સદ્ગુણમાં સમાવેશ કરવો જોઇએ; અને આળસને દુર્ગુણ કહેવાનું પણ મુખ્ય કારણ એ જ કે, આળસુ માણસ સમાજના એકઠા કરેલા સંગ્રહમાંથી પોતાના નિર્વાહના પદાર્થ લે છે અને તે સંગ્રહ વધારવા માટે અથવા બીજી રીતે સમાજના સુખ–સાધનોમાં ઉમેરો કરવા માટે તે મનુષ્યને હાથે કંઇ પણ થતું નથી.



## પ્રકરણ ૧૨ મું.
## મિતાહાર અને મિતપાન.

મિતાહાર વિષે લોકોની જે પ્રવર્તક નીતિની સમજૂતિ છે તેનું મૂળ ધર્મમાં છે. બીજી પણ કેટલીક સમજૂતિનું મૂળ ધર્મમાં હોવા વિષે પાછળ કહેવામાં આવેલું જ છે. 'સમાજશાસ્ત્રનાં મૂળતત્વો' માં એવું બતાવવામાં આવ્યું છે કે, કેટલેક પ્રસંગે ભૂખ સહન કરવી એ સદ્દગુણ સૂચક મનાય છે. કેમકે પિતરોને અથવા દેવોને અન્ન આપવું એ પ્રાથમિક સ્થિતિના મનુષ્યનું પ્રથમ કર્ત્તવ્ય હોય છે, અને તે આપ્યા પછી ક્ષુધા શમન થવા જેટલું અન્ન બાકી ન રહે તો તેને ભૂખ વેઠવી પડે; અને ધર્મને માટે ભૂખ વેઠવી એની સદ્દગુણમાં ગણના થવી સ્વાભાવિક છે. જે ઠેકાણે અન્ન પુષ્કલ મળતું નથી તે ઠેકાણે પિતરોનો અથવા દેવોનો ભાગ તેમને પહેલો કહાડી આપવો અવશ્યનો હોવાથી મનુષ્યોને કોઇ કોઇ વાર અર્ધા ભૂખ્યા રહેવાની અને કદિ કદિ નકોયડો અપવાસ કરવાની જરૂર પડે છે. એટલા માટે ધર્માજ્ઞા પાળવી અને ભૂખ રાખીને ખાવું આ બે વાતોનો સંબંધ પ્રાથમિક સ્થિતિના મનુષ્યોના મનમાં આવવા માંડેછે અને આ બે વાતોનું સાથે રહેવું જે એક વખત સ્થાપિત થાય છે તે પછી આ મૂળનો સંબંધ જતો રહે તોપણ તે કાયમ રહે છે.

મદ્યાદિ રસ પ્રાશન સંબંધી પણ કેટલાએક લોકોમાં એવી જ પ્રકારનો પ્રતિબંધ પડેલો છે. કારણ માણસો તેમનો વધારે ઉપયોગ કરે તો હોમ, હવન, બલિદાન ઇત્યાદિ ધર્મ—કૃત્યના કામમાં તેમનો ઓછો ઉપયોગ કરવાનું જ પરિણામ નીપજે છે. આપણે જે ઉદ્દેશથી અપોશન મૂકીએ છીએ અથવા ગ્રાસ જુદો કહાડી મૂકીએ છીએ તે ઉદ્દેશથી કેટલાએક લોકો કંઇક અન્ન અને પીવાના માદક પદાર્થો

આસપાસ ફેંકે છે. જેમ આપણે ઘેર અપોશન કે ગ્રાસ મૂકીએ છીએ તે મુજબ મુસાફરી વગેરે કરતાં માર્ગમાં એકાદી નદી અથવા તળાવને કાંઠે ભાથું ખાવા ઉતરીએ તો ખાતા પહેલાં તેનો થોડોક ભાગ બહાર ફેંકીએ છીએ. આવી રીતે દેવને માટે અને ભૂત પ્રેતને માટે આપણે ફેંકીએ છીએ તે ઘણું થોડું હોય છે; પરંતુ શ્રાધપક્ષમાં આપણા લોકો પિતરોને જે પિંડ આપે છે તેને વાસ્તે પુષ્કળ અન્ન જોઇએ છીએ. વૈશ્વદેવ કરતી વખતે પણ અગ્નિમાં આહુતિ આપવા માટે કેટલાક અન્નની જરૂર પડે છે. પ્રાથમિક સ્થિતિમાં આ વાતોનું લોકોને ઘણું જ મહત્વ લાગેલું હોવું જોઇએ અને તે સ્થિતિમાં ખાવા પીવાના પદાર્થોની છત પણ પુષ્કળ ન હોય, માટે દેવકર્મ અને પિતૃકર્મ બરોબર રીતે કરવા માટે લોકોને પોતાની ભૂખ અને તરસ મારવાની જરૂર પડી હશે. ઇંદ્રાદિ દેવો યજ્ઞમાં આવીને **સોમરસનાં** પાન કરતા એવુ વર્ણન ઋગ્વેદમાં કેટલેક ઠેકાણે મળી આવે છે. માટે દેવોને **સોમરસ** આપ્યા પછી બાકી રહે તેનું ઋષિ ગણોએ પ્રાશન કરવું એવો ચાલ હોવાનો સંભવ છે. મદ્ય સંબંધી જે લોકોમાં આવા પ્રકારનો ચાલ હશે તે લોકોમાં જો કોઇ શરીરમાં કેફ ચઢે ત્યાં સૂધી મદ્ય પ્રાશન કરે તો તે ઉપરથી તેણે પોતાના ધર્મ કૃત્ય તરફ દુર લક્ષ કર્યું છે એવો તર્ક થઇને તેના ઉપર દોષ આવવાનો સંભવ છે. ખાવા પીવા સંબંધી આ કેવળ ઉલટી સમજૂતિ ઉત્પન્ન થવાને પણ કારણો છે અને તેમનો આગળ વિચાર કરવામાં આવશે. પરંતુ ભૂખ રાખીને ખાવું અને તરસ રાખીને પીવું એ વાતો ઈશ્વરને વહાલી છે, એ સમજણ જે અનેક લોકોમાં દેખાઈ આવેછે તે ઉપરના કારણથી ઉત્પન્ન થયેલી હોવી જોઇએ.

આ વિચારના સંભવિતપણા વિષે કંઇક પુરાવો પણ આપવા જેવો છે. પિતરોની અથવા પૂર્વજોની પુજા અને તેમને માટે અન્ના-

દિકનું દાન વગેરેના રીવાજ ચિના લોકોમાં ઘણા જમાનાથી ચાલતા આવેલા છે. તે લોકોમાં ખાવા પીવા સંબંધી એટલો પ્રતિબંધ જણાય છે કે છેક નિયમ પ્રમાણે ચાલવું એટલે ઘણુંકરીને તપસ્વીઓની વૃત્તિ ધારણ કરીને જ રહેવું જોઇએ. તે લોકોમાં આવો નિયમ ઉત્પન્ન થવાનું કારણ તેમના પૂર્વજોને માટે વારંવાર બલિ આપવાનો રીવાજ એ જ હશે. કનફ્યૂશિઅસ કહે છે કેઃ—" ભોજનના કામમાં જે મનુષ્ય પોતાનું વર્ત્તન શ્રેષ્ઠ પ્રતિનું રાખવાને ઇચ્છે છે તે પોતાની ભૂખ તૃપ્ત કરવાનો પ્રયત્ન કરતો નથી." ઉપરના વચનમાં અલ્પાહાર કરવો એ સદ્‌ગુણ છે એમ કહ્યું છે, પરંતુ તેનું કારણ કહેલું નથી. તે કારણ કનફ્યૂશિઅસસે જ બીજે એક ઠેકાણે જે પોતાનો મત પ્રદર્શિત કર્યો છે તે ઉપરથી જણાઈ આવે છે. યૂ નામના સાધુના વર્તન વિષે પોતાનો મત આપતાં તે કહેછે કેઃ— "યૂના વર્તનમાં મને લગાર પણ દોષ દેખાતો નથી. તેનું ખાનપાન કેવળ સાદું હતું, પરંતુ પિતરોની બાબતમાં માત્ર તે ઘણો જ પુત્ર ભાવ દર્શાવતો. (તેમને ઉત્તમ પ્રકારનું ખાવાપીવાનું આપતો.) તેનાં હમેશનાં પહેરવાનાં લૂગડાં કેવળ સાદાં અને ગરીબાઈનાં હતાં. પરંતુ તે યજ્ઞની વખતે ઘાલવાની ટોપી અને ઉપવસ્ત્ર ઘણાં સુંદર રાખતો." આ ઠેકાણે ખાવાપીવા સંબંધી અનુકરણિય વર્તન અને પિતરો સંબંધી ધાર્મિક વર્તન એ બે વાતો તેણે એક બીજાના સંબંધમાં આપેલી છે. અર્થાત તેમનામાં કાર્ય કારણ ભાવનો સંબંધ છે એવો ભાવ બતાવ્યો છે. એટલે પિતરોને ખાવા પીવાનું આપવાનું એ કારણ અને પોતાના ખાવાપીવાને માટે વપરાય તે કાર્ય છે.

ખાવાપીવાના નિયમિતપણા સંબંધી જે ધર્મની આજ્ઞા છે તે સિવાય બીજા કોઇ કારણથી તે પ્રમાણે વર્તવાની આવશ્યકતા ઉત્પન્ન થાય છે કે નહિ એ જોઇએ તો જણાશે કે, ઉપયોગાત્મક

નીતિના વિચારથી માત્ર ખાવાપીવાના કામમાં વ્યવસ્થા રાખવી ઇષ્ટ છે. ઉપયોગાત્મક નીતિની ઇમારત અનુભવના પાયા ઉપર ચણેલી છે. ખાવાપીવાના કામમાં નિયમિતપણું કરવાથી શરીર પર અને મન ઉપર સારાં પરિણામ નીપજે છે અને અકરાંતિયાપણું કરવાથી નઠારાં પરિણામ થાય છે એ અનુભવ સિદ્ધ છે. માટે ખાવાપીવામાં નિયમિતપણું એ સદ્‌ગુણ કહેવાય છે અને અકરાંતિયાપણું એ દુર્ગુણ કહેવાય છે.

નિયમિતપણા વિષે-વિશેષે કરીને મિતાહાર વિષે-યથાયોગ્ય કલ્પના કરવાને પ્રથમ, પરિસ્થિતિમાં ફેરફાર થાય તો જીવન ઇંદ્રિયશાસ્ત્રની નજરે ખાવામાં કોઇ પ્રકારનો ફેરફાર કરવો જરૂર છે એ જોવું જોઇએ.

આપણને જે કંટાળા ભરેલું અકરાંતિયાપણું લાગે છે, તે બીજા કેટલાએક લોકોને વખતે ન એ લાગે. કેટલાક લોકોની પરિસ્થિતિ એવી કંઇક ચમત્કારિક હોય છે કે, કોઇ વિશેષ પ્રસંગે તેમણે આપણી દૃષ્ટિએ અકરાંતિયાપણું કરવું કેવળ સ્વાભાવિક અને વખતે અવશ્ય જણાય છે. કલ્પના કરો કે, એક ઠેકાણે અન્નની અતિશય અછત છે અને કેટલેએક પ્રસંગે માત્ર તે જોઇએ તેટલું પુષ્કળ મળી શકે એવું છે, આવી સ્થિતિમાં જે વખતે અન્ન પુષ્કળ હોય ત્યારે તે ઘણું ખાવાની જેમના અંગમાં શક્તિ હોય તેઓ જ જીવી શકે. **આસ્ટ્રેલિયાના** કિનારાપર એકાદ મુએલું મગર મચ્છ (વ્હેલ) તણાઇ આવે તો ત્યાંના લોકો ખુશ ખુશ થઇ જાય છે. આવે પ્રસંગે તે લોકો કેવી રીતે વર્તે છે તેનું **સર જાર્જ ગ્રેએ** આબેહુબ વર્ણન કરેલું છે, તે કહે છે કેઃ—

“પછી હળવે હળવે બીજા લોકો નાની નાની ટોળીઓ મળીને ચારે તરફથી આવતા નજરે પડે છે. તેઓ આનંદથી નાચતા અને કૂદતા આવે છે. ત્યાં આવ્યા પછી દિવસો ધરાતા સુધી ખાવું અને

સૂવું અને રાત્રીએ ગાવું અને નાચવું એવો તેમનો આયુષ્ય ક્રમ શરૂ થાય છે. આમ કેટલાક દિવસ ચાલ્યા પછી મગરમચ્છનો ઉપરનો ભાગ પૂરો કરીને તેઓ હળવે હળવે તેનું શરીર ખોતરીને અંદર પ્રવેશ કરે છે. આટલી મુદતમાં તેનો કેટલોક ભાગ સડી જાય છે અને તેમાંથી દુર્ગંધ નીકળે છે. પરંતુ તે લોકો તેની દરકાર કરતા નથી. તેઓ સડેલું માસ ખાય છે. તેઓ એક બાજુથી ઉપર ચઢીને ખોતરેલા ભાગમાંથી અંદર ઉતરે છે અને ઉતાવળા ઉતાવળા લપકા કહાડીને મોંમાં નાંખે છે. તેનું આખું શરીર ચરબીથી ખરડાએલું હોય છે. ઘણા દિવસ સૂધી તે પ્રેતની પાસે રહીને છેવટ જ્યારે તે ત્યાંથી જતા રહે છે ત્યારે દરેક જણ પોતાથી બને તેટલું કરીને ઉંચકાય તેટલો બોજો પોતાની સાથે લેઇ જાય છે. ”

આસ્ટ્રેલિયન લોકો પ્રમાણે જે પાક વગરના પ્રદેશમાં રહેતા હોય અને જેમને અનેક વાર ભૂખ્યા અથવા અર્ધ ભૂખ્યા રહેવાની વારી આવતી હોય, તે પૈકી જેમને આવા પ્રસંગનો સંપૂર્ણ રીતે ઉપયોગ કરતાં આવડતો ન હોય તેઓ દુકાળ વગેરે પ્રસંગે પહેલા જ મરવાના. આ અનુમાનની સત્યતા બદલ બીજો પુરાવો જોયતો હોય તો **ક્વીન્સલેન્ડ** એટના મધ્ય પ્રદેશમાં રહેનારા લોકો વિષે ક્રિસ્તિસન એણે જે હકીકત આપેલી છે તે વાંચવી. એ લોકો પ્રથમ માત્ર અતિશય અકરાંતિયાપણું કરે છે, પણ તેમને હમેશાં નિયમિત વખતે અન્ન મળવા લાગે એટલે તેમની ભૂખ તરત જ શમે છે અને યૂરોપિયન લોકો કરતાં પણ વધારે નિયમિતપણું તેમના અંગમાં આવેછે.

બીજા એક કારણથી મનુષ્યોએ અકરાંતિયાપણું કરવું સંભવિત છે. આપણે જે અન્ન ખાઇએ છીએ તેનો શરીરમાં મંદ દાહ થતો જાપ છે અને તે દાહથી જે ઉષ્ણતા ઉત્પન્ન થાય છે તે

વડે શરીર પોતાના સર્વ વ્યાપાર કરવાને સમર્થ થાયછે. થંડા દેશમાં મનુષ્યનાં શરીરમાંથી પુષ્કળ ગરમી એક સરખી બહાર નીકળી આવે છે. તે ઉષ્ણતા પૂરવા સારૂ થંડા દેશમાં રહેનારા મનુષ્યોને અન્ન પણ વધારે ખાવું પડે છે. તેથી થંડા દેશના લોકોનો અહાર ગરમ દેશના લોકો કરતાં સ્વાભાવિક રીતે વધારે હોવો જોઇએ. શીત કટિબંધના પ્રદેશમાં તો ઘણી જ ટહાડ હોય છે અને ત્યાં ઓઢવા પહેરવાનું પણ જોઇએ તેટલું હોતું નથી. આવી સ્થિતિમાં રાક્ષસી અહાર રાખ્યા સિવાય મનુષ્યનો નિભાવ જ થવાનો નહિ. આ કારણ લક્ષમાં આણીએ તો નીચેની વાતનો ખુલ્લાસો થાયછે. **લાયન** કહેછે કેઃ—

"**એ**સ્કિવમો લોકોનો બીજો એક મોંજમજાનો પ્રકાર મારા જોવામાં આવ્યો. એક મનુષ્યે એટલું બધું અન્ન ખાધું હતું કે તે તેના ગળા સૂધી આવ્યું હતું અને તે ઘેનમાં પડયો હતો તથા જરા જરાવારમાં તેને ઉંઘ આવતી હતી. તેનો ચેરો છેક રાતો થઇ ગયો હતો. તેની પાસે તેની સ્ત્રી **આર્નાલુઆ** બેઠેલી હતી. તેનું લક્ષ ચુલા ઉપરના વાસણ તરફ હતું. તે થોડી થોડી વારે તેના ધણીને જગાડતી હતી અને ચુલા ઉપરના અર્ધા સીઝેલા માંસના મોટા ગોળાના નાના નાના કડકા કરીને તે પોતાની આંગળીએ ધણીના ગળામાં ઘાલતી અને તેનું મોંઢું છેક ભરઇ જાય એટલે છેવટના કડકાનો કંઇક ભાગ અંદર જઇને કંઇક ભાગ બહાર રહ્યો હોય તો બહારનો ભાગ ઓઠ સૂધીનો રાખીને કાપી નાંખતી. પછી તે મોંઢાનું માંસ હળવે હળવે ચગળતો અને થોડીક જગા ખાલી થાય કે તરત જ તેની સ્ત્રી કાચી ચરબીના ગોળાથી તે ભરી કાઢતી. આ સર્વ પ્રકાર ચાલતી વખતે તે મનુષ્યનું જડબુ માત્ર હાલતું હતું, બાકીનું સર્વ શરીર બિલકુલ સ્તબ્ધ હતું અને ડોળા પણ મીચેલા જ હતા. પણ રહી રહીને મોંમાંથી સ્વાસ બહાર કહાડવા જેટલી અંદર ખાલી જગા હોય,

ત્યારે તે જે ચમત્કારિક પ્રકારનો શબ્દ કાઢતો તે ઉપરથી તેને અતિ આનંદ થાયછે એમ જણાઇ આવતું."

બીજી એક તેટલી જ આશ્ચર્ય કારક વાત એશિયા ખંડના ઉત્તર ભાગમાંની છે. કાકેન કહેછેકે:—

"**યાકુતી** અને **ટાંગોસી** લોકો જબરા ખાઉધરા છે. તેમના એક પાંચ વર્ષના છોકરાને મેં એક ગંધાતી ચરબીની મીણબતી આપી તે તેણે ઝટ લઇને ખાઇ લીધી. ત્યાર પછી બીજી અને તેના પછી ત્રીજી આપી તે પણ તેણે ઝટ ખાઈ લીધી. ત્યાર પછી અમારા સુકાનીએ તેને કેટલાક પૌંડ હરી ગયેલું ખાટું માંખણ આપ્યું તે પણ તે લાગલું જ ગટકરી ગયો. આખર તેને એક પીળારંગની સાબુની ગોટી આપી તેને પણ બીજા પદાર્થો પ્રમાણે રસ્તે લગાડી. પ્રાણીના શરીરમાંનો ખાવાનો પદાર્થ હોય તો તે ગમે તેટલો જૂનો અથવા સડેલો હોય તોપણ તે વિષે તેમને વિધિ નિષેધ નથી. અને અન્ન ખાવાનું માપ તેમની પાસે જેટલો જથો હોય તેના ઉપર આધાર રાખે છે. **યાકુતી** અને **ટાંગોસી** મનુષ્યોને દિવસમાં ચાલીસ પૌંડ માંસ ખાતાં મેં ઘણી વાર જોયેલા છે."

ખાવાના આ વિલક્ષણ પ્રકારનો તેઓ કેવો ઉપયોગ કરે છે તે **કયાપટન રાંગેલે** નીચેની હકીકત આપેલી છે તે ઉપરથી લક્ષમાં આવશે.

"**સૈબીરીયા** દેશમાં **યાકુતી** લોકોને પણ "લોખંડના મનુષ્યો" એમ કહેવાનો રીવાજ પડેલો છે. અને મને લાગેછે કે તેમના જેવા ટહાડ અને ભૂખ સહન કરનારા લોકો જગતમાં બીજા નહિ હોય. આ અતિશય થંડા દેશમાં અગ્નિ વગેરે હોલાયા પછી શરીર ઉપર એક નાનો ડગલો પહેરીને કેવળ ઉઘાડી જગામાં સુતેલા તે લોકો નજરે પડેછે. તે નાનો ડગલો પણ ઘણું કરીને એક બાજુએ ખસી

જઇને તેમનું ઘણુંખરૂં અંગ ઉઘાડું પડે છે અને તેના ઉપર હિમ પડીને તે ઠરી જવાથી તેનું પાતળું આચ્છાદન બને છે અને આવી સ્થિતિમાં પણ તેમને સ્વસ્થપણે ઉંઘ આવેછે.

આ કેટલાએક લોકોમાંની વસ્તુસ્થિતિનું વર્ણન થયું. હવે તેમની સમજૂતી જોઇએ. પરિસ્થિતિને લીધે જેમને ખાવાના કામમાં આવું રાક્ષશી વર્તન કરવાની જરૂર પડે છે તે લોકોમાં ઘણું કરીને અત્યાહારને નીતિની અથવા પ્રવર્તક નીતિની સંમતિ હોય છે. અર્મને યાકુતી લોકોની એક કહેવત આપી છે તે નીચે પ્રમાણેઃ—

"ખૂબ માંસ ખાઇને લઠ બનવું આ અત્યંત શ્રેષ્ઠ પ્રતિનો પુરૂપાર્થ છે." પરંતુ એટલું એ લક્ષમાં રાખવું જોઇએ કે આવી સ્થિતિમાં રહેનારા લોકો જગતમાં ઘણા થોડા છે.

આ કમાલપણાનું ઉદાહરણ છોડીને સમ શીતોષ્ણ અને ઉષ્ણ કટિબંધમાં રહેનારા ઘણાખરા લોકો વિષે વિચાર કરીએ તો નિયમિતપણા વિષેની તેમની કલ્પના અને તેમના અંગના બીજા ગુણ એ બે વચ્ચે ઘણો સંબંધ જણાતો નથી. કદાપિ ઉતરતી સ્થિતિ અને અત્યાહાર એમનો સંગાથ હોવાનો સંભવ છે.

આ અનુમાન પણ કેટલુંક સંશય ભરેલું દેખાય છે. ટાહિટિયન લોકોનો અહાર રાક્ષસી છે એવું કુક સાહેબે કહેલું છે, તથાપિ તે લોકો શરીરે બાંધાદાર અને સુંદર છે તથા બુદ્ધિમાં પાસેના મિતાહારી લોકો કરતાં ઘણા શ્રેષ્ઠ છે. તેઓ દુરાચારી છે ખરા પણ તેમનાં કેટલાંએક ગુણ વખાણ કરવા જેવા છે. લોકો અત્યાહારી હોય છે તોપણ તે સારી સ્થિતિમાં હોવાનો સંભવ છે. એ વાત ઉપરનાં ઉદાહરણ ઉપરથી દેખાઇ આવે છે. હવે એનાથી ઉલટાં ઉદાહરણ લેઇએ. આરબ લોકોનું ખાવાપીવાનું કેટલુંક નિયમિત છે. પરંતુ સ્ત્રીપુરૂપના સંબંધમાં

તેઓ ટાહિટિયન લોકો જેટલા નીચી સ્થિતિએ પહોચેલા છે અને તેમનામાં બીજા પણ પ્રસંશા કરવા જેવા ગુણ નથી. તે વિલક્ષણ પ્રકારના વૈર રાખનારા લોકો છે અને ધાડ પાડવાના કામમાં પણ મોટા પટાઇત છે એમ પહેલાં કહેવામાં આવેલું છે.

હાલના જંગલી લોકોમાં સામાન્ય રીતે મિતાહાર કે અલ્પાહારની સાથે બીજા ગુણોનો કંઇ સંબંધ જણાતો નથી અને અહાર સંબંધી તેમની નીતિ વિષયની સમજૂતિઓ પણ બનેલી નથી. ઉપર યાકુતી લોકોનું ઉદાહરણ આપેલું છે તેમના જેવા અપવાદ ક્વચિત મળી આવે.

તથાપિ પ્રાચીનકાળની મધ્યમ અવસ્થાની સમાજોમાં અહાર સંબંધી નીતિ વિષયક સમજૂતિ બનેલી હતી અને અલ્પાહાર કરવો એ લોકોને અયોગ્ય લાગતું હતું. મનુસ્મૃતીમાં નીચેનું વચન મળી આવે છેઃ—

## શ્લોક.

अनारोग्य मनायुष्यमस्वर्ग्यं चाति भोजनम् ।
अपुण्यं लोकविद्विष्टं तस्मात्तत्परिवर्जयेत् ॥

અ૦ ૨, શ્લો૦ ૫૭.

## અર્થ.

અતિ ભોજન એ રોગ ઉત્પન્ન કરનારૂં, આયુષ્યનો નાશ કરનારૂં, સ્વર્ગ પ્રાપ્તિનો નાશ કરનારૂં, પાપનું મૂળ અને લોકોમાં નિંદ્ય છે, માટે તે ત્યાગ કરવું.

મહાભારતના કેટલાક ભાગમાં જે સ્વર્ગ સુખની કલ્પના કરેલી છે તેમાં ઇંદ્રિયનાં સુખ ભોગવવાનું નામ નથી. એનું કારણ ઘણુંકરીને તે વખતે વિરક્ત રહેવા તરફ લોકોનું લક્ષ લાગેલું હતું એ

હશે. આ સ્વર્ગવર્ણન ઉપરથી અત્યાહાર તિરસ્કાર કરવા જેવો માનવામાં આવતો હતો એવો અર્થ નીકળે છે. હિંદુ લોકોની પ્રાચીનકાળથી વૈરાગ્ય તરફ ઘણી પ્રવૃત્તિ છે. શરીર પોષણને વાસ્તે અન્ન ખાવું જ જોઇએ માટે તે ખાવાનું એવી તેમની સાધારણ સમજ હતી: રસનેંદ્રિયની તૃપ્તિ તરફ તેમનું વધારે લક્ષ ન હોતું. હીબ્રૂ લોકોમાં પણ આવા જ વિચાર જણાઇ આવે છે. ખાવાપીવાના કામમાં નિયમિતપણું રાખવા સંબંધી તેમના પુસ્તકમાંથી ઘણે ઠેકાણે ઉપદેશ મળી આવે છે: નીચેનો ઉપદેશ જૂના કરારમાંના 'પ્રાવ્હર્બ્સ' પુસ્તકમાંથી લીધો છે:—

"તમે મદ્ય પ્રાશન કરનારા અને અત્યાહારી લોકોમાં તમારી ગણના કરાવતા નહિ. કારણ મદ્યપ્રાશન કરનારા અને અત્યાહારી લોકો ભિખારી થાય છે. તેની કેફ તથા આળસને લીધે તેમના ચીથરે હાલ થાય છે."

અત્યાહાર એ દુર્ગુણ છે એ વિષે ઇજિપ્શિયન લોકોને પણ સમજ પડી હતી, તથાપિ તેઓ જાણીબુજીને ખાવાના કામમાં અકરાંતિયાપણું કરતા. એક તરફ જોઇએ તો તે લોકોમાં જે બેતાળીશ મહાપાતકો માનેલાં છે તેમાં અત્યાહારનો ઉલ્લેખ કરેલો જણાતો, અને બીજી તરફ જોઇએ તો તેમના ખાવાપીવાનો એક સરખો સપાટો ચાલેલો સ્પષ્ટ જણાતો. ડંકર કૃત 'પ્રાચીનકાળનો ઇતિહાસ' નામનું એક પુસ્તક છે. તેમાં તે કહે છે કે:—

"મિષ્ટાન્ન ભોજનને પ્રસંગે ઇજિપ્શિયન લોકોમાં મિતાહારનું નામ દેખાતું નથી. હેરોડોટસ* કહે છે કે, મૃત શરીર જેવી એક લા-

* આ ગ્રીક ઇતિહાસકાર ઇસ્વીસન પૂર્વે ૪૮૦ મે વર્ષે જન્મ્યો હતો. ઇતિહાસનો એક મોટો ગ્રંથ લખવાની કલ્પના તે નાનો હતો તે વખતે જ તેના મનમાં આવી, અને જે ઠેકાણાનો ઇતિહાસ

કડાની પ્રતિમા કરીને તે જ્યાફતને પ્રસંગે લોકો આગળ ફેરવી ફેરવી એ ઉપદેશ કરવામાં આવતો કે, 'આ પ્રતિમા તરફ જુઓ, મદ્યપ્રાશન કરો અને આનંદી થાઓ. મરી ગયા પછી તમારી આવી સ્થિતિ થશે!' આ ઉપદેશનું ધારેલું પરિણામ થયા વગર રહેતું નહિ. પ્રાચીનકાળની તેમની જે ભાવ્ય ઇમારતો છે તેમના ઉપર કહાડેલાં ચિત્રોમાં એકલા પુરૂષ જ નહિ પરંતુ સ્ત્રીઓ પણ ગળા સુધી ખાઇને છાંડેલું અન્ન અને મદ્ય ફેંકી દે છે એમ બતાવેલું છે."

---

લખવાનું તેના મનમાં હતું તે ઠેકાણાં પ્રત્યક્ષ જોઇને ત્યાંની માહીતી મેળવવાને વાસ્તે તેણે પોતાની ઉમ્મરના વીશમા વર્ષથી સાડત્રીસમા વર્ષ સૂધીનો કાળ પ્રવાસમાં કહાડયો. મહત્વનું સ્થળ હોય ત્યાં તે ઘણા દિવસ ગાળતો અને ત્યાંની સર્વે મહત્વની માહીતી મેળવતો, એવો ક્રમ તેણે રાખ્યો હતો. જે ઠેકાણે લડાઇઓ થઈ હોય તે ઠેકાણું અને મહત્વનું ઠેકાણું એ બે વચ્ચેનું અંતર તે જાતે માપતો. તેણે ઈજિપ્તદેશમાં કેટલાંક વર્ષ કહાડયાં. તેનો કરેલો ઇતિહાસ પ્રત્યક્ષ માહીતી મેળવીને લખેલો હોવાને લીધે તેને ઘણું જ મહત્વ આવેલું છે. હેરોડોટસ ન હોત તો મનુષ્ય જાતના પ્રાચીન ઇતિહાસનું ઘણું જ્ઞાન મળ્યું ન હોત. મોટા પુરૂષને પોતાના દેશમાં કદી માન મળતું નથી. તેનો જન્મ ગ્રીસ દેશ અને એશિયા માયનરના શીમાડા ઉપરના એક શહેરમાં થયો હતો. પોતે પોતાની જન્મભૂમિને ઠેકાણે જઇને ત્યાં આનંદથી રહીને પોતે ધારેલો ઇતિહાસ લખવાની તેની ઇચ્છા હતી. પરંતુ તે ત્યાંના લોકોએ તૃપ્ત થવા દીધી નહિ. તેનાં ગુણની કિંમત જાણનાર ત્યાં કોઇ ન હોતું. પછી તે આથેન્સમાં આવ્યો અને ત્યાં જ માત્ર તેની વાહ વાહ થઇ અને તેના ગુણની કુદર જાણીને ત્યાંની સરકારે તેને ૨૫૦૦૦ રૂપિયાની બક્ષિસ કરી. તે સાઠ વર્ષનો થઇને મરણ પામ્યો.

પરંતુ પુરાવાનું એકંદર વલણ એવું દેખાય છે કે, મનુષ્ય સમાજને સ્થિરતા આવ્યા પછી અને અનુભવથી અતિશય ખાધાનાં પરિણામ સમજાયા પછી ઉપયોગ તરફ લક્ષ જઇને અલ્પાહાર વિષે તિરસ્કાર ઉત્પન્ન થયેલો હોવો જોઇએ. ધર્મ દૃષ્ટિનો તીરસ્કાર અને ઉપયોગાત્મક નીતિની દૃષ્ટિનો તિરસ્કાર એ એમાં ભેદ છે. ઘણાખરા વિચારી લોકોને આ બીજા પ્રકારના તિરસ્કાર વિષેની પણ કલ્પના થઈ હશે.

હવે અતિરિક્ત પાન વિષે વિચાર કરીએ. 'અતિરિકતપાન' એટલે પુષ્કળ પીવું. મૂળ અર્થમાં ઉન્માદકારક પીવાના પદાર્થનો સંબંધ નથી, પરંતુ વ્યવહારમાં તે શબ્દનો 'ઉન્માદકારક પીવાના પદાર્થ પુષ્કળ પીવા' એવો એ શબ્દનો રૂઢ અર્થ છે. કિંચિત મદ્ય પ્રાશનથી ઉન્માદ ચઢતો નથી. જે પ્રાશનથી ઉન્માદ ચઢે તેને જ અતિરિક્તપાન કહેવું. અતિરિકતપાન વિષે ઘણાએક લોકોનો મત તેના પરિણામ તરફ નજર પહોચાડીને બંધાએલો હોય છે. કેટલેક ઠેકાણે અતિરિકતપાનની દુર્ગુણમાં ગણના કરવામાં આવે છે અને કેટલેક ઠેકાણે સ્વાભાવિક માનવામાં આવે છે.

મદ્ય પ્રાશનથી જે ઉન્માદ ચઢે છે તે સર્વ ઠેકાણે તિરસ્કાર ભરેલો ગણાય છે એવી કેટલાએકની સમજૂતિ છે, પરંતુ તેને કંઇક અપવાદ છે. મદ્યથી અને બીજા કેટલાએક માદક પદાર્થોના સેવનથી ઉત્પન્ન થનારી આ મનની સ્થિતિ પ્રાચીન કાળમાં ઘણાએક લોકોને ઘણી પ્રિય હતી અને હજી પણ તે કેટલાએકોને બહુ પસંદ છે. એક આરાકૂર જાતિના મનુષ્યને ખ્રિસ્તી ધર્મનો ઉપદેશ કરવામાં આવતો હતો. તે વખત તેને કહેવામાં આવ્યું કે, ઇશ્વર સર્વ વ્યાપક છે. એ સાંભળ્યું કે તરત તેના મનમાં એક વિચાર આવ્યાથી તે

બોલ્યો કેઃ—"તો પછી તે દેવ ખચીત આ તમારા મદ્યમાં પણછે. કારણ તે વધારે પીધાથી મને જેટલો અનંદ થાયછે તેટલો બીજા કશાથી પણ થતો નથી." આ ઉપરથી **આરાર્યૂ** લોકોને તે મદ્ય ઉપર કેટલી પ્રીતિ હતી તેની કલ્પના થઈ સકશે. મદ્યમાં અતિ ઉત્તમ ગુણો છે એવું તે મનુષ્યોને લાગતું હતું પણ તે ગુણ હોવાનું કારણ તેમના લક્ષમાં આવતું નહતું; પછી તેને જે વખતે દેવ વિષેની આ નવી કલ્પના સમજાઈ ત્યારે તેને તે વાતની સમજ પડી. તે **આરાર્યૂ** મનુષ્યને જે કલ્પના એકદમ સૂઝી આવી તે પુરાતન હિંદુઓના ગ્રંથોમાં **સોમ**પાનના વર્ણનમાં ઠેકાણે ઠેકાણે જણાય છે. **સોમ**વલ્લીના રસમાં **સોમ**દેવ હોય છે અને **સોમ**રસના પ્રાશનથી જે ઉન્માદ થાયછે તે એ દેવનો તેવો ગુણ છે માટે થાય છે એમ તેમને લાગતું હતું. **સોમ**રસના પ્રાશનથી ઉત્પન્ન થનારી મનની સ્થિતિ સ્વર્ગના સૂખનો અનુભવ આપનારી છે એમ તેમને લાગતું, અને તે સુખનો અનુભવ પોતાને મળે માટે તે **સોમ**દેવની પ્રાર્થના કરતા. બીજા દેવોને પણ સોમદેવજ આ આનંદનો અનુભવ આપે છે એમ તેમને લાગતું. પવમાનની પહેલી જ **ऋचा**માં **સોમ**દેવને સંબોધીને ઇંદ્રને વાસ્તે તું સ્વાદિષ્ટ અને મદિષ્ટ એવી ધારાથી વહે એમ કહ્યુંછે.

**ऋचा.**

**स्वादिष्टया मदिष्टया पवस्व सोम धारया ।**
**इंद्राय पातवे सुतः ९. १. १.**

**અર્થ.**

હે **સોમ**દેવ! ઇંદ્ર પ્રાશન કરે તે માટે અમે **સોમ**રસ કહાડેલો છે માટે તું સ્વાદિષ્ટ અને અલ્હાદકારી ધારાથી વહે.

નીચેની **ऋचा**માં **સોમ**રસના ગુણ કહેલા છે.

ऋचा.

स्वादुष्किलायं मधुमाँउतायं तीव्रः किलायंरसवाँ उतायं ।
उतोन्वस्य पपिवांसमिद्रं न कश्चन सहत आहवेषु ॥६.४७.१.

અર્થ.

આ **સોમ**રસ ખરેખરો સ્વાદિષ્ટ, ગળ્યો, તીખો તમતમો, અને રૂચિકરછે. એ રસ પીધા પછી **ઇંદ્ર**ને અંગે એટલું બધું સામર્થ્ય આવેછે કે રણમાં તેનું તેજ કોઇથી સહન થઇ શકતું નથી.

નીચેની **ऋचा**ના અર્થમાં તે પીવાથી કેટલી ખુમારી આવે છે તે કહેલું છે.

ऋचा.

अयंमे पीत उदियंति वाचमयं मनीषामुशतीमजीगः ।६.४७.३

અર્થ.

તે પીવાથી મારી વાણીને ઉત્તેજન મળે છે અને મારી બુદ્ધિ પ્રદિપ્ત થાય છે.

**સોમ**રસ વિષે પુરાતન ઋષિઓને એટલી બધી પ્રીતિ ઉત્પન્ન થયેલી હતીકે, તેના પ્રાશનથી સર્વસ્વ પ્રાપ્ત થાય છે એમ તેમને લાગતું હતું.

ऋचा.

अपाम सोमममृता अभूमागन्म ज्योतिरविदाम देवान् ।
किंनूमस्मान्कृणवदरातिः किमुधूर्तिरमृत मर्त्यस्य ॥८.४८.३

અર્થ.

અમે **સોમ** પીધો. હવે અમે અમર થયા છીએ. દેદિપ્યમાન ભુવનમાં અમારો પ્રવેશ થયો છે અને દેવોને અમે ઓળખ્યા છે. હે

અમરદેવ હવે કોઈ પણ શત્રુ અમારૂં શું કરનાર છે?

તે જ પ્રમાણે ગ્રીક લોકોમાં પણ એવા પ્રકારની સમજ હતી. ડાયોનિસસ નામનો દેવ મદ્યમાં હોવાથી અતિશય આનંદ ઉત્પન્ન કરવાની તેના અંગમાં શક્તિ છે એમ તેમને લાગતું; અને મદ્ય પ્રાશનથી ભવિષ્ય કહેવાની શક્તિ મનુષ્યના અંગમાં આવેછે એવી પણ તેમની સમજ હતી. માટે મદ્ય પ્રાશન કરવાને તેમના ધર્મનું અનુમત મળ્યું હતું. *આર્ઝેનામે તેમની ધર્મ સંબંધી મીજબાનીઓ

*ડાયોનિસસ ઝાગ્રિયસ કરીને તેમની મદ્યાધિ દેવી હતી તે સંબંધી જે ઉત્સવ કરતા હતા તેને 'આર્ઝે' એમ કહેતા. આ ઉત્સવમાં માત્ર સ્ત્રીઓનો સંબંધ હતો. શિયાળામાં નીમેલે દિવસે શહેરથી દૂર ડુંગરોમાં આજુ બાજુની સર્વ સ્ત્રીઓ ભેગી થતી અને તેઓ વાળ છુટા મેલીને ઝાંઝો વગાડતી અને નાચતી. આપણે અહીં નવરાત્રિમાં માતાના દિવસોમાં જેમ સ્ત્રીઓ ધુમે છે ત્યારે તેમના અંગમાં જેવી માતા આવે છે તેવી રીતે તેમની સ્થિતિ થતી હતી. આ ઉત્સવનો અતિ પવિત્ર ભાગ રાત્રે દીવાના અજવાળામાં થતો અને તે દેવીનો જે પ્રમાણે અંત થયો હતો તે પ્રમાણે તે દેવીની જગાએ એક બળદ આણીને તેનો વધ કરવામાં આવતો. તે બળદનું શરીર સ્ત્રીઓ ફાડવા માંડે ત્યારે તે મોટેથી બરાડતો એટલે આ દેવીના જ બરાડા છે એમ તેમને લાગતું. સ્ત્રીઓ દાંતથી તે બળદના શરીરને બચકાં ભરતી અને તેનું કાચુ જ માસ ખાતી. એ કરવું એ અતિ પવિત્ર અને મહત્વનો વિધિ હતો. પછી તે મરી ગયેલી દેવી ફરીને જીવતી થતી. તેના પુનરૂત્થાનનો ઉત્સવ વસંત રૂતુમાં થતો: તે વખતે પણ સ્ત્રીઓ ડુંગરપર ભેગી થતી એમ નામાં છોકરાની પ્રતિમા પારણામાં ઘાલીને બરોબર પોતાની સાથે લઈ જતી અને ત્યાં મોટો ઉત્સવ કરતી. આટિકા અને ફોશિયા એ પ્રાંતો માની સ્ત્રીઓ પાર્નેસસ પર્વત ઉપર ભેગી થતી.

થતી. તેમાં મદ્યનો ઉપયોગ કરવામાં આવતો. હાલમાં પણ આવા પ્રકારના લોકો છેક નથી જ એમ નથી. **બર્ટન** કહેછેકે, **દ**હોમેના લોકોને દારૂ પીને લહેરમાં રહેવું એ દેવોને માટે મનુષ્યે કરવાનું એક અવશ્ય કર્ત્તવ્ય છે એમ લાગે છે. વળી **આય**નો લોકો પણ દેવને નામે દારૂપીને પોતાના મદ્ય પ્રાશનને પવિત્રપણું આણે છે. તે '**સકે**' નામનો માદક પીવાનો પદાર્થ પીએ છે. મનુષ્ય જેટલો આ પદાર્થ વધારે પીએ તેટલી તેની ભક્તિ વધારે અને દેવોને પણ તે થકી તેટલો વધારે સંતોષ થાયછે એમ તેમને લાગેછે. **પા**લિનિશિયાના લોકોમાં પણ ત્યાં ઉત્પન્ન થનારા માદક પીવાના પદાર્થો સંબંધી આવા જ પ્રકારની કલ્પના અને સમજૂતિઓ મળી આવે છે. ક્રિશ્ચિયન લોકોમાં માદક પ્રાશનનો પદાર્થ તૈયાર કરતાં અને પીતાં ઇશ્વિરનાં સ્તોત્રો બોલવાનાં હોયછે અને મંત્ર ભણવાના હોય છે અને આવા સમારંભને મદદ કરવી તે પ્રસંશાપાત્ર માનવામાં આવે છે.

આ ઉપરથી સ્પષ્ટ દેખાઈ આવશે કે, બધે જ ઠેકાણે ધર્મથી મદ્યપ્રાશનનો નિષેધ કરેલો નથી. કેટલેક ઠેકાણે તો ધર્મનું તેને ઉત્તેજન છે અને તેથી પ્રવર્તક નીતિની દૃષ્ટિએ પણ તે અવશ્ય ગણાય છે. **આય**નો લોકોના ઉદાહરણ ઉપરથી એ સારીરીતે લક્ષમાં આવશે. તેમનો **સકે** નામનો પીવાનો પદાર્થ જે લોકો પીતા નથી તેમને તેઓ અપવિત્ર ગણે છે અને તેમની સાથે કોઇપણ પ્રકારનો સંબંધ રાખતા નથી.

ધર્મની સંમતિ મળવાને લીધે અથવા તે સિવાય પણ પ્રાથમિક સ્થિતિમાંના ઘણા લોકોમાં પીવાના માદક પદાર્થોનું પ્રાશન કરવાનો ચાલ જણાય છે.

**કા**લમક લોકો વિષે **પાલાસ** કહે છે કે, તેમને લાગ મળે તે વખતે ખાવાપીવાના કામમાં તેઓ બે સુમારપણે ચાલનારા છે. **ક્યાં**-

એસ કહે છે કેઃ—" ખોડ લોકોની મીજબાનીઓમાં એકેએક લોકો છાકટા બને છે." બ્રેટ લખે છે કે, ગયાના દેશના લોકોમાં અતિરિક્તપાનની કોઇ કોઇવાર કમાલ થઇ જાય છે. ગ્વાટીમાળાના લોકોની અતિશય સૂખની કલ્પનાં કહીએ તો 'ચિચા' નામના મઘનું અતિપાન કરી ગુંગ થઈ પડી રહેવું એ છે. અમેરિકાના હાલના આદ્યાવસ્થાના લોકો ઉપરથી ત્યાંના પહેલાંના લોકોનું ભાન થાય છે. પેરુવિયન લોકો સંબંધી ગાર્સિલાસો કહે છે કેઃ—"તેમણે પુષ્કળ દારૂ આણ્યો; કારણ મદ્યપ્રાશનનો દુર્ગુણ ઇંડિયન (અમેરિકાના) લોકોમાં પુષ્કળ પ્રસરેલો હતો." યુકાટાનના લોકો વિષે લાન્ડા લખે છે કેઃ—

"ઇંડિયન (અમેરીકાના) લોકો દુરાચારી હોવાથી ઘણીવાર છાકટા થતા. જાફતને પ્રસંગે તેમની સ્ત્રીઓ પણ છાકટી થતી. પરંતુ તે પુરૂષોમાં માત્ર ભેળાતી ન હતી." મેક્સિકન લોકો વિષે સહાગન લખે છે કેઃ—

"તેઓ કહેતા કે, મદ્યથી ઉત્પન્ન થનારા ઉન્માદનાં નઠારાં પરિણામ મદ્યાધિ દેવીઓ પૈકી એકે ઉત્પન્ન કરેલાં છે. માટે મદ્યની કેફમાં મનુષ્યને હાથે એકાદું પાપ થાય તોપણ તેનો દોષ તે મનુષ્યને લાગતો નથી એવી તેમની સમજૂતિ હોય એમ દેખાય છે."

પરંતુ આદ્યાવસ્થાના અને મધ્યમાવસ્થાના સઘળા જ લોકોમાં અતિપાનનો ચાલ છે એમ દેખાતું નથી. કેટલાક લોકો મદ્યને મૂળથી જ ન અડકનારા અને કેટલા કેફ ચઢે એવી રીતે ન પીનારા છે. વેદ્દા લોકો વિષે એમ વાંચવામાં આવે છે કેઃ—"તેઓ તંબાકુ પણ પીતા નથી અને પાણીથી જ તેઓ પોતાની તરસ મટાડે છે." નેપાળના લોકો વિષે ક્યાંપ્બેલ કહે છે કેઃ—

"આ લોકોને મદ્ય ઉપર પ્રીતિ છે પરંતુ તેઓ દારૂના વ્યસનમાં ગરક થઈ ગયા નથી."

**સુમાત્રા** બેટના મધ્ય પ્રદેશમાંના લોકો **મલાયન** લોકોના સહવાસથી થોડાક બગડેલા છે. તથાપિ તેમને વિષે **માર્સ્ડન** લખેછે કેઃ–

"તેઓ ખાવાપીવાના કામમાં નિયમિતપણે ચાલનાર હોવાને લીધે બહુ ખાધેલા અથવા કેફ ચઢેલા જણાતા નથી." **આફ્રિકા**માં પણ એવાં ઉદાહરણો મળી આવે છે.

"**ફૂલા** અને **માંડિંગો** લોકો ગળ્યા રસનો ઉપયોગ કરે છે, પરંતુ તેમાંથી અથવા બીજા પદાર્થોમાંથી બનાવેલા દારૂનો તેઓ બિલકુલ ઉપયોગ કરતા નથી. એવા દારૂનો તેમને એટલો તિરસ્કાર હોય છે કે, એકાદા સ્વચ્છ વસ્ત્ર ઉપર જો તેનું એક ટીંપું પડે તો તે ફરીને ધોયા સિવાય તેઓ ઓઢવા પહેરવાના કામમાં વાપરવાના નહિ." વળી **વેટ્ઝે** નીચે લખ્યા પ્રમાણે સામાન્ય વિચાર દર્શાવ્યા છેઃ–

"યૂરોપિયન લોકો સાથે જેમને વધારે સહવાસ થયો છે તે લોકો સિવાય બાકીના **નીગ્રો** લોકોને ઉન્માદકારક મદ્યનું ઘણું વ્યસન જણાતું નથી."

આ છેવટના ઉતારા ઉપરથી જણાય છે કે ઘણાંખરાં ઠેકાણાંના દેશી લોકોને સુધારવાનો જે યૂરોપિયન લોકો દાવો રાખે છે તેમના સહવાસથી તે દેશી લોકો કેવા બગડી જાય છે. યૂરોપિયન લોકો જ્યાં જાય છે ત્યાં વિશેષે કરીને વ્હિસ્કી, રમ, વગેરે નાના પ્રકારનાં મદ્યો પુષ્કળ મળવા માંડે છે તેથી એ મદ્યોનો લોકોમાં પ્રવેશ થઈને કેવાં માઠાં પરિણામ નીપજે છે એનું પણ ભાન થાય છે. આપણા જ દેશના લોકોનું ઉદાહરણ લેઇએ. યૂરોપિયન લોકો આવ્યા પહેલાં આપણા દેશમાં મદ્ય કેટલું ખપતું હતું અને હાલ કેટલું ખપે છે

તે જુઓ એટલે બસ. પ્રથમ ગામઠી દારૂ જેટલો ઉત્પન્ન થતો તેનાથી અનેક ઘણો હાલ ઉત્પન્ન થાય છે છતાં તે પણ બસ થતો નથી અને દરેક વર્ષે યૂરોપમાંથી હજારો પીપ દારૂ આપણા દેશમાં આવે છે અને તે બધો ઉડી જાય છે. માટે મદ્યપ્રાશન સંબંધી લોકોની ટેવ અને તેમની સામાજિક સ્થિતિ એ બે વચ્ચેના સંબંધ વિષે અનુમાન કાઢતાં ઘણી સાવધગીરી રાખવી જોઇએ. કેટલેક ઠેકાણે માદક પદાર્થોનો અભાવ હોવાથી ત્યાંના લોકો આવા વ્યસનથી મુક્ત રહેલા માલમ પડશે. વેદ્દા લોકોની એવી જ સ્થિતિ છે. બીજા કેટલાંક ઠેકાણાંના લોકોનું મદ્યપ્રાશનનું વ્યસન તેમની સામાજિક સ્થિતિને લીધે ઉત્પન્ન થએલું નથી. પરંતુ પરકીય લોકોના સહવાસને લીધે તેમને ગળે પડેલું છે.

મદ્ય પ્રાશનનું વ્યસન અને કંઈ વિશેષ પ્રકારની સામાજિક સ્થિતિ એમની વચ્ચે કંઈ સંબંધ હોય તો તે યૂરોપિયન લોકોના ઇતિહાસમાંથી જલદી જણાઇ આવેછે. કારણ તે લોકોના અનેક શતકના ઇતિહાસની વિશ્વાસ ભરેલી માહીતી મળે એવી છે. તેથી અનેક ઠેકાણાંના લોકોની પરસ્પર તુલના કરવાને અથવા એક ઠેકાણાના લોકોની જુદી જુદી સ્થિતિની તુલના કરવાને વિશેષ સુલભ પડે છે.

**સ્પાર્ટન** લોકોની સમાજવ્યવસ્થા ક્રૂરપણાની હતી, પણ તેમનું ખાવા પીવાનું કેવળ માફકસર હતું. વળી દારૂથી કેફી થયેલા લોકોને જે શિક્ષા કરવામાં આવતી તે મનમાં આણીએ તો **સ્પાર્ટન** લોકો મદ્યપાનનો તિરસ્કાર કરતા હતા એમ સ્પષ્ટ દેખાય છે. **અથીનિયન** લોકોની સામાજિક સ્થિતિ પુષ્કળ સુધરેલી હતી અને વિદ્યામાં પણ તેઓ **સ્પાર્ટન** લોકોથી ઘણા શ્રેષ્ઠ હતા, પરંતુ તેઓ માદક પદાર્થોના વ્યસનથી મુક્ત ન હતા. તે વખતના બીજા **યૂરોપિયન**

લોકોની સામાજિક સ્થિતિ છેક નિકૃષ્ટ હતી અને તેમનામાં મદ્યપાનનો પ્રસાર ઘણો હતો એ વિષે થોડોક પુરાવો મળી આવેછે. પ્રાચીન કાળના ગાલ લોકો વિષે *ડાયોડોરસ કહેછે કે:—"દારૂના વ્યસનમાં એ લોકો એટલા ગરક થઈ ગયેલા છે કે, વ્યાપારી નવો દારૂ ક્યારે આણશે અને તે પોતાને મળશે ક્યારે એની વાટ જોતા બેસે છે. બજારમાં માત્ર દારૂ આવ્યો કે તરત તેના ઉપર ઘરાકીનાં ટોળેટોળાં ઉડી પડેછે. પ્રાથમિક સ્થિતિના જર્મન લોકોનું વર્ણન કરતાં +ટાસિટસ કહેછે કે:—"આખો દિવસ અને આખી રાત દારૂના જ ઘેનમાં રહેવું એ કોઈ પણ સ્થિતિના મનુષ્યને હલકાપણું આણતું નથી." 'કૃષ્ણ-યુગ' માં દારૂપીવાનો ચાલ લોકોમાં કેટલો બધો હતો એ વિષે પ્રત્યક્ષ માહીતી હાલ ઘણી મળતી નથી, પરંતુ તે વખતના ઇતિહા-સમાંની જે કેટલીક વાતો જાણવામાં છે તે ઉપરથી તે વેળાના લોકોની ટેવ વિષે અનુમાન કરી શકાય છે. મેરો વિંહજિયન કાળની એવી એક ચમત્કારિક વાત વાંચવામાં આવેછે કે, ઇયોનિયસ નામનો એક બિશપ ઇશ્વરપ્રાર્થનાની વખતે દારૂનો નિશો આવ્યાથી પડયો. વળી શાર્લમેન રાજાના ચરિત્રમાં તે કદી કેફી થતો નહિ એ વાતનો સ્પષ્ટ રીતે ઉલ્લેખ કરેલો છે. એ ઉપરથી દારૂની કેફમાં રહેવું એ તે વખતે સાધારણ વાત ગણાતી અને કેફ ચઢે એટલો દારૂ ન પીનારો

*ડાયોડોરસ એ એક ગ્રીક ઇતિહાસકાર હતો. તેણે ઇતિહાસ લખવાના ઉદ્દેશથી ઘણી મુસાફરી કરી. તેણે પોતે ત્રીસ વર્ષ સૂધી ઇતિહાસ લખવાનું કામ કર્યું અને તેનાં એકંદર ૪૦ પુસ્તકો થયાં. એ ઇસ્વીસનના આરંભના શુમારમાં થયેલો હોવો જોઇએ.

+ ટાસિટસ એ અતિ પ્રખ્યાત રોમન ઇતિહાસકાર હતો. તે પહેલા સૈકાની આખરે થયો. તેણે ઇતિહાસ ઉપર અનેક ગ્રંથો લખેલા છે.

મનુષ્ય અપવાદ રૂપે ગણાતો એવું અનુમાન નીકળે છે. ત્યાર પછીના કાળમાં ફ્રાન્સ દેશમાં દારૂ પીને કેફી થવાનો પ્રકાર જોકે તેટલો ન હતો તોપણ એકંદર રીતે મદ્યપાનનો ઝમાટો પુષ્કળ ચાલતો હતો એમ દેખાય છે. ***માન્ટેને** લખ્યું છે કે મારી બાલ્યાવસ્થામાં લોકોને મદ્યપાનનું જે વ્યસન હતું તે મારી મોટી ઉમ્મર થઈ તે વખતે ઘણું કમી થયું હતું. તથાપિ તેણે જ પોતાની માહીતીના એક લાર્ડ વિષે જે ઉલ્લેખ કર્યો છે તે ઉપરથી તે વખતે પણ તે વ્યસન કેટલું હતું તેની અટકળ થઇ શકે છે. તે કહેછે કે:—

" મારા વખતના એક લાર્ડને દર વર્ષે સવા ગ્યાલન દારૂ જોઈતો. તોપણ તેને દારૂનું વ્યસન ન હતું. તે જમતી વખતે માત્ર થોડો પીતો. "

**માન્ટેનના** વખતથી તે હાલ સૂધી ફ્રેંચ લોકોમાં એ વ્યસન કમી થતું ગયું છે. તેમનાં મદ્યો ઘણાં જલદ નથી હોતાં જ, પરંતુ તેમાં પણ વળી પાણી નાંખીને તે પુષ્કળ સૌમ્ય કર્યા સિવાય ફ્રેંચ લોકો હમણાં તેનો ઘણો ઉપયોગ કરતા નથી. **ઇંગ્રેજ** લોકોમાં પણ મદ્ય પીવાનું વ્યસન દિવસે દિવસે કમી થતું જાયછે. તોપણ ફ્રેંચ લોકોમાં તે જેવું એક સરખી રીતે કમી થતું ગયું દેખાયછે તેવું **ઇંગ્રેજ** લોકોમાં દેખાતું નથી: વચમાં વચમાં થોડો ચઢ ઉતાર દેખાય છે. સાં જ્યારે પૂર્વે ×**આંગલ** લોકોનું અને [1]ડેન્સ લોકોનું વરચસ્વ (ઉપરીપણું)

* **માન્ટેન** એ સોળમા સૈકાનો એક ફ્રેંચ નિબંધકાર હતો.

× **આંગલ** લોકોએ પાંચમા સૈકામાં **ઇંગ્લાંડ** ઉપર પોતાનું ઉપરીપણું સ્થાપિત કર્યું હતું.

૧ ડેન્સ લોકોએ નવમા સૈકામાં **ઇંગ્લાંડ** ઉપર પોતાનું ઉપરીપણું સ્થાપિત કર્યું.

હતું ત્યારે તો ધર્મોપદેશકો પણ દારૂના વ્યસનમાં ગરક થઈ ગયા હતા. તે કાળથી **નાર્મન** લોકોની સત્તા પૂરી થઇ ત્યાંસૂધી તે જ પ્રકાર ચાલતો હતો. વિજયી **નાર્મન** લોકો પણ પરાજય પામેલા ઇંગ્રેજ લોકો પ્રમાણે જ મદ્યપી બન્યા. તે લોકોને પણ પ્રથમ મદ્યપાન છેક જ જાણવામાં ન હતું એમ નથી. તથાપિ ઇંગ્રેજ લોકોના સહવાસથી તેમના તે વ્યસનને વિશેષ ઉત્તેજન મળ્યું. ત્યાર પછીના કાળમાં પણ મદ્યપાનનું વ્યસન કહેવા જેટલું કમી થયું ન હતું. ફરક એટલો જ પડ્યો કે પ્રથમ જે અતિ કેફી મદ્યનો ઉપયોગ થતો હતો તે કિંચિત સૌમ્ય મદ્યનો થવા લાગ્યો. ગયા સૈકાના આરંભમાં મદ્યપાનનું વ્યસન ઘણું ફેલાયું હતું. દેશમાં દરેક વર્ષે જે મદ્ય ખપતું તે વખતની લોકસંખ્યા ઉપર ફાળવીએ તો દર માણસે એક ગ્યાલન પડતું. તે વખતમાં દારૂથી કેફમાં મદ્યપી લોકોને હાથે જે કૃત્યો થતાં હતાં તેનું *હોગાર્થે પોતાના 'જિનલેન' નામના ગ્રંથમાં ઉત્કૃષ્ટ તરેહનું ચિત્ર આપેલું છે. આ વ્યસનનું જોર તોડવા વાસ્તે તે વખતે દારૂ સંબંધી એક કાયદો પણ કરવામાં આવ્યો હતો, પરંતુ તે થોડી વારમાં જ રદ કરવામાં આવ્યો. આ કાયદાનો કંઈ પણ ઉપયોગ ન થતાં ઉલટો તેનાથી અપકાર માત્ર થયો. ગયા સૈકામાં આ વ્યસન મધ્યમ સ્થિતિના અને નીચ વર્ગના લોકોમાં છેક સાધારણ થઈ ગયું હતું. તાલેવર લોકોમાં તો તેની કમાલ થઈ હતી. મીજબાનીની વખતે અને બીજા વિશેષ પ્રસંગે તેઓ મદ્યનો એટલો બધો ઉપયોગ કરતા હતા કે, તેને લીધે ભિખારી બનેલા લોકોનાં ઘણાં ઉદાહરણો બનતાં.

---

* **હોગાર્થ** એ ૧૮મા સૈકામાં એક ઉત્કૃષ્ટ ચિત્રકાર અને કવિ હતો.

મદ્યપાનનું વ્યસન અને સમાજની ઉત્ક્રમણની જુદી જુદી અવસ્થા એ બેમાં કંઇ સંબંધ હોય એમ જણાતું નથી. કદાપિ હોય જ, તો તે સહજ નજરે આવવા જેવો નથી. કેટલીક મદ્યપાન-નિષેધક મંડળીના લોકોમાં જે સમજ દેખાઈ આવે છે તે ખરી હોવાનો સંભવ નથી. તેમને એમ લાગે છે કે આ વ્યસનની ગેર-હાજરી અને સુધારો અથવા નીતિ–આચરણ એ સમ પ્રમાણમાં હોય છે. જે પ્રમાણમાં લોકો આ વ્યસનને તાબે હોય તે પ્રમાણમાં તેમનામાં અનીતિ દેખાઇ આવે છે એમ તેમનું કહેવું છે. **સર્જન જનરલ બાલ્ફર** કહે છે કે:—"એશિઆખંડમાંના લોકોની અર્ધા-જાતો—**આરબ, પર્શિયન, હિંદુ, બ્રહ્મી, મલાયન** અને **સયામીજ** એ લોકોની અનેક પેટા જાતિ–મદ્યનો નિષેધ કરનારી છે." તથાપિ સામાજિક સુધારામાં અથવા નીતિ–આચરણમાં તેઓ મદ્યપાનવાળા યૂરોપિયન લોકો કરતાં શ્રેષ્ઠ છે એમ કોઇ પણ કહી શકનાર નથી. યૂરોપના જ જુદા જુદા દેશોની તુલના કરતાં પણ તે જ વાત સ્પષ્ટ દેખાઇ આવે છે. મદ્યથી પુષ્કળ અલિપ્ત રહેનારો **ટર્કીદેશ** દરેક વા-તમાં વ્હિસ્કી દારૂમાં ડુબી ગયેલા **સ્કોટલાંડ**થી કેટલો બધો પછાડી છે. તે જ પ્રમાણે ઇટાલી અને **જર્મની** એ બે દેશોની તુલના કરીએ તો દેખાઇ આવશે: ઈટાલિયન લોકોમાં મદ્યપાનનો પુષ્કળ પ્રસાર નથી પરંતુ જર્મન લોકોમાં તે વ્યસનનો ઘણો ફેલાવો છે. તથાપિ સુધા-રામાં અને નીતિ–આચરણમાં ઈટાલિયન લોકો જર્મન લોકોથી કેટલા બધા નીચા છે. આ જ વાત વિશેષ સ્પષ્ટ રીતે લક્ષમાં આ-વવા વાસ્તે વળી બીજા બે લોકોની તુલના કરીએ. એક બાજુએ **બેડુઇન** લોકો લેઇએ અને બીજી બાજુએ ઇંગ્રેજ કારીગર લોકો લેઈએ. **બેડુઇન** લોકો કુશળ ચોર છે અને તેમના આચરણમાં અનેક પ્રકારે દુર્ગુણ દેખાઈ આવે છે, પણ મદ્યપાનના સંબંધમાં જોઇએ તો તે

ઉન્માદકારક દારૂનો બિલકુલ ઉપયોગ કરતા નથી અને દારૂડીઆ મનુષ્યને તેઓ કેવળ પતીત ગણે છે. હવે ઇંગ્રેજ કારીગર તરફ જોઇએ તો તે ઘણીવાર કેફી બનેલો જણાય છે અને ઘણુંકરીને મનુષ્ય જેટલો કસબી વધારે તેટલો તેને દારૂનો છંદ પણ વધારે એમ જણાય છે. પણ આટલી વાત એક બાજુએ રાખીએ તો તે મનુષ્ય ઘણુંકરીને બીજા વ્યવહારમાં ઘણો ચોખ્ખો હોય છે. આ ઉપરથી સ્પષ્ટ જણાશે કે, આ વ્યસનનો અને દુરાચરણનો કેટલાએકને લાગે છે તેવો સંબંધ હોવાનો સંભવ નથી.

મદ્યપાનનું વ્યસન અને ગરીબ અવસ્થા એ બેમાં માત્ર થોડો ઘણો સંબંધ હોવાનો સંભવ દેખાય છે. મનુષ્યને પોતાનું જીવતર કષ્ટમય લાગવા માંડે એટલે તેને દારૂ પીવાનું મન થાય છે. પ્રસ્તુતની અને હવે પછીની દુઃખ આવનારી સ્થિતિનો વિચાર મગજમાંથી દૂર કરવા માટે તેને મદ્ય સિવાય બીજો ઉપાય દેખાતો નથી. વળી તે પીતી વખત ક્ષણીક આનંદનો અનુભવ થાય છે. તથાપિ આ કારણ સિવાય લોકોને મદ્યનો છંદ લાગવાનો નહિ એમ નથી. ગયા સૈકામાં ઈંગ્લાડના ઉંચ વર્ગના લોકોમાં મદ્યપાનનું વ્યસન જે એટલું બધું ફેલાયલું હતું તેને ઉપરનું કારણ લાગુ પડવાનો સંભવ નથી. માનસિક દુઃખને લીધે આયુષ્યથી કંટાળેલા લોકોનાં જુજ કેટલાંક ઉદાહરણો ઉપરના વર્ગના લોકોમાં પણ જડી આવે છે, પરંતુ સામાન્ય રીતે તે લોકોને કશી કાળજી હોતી નથી. તેમને દારૂનું વ્યસન લાગવાનાં બીજાં જ કાંઇ પણ કારણો હોવાં જોઇએ. કંઇ કામ ન હોય એટલે જે એક પ્રકારનું અસ્વસ્થપણું ઉત્પન્ન થાય છે તેથી મનની સ્ફુરતાઇ જઇને શરીરને એક પ્રકારની ગ્લાની આવે છે. આવી સ્થિતિમાં દારૂ પીને અંગમાં જાગૃતિ આણવી એમ મનુષ્યને લાગવું એ સ્વાભાવિક છે. શ્રીમાન લોકોને મદ્યપાનનું વ્યસન ચોટવાનું ઘણું-

કરીને એ કારણ છે. વળી ઘણા પ્રાચીનકાળમાં સઘળા યૂરોપખંડ ભર આ વ્યસન જે એટલું ફેલાયું હતું તેનું ઘણે અંશે એ જ કારણ હશે. લડાઇનું અથવા શિકારનું કામ ન હોય એટલે તે સ્થિતિના લોકોને વખત કેમ ગાળવો એ સૂજતું નથી તેથી દારૂની કેફમાં પડી રહેવું તેમને ઠીક લાગે છે. આવી સ્થિતિના પણ સઘળા જ લોકોમાં આ વ્યસન પેસે છે એમ નથી. ઘણી જાતિઓ એવી માલમ પડે છે કે, તે માંહેના લોકોના આયુષ્યક્રમ છેક કંટાળા ભરેલા હોય છે તે છતાં તે લોકો આ વ્યસનને નાદે લાગતા નથી. આ ઉપરથી એમ દેખાય છે કે અનેક કારણોને લીધે આ વ્યસન તરફ મનુષ્યની પ્રવૃત્તિ થાય છે અને તે કારણોનાં કાર્યો એટલાં અનિયમિત રીતિએ બને છે કે તે વિષે કંઈ સામાન્ય અનુમાન કાઢવાં શક્ય નથી.

પરંતુ આપણે વિશેષે કરીને અલ્પાહાર અને અતિપાન સંબંધી લોકોની નીતિ વિષેની સમજૂતિઓ કેવી છે એ જોવાનું છે. શુદ્ધ નીતિની દૃષ્ટિએ આ બન્ને વાતો અનીતિકારક ગણવી જોઇએ એ સ્પષ્ટ છે. કારણ શુદ્ધ નીતિમાં તેમને વિષે સમજૂતિઓ શી છે તે ન જોતાં તેમનાં પરિણામ શાં થાય છે એ જોવાનાં છે. અલ્પાહાર અને અતિપાન એ બન્નેથી શરીર ઉપર અને મન ઉપર નઠારાં પરિણામ નીપજે છે એ વિષે કોઇને સંશય નથી. અને આ પરિણામોને લીધે જ તેમને અનીતિના વર્ગમાં ઘાલવાં જોઇએ. પરંતુ પ્રવર્તક નીતિની સમજૂતિઓની વાત નિરાળી છે. લોકોના ધર્મવિચાર અને સામાજિક રીતભાત એ ઉપર પ્રવર્તક નીતિની સમજૂતિઓ અવલંબીને રહે છે. કેટલેક ઠેકાણે આ બન્ને બાબતમાં પણ અતિશયપણું પ્રશંસાપાત્ર માનવામાં આવે છે. અને બીજે કેટલે એક ઠેકાણે તિરસ્કાર ભરેલું માનવામાં આવે છે.

અતિપાનથી ઉત્પન્ન થનારા ઉન્માદને ધર્મવિષયક સમજૂતિ વડે પવિત્રતા આવવાનાં કેટલાંક ઉદાહરણો પહેલાં આપેલાં જ છે. લોકોને અતિપાનનો છંદ લાગ્યો હોય તે વ્યસન વિષે હળવે હળવે લોકમત અનુકૂળ થતો જાય છે અને કાળાંતરે તેને સમાજનું અનુમત મળે છે એ આ ઠેકાણે બતાવવાનું છે. અશિક્ષિત લોકોમાં આવું એક ઉદાહરણ જાણવામાં આવ્યું છે તે દારૂ સંબંધી નથી પણ બીજા એક માદક પદાર્થ સંબંધી છે. તે પદાર્થનું સેવન કરવાને તે લોકોને સમાજની સંમતિ મળે છે એટલું જ નહિ પણ તેવું કરવું ભૂષણાસ્પદ માનવામાં આવે છે. કસિયા લોકો સંબંધી યૂલ કહે છે કેઃ—

"પારકો માણસ આ લોકોમાં આવે એટલે પ્રથમ તેનું પાન તંબાકુનું વ્યસન તેના લક્ષમાં આવે છે. આ વ્યસનનો તેમને અતિશય છંદ છે. અને તેને લીધે તેમના દાંત અને હોઠ છેક ગંધાતા થઇ ગયેલા હોય છે. તથાપિ તેઓ તે બદલ કંઇ દરકાર ન રાખતાં ઉલટું અભિમાન ધરાવે છે. તેઓ મોટા ડોળથી કહે છે કેઃ—'કૂતરાના અને બંગાળી લોકોના દાંત ધોળા હોય છે'."

પ્રાચીન કાળના સુધરેલા લોકોને અતિપાનનો તિરસ્કાર લાગતો નહિ પણ ઉલટું અભિમાન લાગતું. એ વિષે થોડોક પુરાવો મળે છે. **સોમ**રસનું પ્રાશન કરવાને ધર્મની સંમતિ હતી એ વાત એક બાજુએ મૂકીને વિચાર કરતાં પણ પુરાતન ઋષિઓને **સોમ**રસના પાનથી થનારો ઉન્માદ અત્યંત પ્રિય લાગતો હતો એમ જણાય છે.*

---

* **ઋ**ગ્વેદાદિ ગ્રંથમાં જે '**સોમ**' રસનું વર્ણન કરેલું છે તે મદ્ય સરખો જ પદાર્થ હતો અને તેમાં મદ્યના સર્વ ગુણ હતા એવી યૂરોપિયન લોકોની સમજ છે. આપણા તરફના જૂના લોકોનો એવો મત છે કે, **સોમ**રસને જો કે મદિષ્ટ એવું વિશેષણ આપેલું

હિંદુ લોકોની પડોશમાં રહેનારા **પર્શિયન** લોકોમાં પણ મદ્યપાનનું વ્યસન ભૂષણાસ્પદ માનવામાં આવતું હતું. ડરાયસ હિસ્ટાસ્પીસ+ નામે જે તેમનો રાજા થઇ ગયો તેના કીર્તિસ્તંભ ઉપરના લેખમાં તેના ગુણનું વર્ણન કરતાં તે ઉસ્તાદ દારૂ પીનારો હતો એવો ઉલ્લેખ કર્યો છે. મૃત્યુલેખમાં મનુષ્યના ગુણનો જ હમેશાં ઉલ્લેખ કરવામાં આવે છે અને ઉપર લખેલાની જોડે તેના વિજયીપણાનું સ્પષ્ટ વર્ણન કરેલું છે એ લક્ષમાં આણીએ તો તેનો ગૌરવ કરવો એવો જ તે લેખ લખનારાનો ઉદ્દેશ હતો એમ સ્પષ્ટ દેખાય છે. તે જ પ્રમાણે **સાયરસે** જે આત્મપ્રશંસા કરી છે તેમાં તેણે આ ગુણનો ઉલ્લેખ કરેલોછે.※ પોતાના ભાઈ કરતાં પોતે રાજ્યપદને વધારે યોગ્ય છે એ

---

છે, તોપણ ‘મદ’ શબ્દથી ઉન્માદ સમજવાનો નથી. મદ શબ્દ હર્ષવાચક લેવો જોઇએ. ચિત્તવૃત્તિમાં ઉલ્લાસ આણવાનો તેને અંગે ગુણ હતો પણ મદ્ય પ્રમાણે ઉન્માદ આણવાનો દોષ તેનામાં ન હતો.

+ આ પહેલો ડરાયસ. તે ઇસ્વીસન પહેલાં શુમારે ૫૦૦ વર્ષ ઉપર થયો. તેને રાજ્ય કેવી રીતે મળ્યું તે સંબંધી એક ચમત્કારિક વાત છે. ડરાયસ અને બીજા ૭ સરદારો મળીને સાત જણે ઈરાનના પહેલાંના રાજાની સામે થઇને બંડ કર્યું અને તેમણે તેને યુદ્ધમાં માર્યો. પછી રાજ્ય કોને આપવું એ સંબંધી વાદ પડ્યો, ત્યારે એક ઠરાવેલે દિવસે સવારે જેનો ઘોડો સર્વથી પહેલાં ખોંખારે તેને રાજ્યપદ આપવું એવો સર્વે જણે ઠરાવ કર્યો. તેમાં ડરાયસનો ઘોડો સર્વથી પહેલાં ખોંખાર્યો તેથી બાકીનાઓએ તેને તે રાજ્ય સ્વાધીન કર્યું.

※ **પર્શિયામાં સાયરસ** નામના બે પ્રસિદ્ધ મનુષ્ય થયા. તેમાંનો આ બીજો. પહેલાએ **પર્શિયન** બાદશાહીની સ્થાપના કરી અને આ બીજો બીજા ડરાયસનો છોકરો અને **આર્ટેક્ઝર્ઝીસનો** નાનો ભાઈ

સ્પાર્ટન લોકોને જણાવીને તેમની પાસેથી મદદ માગવા સારૂ તેણે તેમને એક ખલીતો મોકલ્યો હતો તેમાં તે લખે છે કેઃ—"મારા ભાઈ કરતાં મારે અંગે બીજા ઘણા ગુણો અધિક છે, પણ મુખ્યત્વે કરીને પુષ્કળ મદ્ય પીવાનું મારા શરીરમાં સામર્થ્ય છે માટે હું જ રાજ્યપદને વધારે યોગ્ય છું." મદ્યપાનનું વ્યસન લોકોમાં રૂઢ થયું હોય તો તેને સમાજની કેવી અનુમતિ મળે છે એ યૂરોપખંડમાંના લોકોની સ્થિતિ ઉપરથી જેટલું સ્પષ્ટ થશે તેટલું બીજા કોઈ પણ ઉદાહરણથી થનાર નથી. પ્રાચીન કાળથી આધુનિક કાળ સૂધી જર્મન લોકોની આ વ્યસન ઉપર ઘણી આસકિત છે. તેમના જુવાન વિદ્યાર્થીઓમાં મદ્યની વિલક્ષણ પ્રીતિ જણાઈ આવે છે અને ટેવને લીધે મનાય નહિ એટલું બધું મદ્ય જીરવવાની તેમને અંગે શકિત આવેલી છે. કોઇ વિદ્યાર્થી જો આ કામમાં બીજા કરતાં ઘણો પાછળ હોય તો તેની છેક ફજેતી થાય છે અને બધાને ઓળંગી જનારો વિદ્યાર્થી હોય તેની ઘણી વાહવાહ થાય છે. ઇંગ્રેજ લોકોમાં પણ ગયા સૈકામાં એવી જ કલ્પના અને સમજૂતિઓ જણાઇ આવતી હતી. જે મનુષ્યો અતિપાનાસકત ન હોય તે કમનસીબ એમ લોકોને

---

હતો. જે વખતે આર્ટેક્ઝર્ઝીસ ગાદી ઉપર બેઠો તે વખત સાયરસ પોતે ગાદી ખુંચી લેવા પ્રયત્ન કરતો હતો પરંતુ તેને યશ મળ્યો નહિ. તેનો ભાઇ તેને તે વખત ઠાર મારનાર હતો પણ માની વિનવણી ઉપરથી તેણે તેને ક્ષમા કરી. પછી તેણે તેને એક પ્રાંતની સુબેદારી આપી. પરંતુ તે સર્વ ઉપકાર ભૂલી જઇને તેણે ઘણું લશ્કર એકઠું કર્યું અને ગ્રીકલોકો તરફથી મદદ મેળવીને ઉઘાડા ઉઠી બંડ કર્યું. તે બન્ને ભાઇઓ વચ્ચે ભયંકર યુદ્ધ થયું. તેમાં સાયરસ જ માર્યો ગયો. આ વાત ઇસ્વીસનની પૂર્વે ૪૦૧ માં બની.

લાગતું હતું. તરસ લાગવા માટે કેટલાક લોકો મીઠું ખાતા અને દારૂના ગ્લાસમાં એક ટીંપું પણ રાખવું જોઇએ નહિ એવી સર્વને વિનતિ કરવામાં આવતી. એ ઉપરથી તે વખતની સ્થિતિની કલ્પના થઇ શકશે. તરસ્યા રહીને પીનારા માણસની જ્યાં ત્યાં ફજેતી થતી અને ત્રણ બાટલીઓ ઉડાવનારાનાં બધે વખાણ થતાં. ઈંગ્લાંડમાં તે વખતની રાત્રિની જ્યાફતોમાં ધાંધલ મચાવેલી એવા કેટલા એક ઘરડા લોકો હજી પણ જીવે છે. નિયમિત મિત્રમંડળી કોઇ મિત્રને ત્યાં ભેગી થાય ત્યારે દરવાજે તાળું મારીને મળેલા માણસોની સંખ્યા જોઇને યજમાન દારૂની બાટલીઓ કહાડીને કહેતા કે ઉઠયા પહેલાં આ ખાલી થવી જોઇએ. જો જેને હિસ્સે જે પીવાનું આવે તેટલું પીવાને આનાકાની કરે તો લાગલી તેની મશ્કરી થતી.*

* પરલોકવાશી **જાન બાલ**, એફ, આર, એસ. એ **બેલફાસ્ટ** શહેરની નજીક એક ગામડામાં રહેતો હતો. તે **ક્યાથોલિક** પંથનો હતો પણ એક શ્રીમંત **પ્રોટેસ્ટંટ** પંથના કુટુંબની સાથે તેને ઘણો ઘરોબો હતો. તે કુટુંબમાં એક વૃદ્ધ ગૃહસ્થ હતો તેના ઉપર ઘરનાં અને પાડોશનાં સર્વ મનુષ્યોની પૂજ્ય બુદ્ધિ હતી. **બાલ** સાહેબ નાનો હતો ત્યારે તેના ઉપર તેનું વધારે હેત હતું. એક દિવસ જમ્યા પછી તે વૃદ્ધ ગૃહસ્થ **બાલ** સાહેબને એક તરફ એક કોટડીમાં લેઈ ગયો અને પ્રેમથી તેની પીઠ ઠોકીને બોલ્યો:—"તારા દારૂ બદલ મારે તને કહેવાનું છે. તું પીવાય તેટલો દારૂ પીતો નથી તે ઠીક નહિ. હવે મારો ઉપદેશ સાંભળ. તું નાનપણમાં જ ટેવ પાડી રાખ એટલે જન્મ સુધી આ કામમાં સભ્ય મનુષ્યોને શોભે એવું વર્તન કરવું કઠણ પડનાર નથી-" આ હકીકત **બાલ** સાહેબે પોતે **સ્પેન્સર** સાહેબને કહી છે.

પહેલાંના જમાનામાં ઇંગ્લાંડમાં અતિપાનને અનુકૂળ એવી પ્રવર્તક નીતિની સમજૂતિઓ હતી. પરંતુ તે હળવે હળવે નાશ પામી અને હાલના જમાનામાં ઉલટી સમજૂતિઓ ઉત્પન્ન થઇ છે. વળી હાલમાં શુદ્ધ નીતિની તેમ જ પ્રવર્તક નીતિની દૃષ્ટિએ દારૂ પીવો એ લોકોને તિરસ્કાર ભરેલું લાગવા માંડયું છે. અતિપાન વિષે તો ઘણો જ તિરસ્કાર ઉત્પન્ન થયો છે અને આખા જન્મારામાં જો કદાપિ મનુષ્ય એકવાર જ પીને કેફી થઇ પડયો હોય તેટલા ઉપરથી એ તેની કીર્ત્તિને જે ડાઘ લાગે છે તે કદી ધોવાતો નથી. આ અતિપાનની વાત થઇ. પરંતુ મિતપાનનો પણ નિષેધ કરનારી મંડળીઓ હાલમાં પુષ્કળ તૈયાર થાય છે, અને અમેરિકામાં તો જમતી વખતે ઘણાક લોકો પાણીથી જ પોતાની તરસ મટાડે છે. જમતી વખતે દારૂનો ઉપયોગ કરવો હાલમાં ત્યાં પ્રતિષ્ઠિત ગણાતો નથી.

સારાંશ જ્ઞાન અને અનુભવથી સિદ્ધ થયું છે કે, દારૂ અને બીજા માદક પદાર્થોથી અનેક પ્રકારની હાનીઓ થાય છે અને હવે નીતિવાન પુરૂષો પોતે માદક પદાર્થોનો સ્પર્શ કરતા નથી એટલું જ નહિ પરંતુ જેઓ માદક પદાર્થોને વશ થયા છે તેમને તેમાંથી મુક્ત કરવાને માટે તન, મન અને ધનથી યત્ન કરે છે. આવાં યત્નો ખરી ધાર્મિક દૃષ્ટિએ પણ નીતિ અને પરોપકારવાળાં ગણાય છે.



# પ્રકરણ ૧૩ મું.

## વૈવાહિક નીતિ.

એ શબ્દના સામાન્ય અર્થથી પરણેલાં સ્ત્રી પુરૂષોએ એક બીજા સાથે કેવી રીતે વર્તન કરવું એ સંબંધી લોકોની કલ્પના, મનોવિકાર અને સમજૂતિઓ એમનો બોધ થાય છે. પરંતુ પ્રસ્તુત

પ્રકરણમાં આ શબ્દનો ઉપયોગ એક વિશેષ અર્થમાં કરવાનો છે. કામવાસનાની તૃપ્તિ માટે સ્ત્રી પુરૂષો પરસ્પર જે એ સંબંધ કરે છે—પછી તે સંબંધ ઉઘાડી રીતે વિવાહ કરીને થયો હોય અથવા કંઈ મુદ્દત સૂધી કે એક પ્રસંગ પૂરતો જ માનસિક વિવાહ થઇને થએલો હોય—તે વિષે લોકોની કલ્પના, મનોવિકાર અને સમજૂતિઓ બતાવવાને પણ આ શબ્દ વાપરવામાં આવશે. આ વિશેષ અર્થ તરફ લક્ષ દેઇને વૈવાહિક નીતિનો વિચાર આ પ્રકરણમાં કરવાનો છે.

નીતિની દૃષ્ટિએ એ વૈવાહિક નીતિનો વિચાર કરતાં પહેલાં જીવ-શાસ્ત્રની અને સમાજશાસ્ત્રની દૃષ્ટિએ તેનો વિચાર કરવો જોઇએ. ઉત્ક્રાંત નીતિની દૃષ્ટિએ સદ્વર્તનોની કસોટી એ છે જે તે વર્તનથી વ્યક્તિનું, સમાજનું અથવા બન્નેનું હિત થવું જોઇએ. માટે કોઇ-પણ સમાજમાં પાતિવ્રત્ય અને એકપત્નીવ્રત એમની આવશ્યકતા કેટલે સૂધી છે એ જોવું હોય તો તેમને ઉપરની કસોટી લગાડીને તે થકી શાં પરિણામ થશે એ જોવું જોઇએ.

મનુષ્ય સિવાયનાં બીજાં પ્રાણીઓ પ્રમાણે જ મનુષ્યમાં પણ જાતિના હિત તરફ લક્ષ દેઇને સ્ત્રી પુરૂષો વચ્ચેના કોઈ પણ પ્રકારના સંબંધનું ખરા ખોટાપણું ઠરાવવું જોઇએ. અમુક એક પ્રકારના સંબંધથી જો કોઈ જાતના પ્રાણીઓમાં છોકરાંની સંખ્યા કમી થવાનો અથવા તેમની શારીરિક કે માનસિક શક્તિ ક્ષીણ થતી જવાનો સંભવ હોય, તો તે સંબંધની પ્રાણીઓની તે જાતિને અધમાવસ્થા પ્રાપ્ત થઇને તે નાશ થતી જશે. કેટલીએક જાતિના પ્રાણીઓમાં એક નર એક માદા સાથે જ સંબંધ રાખે છે અને કેટલીએકમાં અનેક માદા સાથે સંબંધ રાખે છે. આ મનુષ્ય સિવાયની જીવસૃષ્ટિમાં સ્વાભાવિકપણે બનારી બાબતોનો ખુલાસો આવી રીતે જ થવા જેવો છે. જે પ્રાણી-

ઓની આસપાસની સ્થિતિને લીધે જાતિના ઉત્કર્ષ સારૂ એક નરે એક માદા સાથે સંબંધ રાખવાની જરૂર પડી તે પ્રાણીઓની તેમ કરવા તરફ પ્રવૃત્તિ થઈ હશે અને જેમની આજુ બાજુની સ્થિતિને લીધે એક નરે અનેક માદા સાથે સંબંધ રાખવો હિતકારક થયો તેમની તેવી જ પ્રવૃત્તિ થઈ હશે. જે જાતિના પ્રાણીને જરૂર હોય તે પ્રકારની પ્રવૃત્તિ થઈ ન હોય તો તે નષ્ટ થયા હશે અથવા નષ્ટ થવા માંડયા હશે. " સમાજશાસ્ત્રનાં મૂળતત્વો " એ ગ્રંથમાં એવું બતાવવામાં આવ્યું છે કે, આજુબાજુની સ્થિતિ પ્રમાણે સ્ત્રી પુરૂષો વચ્ચેનો સંબંધ જુદા જુદા પ્રકારનો થાય છે. કેટલેક પ્રસંગે સુધરેલા મનુષ્યની દૃષ્ટિએ અનીતિકારક સંબંધ હોય તે પણ કોઈ સમાજને અતિ જરૂરનો થઈ શકે અને તે સમાજનાં સ્ત્રી પુરૂષો તેવો સંબંધ ન રાખે તો તેથી તેમનો નાશ થાય. તે જ ઠેકાણે વળી એવું બતાવવામાં આવ્યું છે કે એક પુરૂષે અનેક સ્ત્રીઓ સાથે લગ્ન કરવાનો ચાલઅને ટોળાં ટોળામાં હમેશાં ચાલતી રહેલી લડાઇઓને લીધે થતો પુરૂષ જાતનો સંહાર એ બેનો સ્વાભાવિક સંબંધ છે. કારણ બે ટોળામાંના લોકો જો એક બીજા સાથેના વૈરને લીધે એક બીજાનો સંહાર કરવા લાગે અને તે પૈકી એક ટોળાના લોકોમાં એક પુરૂષને જોઇએ તેટલી સ્ત્રીઓ કરવાનો ચાલ હોય અને બીજા ટોળાના લોકોમાં એક પુરૂષને એક જ સ્ત્રી કરવાનો ચાલ હોય, તો તે બીજા ટોળાના લોકો પહેલા ટોળાના લોકો અગાડી ઘણા દિવસ ટકવાના નહિ. પહેલા ટોળાની સર્વ સ્ત્રીઓને છોકરાં થાય અને તે ટોળાના કેટલાક પુરૂષ મરી જાય તોપણ તેમની જગાની ભરતી કરવાને નવા જોઇએ તેટલા પુરૂષ તૈયાર થાય. પરંતુ બીજા ટોળામાંની પુષ્કળ સ્ત્રીઓ લગ્ન વગરની રહેશે અને મરી ગયેલ લોકોની જગાની ભરતી કરવાને

જોઇએ તેટલા પુરૂષો તૈયાર થવાના નહિ. કેટલેક ઠેકાણે અને વિશેષે કરીને ટીબેટ દેશમાં એક સ્ત્રીને અનેક પતિ કરવાનો જે ચાલ છે, તે જ તે લોકોની સ્થિતિ જોતાં તેમને ફાયદાકારક છે. વૈવાહિક નીતિના બીજા કોઇ પણ સ્વરૂપ કરતાં આ સ્વરૂપ જ તેમને હિતકારક છે. તે દેશમાં મુસાફરી કરનારા અનેક પરદેશી ગૃહસ્થોએ તેમના આ ચાલને વાસ્તે અનુકૂળ અભિપ્રાય આપેલા છે. એક ખ્રિસ્તી ધર્મોપદેશક પણ તેનું પ્રતિપાદન કરેછે. તે ધર્મોપદેશકનો એવો મત છે કે, પાક ન થાય એવા દેશમાં લોકસંખ્યાનો વધારો હોવો એ એક મોટું અનર્થ કરનારૂં અનિષ્ટ જ છે. કારણ તેથી લોકોમાં કાંતો હમેશાં લડાઇઓ શરૂ રહેછે કે કાંતો તેમને એક સરખું ઉપવાસી રહેવું પડેછે.

સ્ત્રી પુરૂષો વચ્ચેનો સંબંધ જોડનારા વિવાહના ઉપર કહેલા ગૌણ પ્રકાર સુધરેલા લોકોના એક પત્નીપણાના ચાલને લીધે ઉત્પન્ન થયેલી નીતિ વિષેની સમજૂતિ સાથે મળતા આવે એવા નથી. સુધરેલા લોકોની સ્ત્રી પુરૂષના શુદ્ધાચરણ વિષેની સમજૂત કહીએ તો મનુષ્યે કાંતો પરણ્યા વગર રહેવું—અથવા કોઈ પણ વ્યક્તિ સાથે વિવાહનો સંબંધ રાખવો નહિ—કે કાંતો એક સ્ત્રીને એક પુરૂષે એક બીજાની સાથે વિવાહ કરીને તે સંબંધ હમેશાં પાળવો. પરંતુ સુધરેલા લોકોના વિવાહ સંબંધી નીતિ વિષેના ઉન્નત વિચાર જંગલી અથવા અર્ધા જંગલી લોકોને લાગુ પડવાના નહિ. વિવાહના ગૌણ પ્રકાર સુધરેલા મનુષ્યના મનમાં જે પ્રમાણે તિરસ્કાર અથવા ધિક્કાર ઉત્પન્ન કરેછે તે પ્રમાણે જ તેઓ એ લોકોના પણ મનમાં એ ઉત્પન્ન કરતા હશે એમ માનવું એ ઠીક નથી. આ બરોબર સમજવાને વાસ્તે વસ્તુ-સ્થિતિ—દર્શક અનેક ઉદાહરણો લેઇને તપાસવું જોઇએ.

પુષ્કળ ઠેકાણાંના લોકોને એમ લાગેછે કે અનેક પત્નીપણામાં ખાસ નીતિ ભરેલી છે અને એક પત્નીપણાનો ચાલ નીતિ વગરનો

અને તેથી તે ત્યાજ્ય છે. અપૂરતા શિક્ષણને લીધે મનુષ્યના આચાર વિચારમાં રહેલી વિચિત્રતાનું જ્ઞાન જેમને થયું નથી તેમને આ બાત વાંચીને મોટો અચંબો લાગશે. પરંતુ તેવો અચંબો લાગવાનું કંઈ કારણ નથી. નાનપણથી ધર્મપુસ્તકોની વાતો સાંભળવાની અને વાંચવાની હોંશ ઘણાકને હોયછે અને તેમાંના આચાર વિચાર વિષે મનુષ્યના મનમાં સ્વાભાવિક પૂજ્યબુદ્ધિ ઉત્પન્ન થાયછે. તે વાતો મનુષ્ય શ્રદ્ધાથી વાંચે છે અને તેવી વાતોને ઇશ્વરની સંમતિ છે એવું તેના મનમાં ઠશી ગયેલું હોયછે તેથી તે હાલની સ્થિતિ કરતાં ભિન્ન હોય તોપણ તેમની વિપરીતતા તેને ભાસતી નથી. પરંતુ તેવું જ એકાદ ઉદાહરણ હાલના વખતમાં બનેલું તેના સાંભળવામાં અથવા વાંચવામાં આવે તો તેને તે તરત જ વિપરીત લાગેછે. કોઈ પણ પ્રાચીન ધર્મપુસ્તકમાં આવાં પુષ્કળ ઉદાહરણો જડી આવશે. બાયબલમાં વર્ણવેલા પુરાતન લોકોના બહુ પત્નીપણા વિષે કોઈપણ ખ્રિસ્તી મનુષ્યના મનમાં ધિક્કાર ઉત્પન્ન થતો નથી. કોઈ સ્ત્રીએ પોતાના ધણીને અંગવસ્ત્ર રાખવા વાસ્તે અનુમોદન કે ઉત્તેજન આપ્યું હોય તો તેને તે ચાલ પસંદ છે એવું તે ન બોલતાં બતાવી આપે છે. પુરાતન લોકોમાં તેવો ચાલ હતો એટલો જ બાયબલમાં ઉલ્લેખ છે, પણ તેને ધર્મનું કે સમાજનું અનુમત હતું કે નહિ એને વાસ્તે કંઈ પણ કહ્યું નથી. તથાપિ ડેવિહડ સંબંધી જે માહીતી આપી છે, તે ઉપરથી તે વેળાની લોકસ્થિતિનું સ્પષ્ટ અનુમાન કરી શકાય છે. તેના જનાનખાનાને ધર્મની અને સમાજની સંમતિ હતી. "ડેવિહડને દેવે તેના ધણી ( શેઠ ) ની સ્ત્રીઓ આપી." અને "ડેવિહડ એ દેવના મન જેવો મનુષ્ય હતો" એવાં વાક્યો બાયબલમાં છે. આ વાક્યો ઉપરથી ધર્મની સંમતિનું અનુમાન થાય છે અને નેથને ડેવિહડને જે ઠપકો આપ્યો તે ચુરિયાની માત્ર એકની એક સ્ત્રીને

લેઈ જવા બાબત આપ્યો. તેના પહેલાં જ તેને ઘણી સ્ત્રીઓ હતી તે બદલ આપ્યો નથી. આ ઉપરથી તે વાતને માટે સમાજની સંમતિ વ્યક્ત થાયછે. કારણ તે વખતે નેથનના મનમાં ડેવિહડની નિંદા કરવાની હતી, અને પુષ્કળ સ્ત્રીઓ કરવી એ જો લોકરીતિની વિરૂદ્ધ હોત તો તેનો ઉલ્લેખ કર્યાં સિવાય તે રહેત નહિ. હાલ જે પ્રમાણે જંગલી અને અર્ધ જંગલી લોકોમાં રાજા લોકોને પુષ્કળ સ્ત્રીઓ હોયછે અને પુષ્કળ સ્ત્રીઓ હોય એ વૈભવનું લક્ષણ સમજવામાં આવેછે, તે પ્રમાણે જ તે વખતે પણ સમજવામાં આવતું હશે. આ ઉપરથી એવું અનુમાન નીકળેછે કે, કંઈ વિશેપ પ્રકારની સામાજિક સ્થિતિમાં ઉન્નત વિચારોની દૃષ્ટિએ અનીતિકારક એવો બહુ સ્ત્રીઓ કરવા વિષે અનુકૂળ મનોવિકાર અને સમજૂતિ લોકોમાં ઉત્પન્ન થાય છે.

એક સ્ત્રીએ અનેક પતિ કરવાના ચાલની પણ તેવી જ સ્થિતિ છે. પ્રાચીન હિંદુ લોકોમાં આ ચાલ લોકમાન્ય હતો એવું અનુમાન કહાડી શકાય એવાં વચનો મહાભારતમાં અનેક સ્થળે છે.* જેમના

* બહુ પતિ કરવાનો ચાલ પ્રાચીન હિંદુ લોકોમાં હતો એવું બતાવનારાં સ્થળ **મહાભારત**માં બહુ છે એમ **સ્પેનસર** સાહેબે કહ્યુંછે, તેને વાસ્તે **મહાભારત**નું કાળજી પૂર્વક અવલોકન કર્યા સિવાય મત આપી શકાતો નથી. “**एकस्य वहवो जाया भवान्ति नैकस्यै वहवः सहपतयः**” એવું શ્રૃતિવચન છે. માટે શ્રૃતિકાળમાં પણ અનેક પતિ કરવાનો ચાલ લોકમાન્ય ન હતો એમ દેખાયછે. તથાપિ દ્રૌપદીને પાંચ પતિ હતા એ વાત મોટા મહત્વની છે એમ પારકા લોકોને લાગે એ સ્વાભાવિક છે. નાનપણથી પૂજ્યબુદ્ધિ રાખીને આવી વાતો આપણે વાંચીએ છીએ અને સાંભળીએ છીએ

સદ્‌ગુણો અનુકરણ કરવા જેવા માનવામાં આવે છે, એવી સ્ત્રી- ઓએ તેવું આચારણ કરેલું છે. તે કાવ્યની નાયિકા દ્રૌપદી તે પાંચ સ્વામીની ભાર્યા હતી. તે દરેકનાં આરામ સ્થળ જુદાં જુદાં હતાં અને તે વારી પ્રમાણે દરેકની પાસે બબ્બે દિવસ રહેતી હતી. યુધિષ્ઠિરનું એક ઠેકાણે એવું વચન છે કે, "પરિણામ તરફ લક્ષ ન આપતાં જે વર્તન યોગ્ય હોય તેવું કરવું;" અને દ્રૌપદીએ એક ઠેકાણે પાતિવ્રત્યનું વર્ણન કરેલું છે અને પોતાનું વર્તન તેવું છે એમ બતાવેલું છે. હિમાલયની ખીણોમાં રહેનારા લડાખી અને ચાફ્રા નામના લોકો છે તેમનામાં આ ચાલ હજી પણ ચાલે છે.

---

તે માટે તે વાતો ઉપરથી આપણને બીજા વિચાર સૂજતા નથી. પાંચ પાંડવ અને દ્રૌપદી એ અલૌકિક મનુષ્ય હોવાને લીધે તેમના વર્તન ઉપરથી તે વખતની લોકસ્થિતિની કલ્પના કરી શકાતી નથી એમ આપણા શ્રાધાળુ લોકોનું કહેવું છે પરંતુ તેટલાથી મનનું સમાધાન થતું નથી. અલૌકિક મનુષ્યો હોય તોપણ તેમનાથી લૌકિક માર્ગ છોડીને બહુ દૂર જઈ શકાતું નથી અને તેઓ જાય તો તેમને તે વખતના લોકો તરફથી માન મળતું નથી. પાંચ પાંડવ અને દ્રૌપદી એ તો તે વખતે પણ સર્વ લોકોને પૂજનિક લાગતાં હતાં. માટે અનેક પતિ કરવાનો રિવાજ તે વખત વધારે પ્રચારમાં ન હોય તો- પણ તે બદલ ઘણો તિરસ્કાર લાગતો નહિ હોય એમ દેખાય છે. ઉપરના શ્રુતિવચનમાં ઘણા પતિ કરવાનો જે નિષેધ કરેલો છે તે તેવા વ્યવહારનું નઠારૂં પરિણામ લક્ષમાં આવ્યાને લીધે કરેલો હશે. શ્રુતિકારે નિષેધ કર્યો હોય તોપણ સામાન્ય લોકોમાં થોડો ઘણો ચાલુ રહેવાનો સંભવ છે. મારિષા નામની સ્ત્રીને પ્રાચેતસ નામના દશ પતિ હતા એવી બીજી એક કથા છે.

ડ્યૂ નામનો મુસાફર તે લોકોના બહુ પતિ કરવાના ચાલ વિષે લખીને લડાખી લોકો વિષેની હકીકત આપતાં એમ લખે છે કે, "તે લોકો સારા સ્વભાવના અને આનંદી છે તથા સત્સાભિલાષી છે અને ઈંગ્લાંડમાં મજુરોની સ્ત્રીઓને જેટલી સ્વતંત્રતા છે તેટલી તેમની સ્ત્રીઓને છે."

આ વાતનું યથાર્થ વિવેચન કરતાં એક મહત્વની વાત લક્ષમાં રાખવી જોઇએ, તે એ કે, પુરાતન હિંદુ લોકોમાં અનેક પતિ કરવાનો ચાલ તેમના કરતાં પણ નીચી પ્રતિની સામાજિક સ્થિતિમાંથી ઉત્પન્ન થયેલો છે.* ગ્રીક લોકોના દેવ તો નઠારા ખરા જ, પણ પુરાતન હિંદુ લોકોના દેવ તેના કરતાં પણ ખરાબ હતા.× પુરાણમાં

---

* અનેક સ્વામી કરવાનો ચાલ પુરાતન કાળમાં આપણા દેશના લોકોમાં હતો કે નહિ એ વિષે ગમે એટલો સંશય હોય પરંતુ તે ચાલ અનિયંત્રિત વ્યવહારનો હતો એ વિષે તો બિલકુલ શંકા નથી. તે વિષેના સ્પષ્ટ પુરાવા આગળ આપવામાં આવશે.

× સ્પેનર સાહેબની એવી દૃઢ સમજ થઈ છે કે, મનુષ્યોએ પોતાની સ્થિતિમાં જેટલું સારૂં મળી આવ્યું તેટલું મનમાં આણીને દેવોની કલ્પના કરેલી છે. આ વાત માનીએ તો દેવો ઉપર જે દોષોનો આરોપ કરેલો હોય તે દોષો તે વેળાના લોકોમાં ઘણા જ મોટા પ્રમાણમાં હોવા જોઇએ એમ અનુમાન નીકળે છે. આપણા દેશના શ્રુતિ ગ્રંથોમાં જે કેટલીક વાતો અલંકારિક ભાષામાં વર્ણવેલી છે, તેમનો મર્મ આગળ જતાં ન સમજાયાથી પૌરાણિક ગ્રંથોમાં તેમને ગમે તેવાં સ્વરૂપ આપવામાં આવ્યાં એવી કેટલાક વિદ્વાનોની સમજ છે. દેવાદિકોના વ્યભિચાર બદલે પુરાણોમાં કહેલી કેટલીક વાતો આવા પ્રકારની છે, એ વાત ખરી હોય તોપણ મો-

અને મહાભારતમાં પણ ઇંદ્ર, વરૂણ વગેરે દેવોના વ્યભિચાર વિષે વાતો છે. સ્વર્ગની રંભાઓને પ્રતિષ્ઠિત કળાવંતની તરીકે જણાવેલી છે. ઋષિઓના તપોબળનો દેવોને ધાક લાગે એટલે તેઓ આ રંભાઓને તે ઋષિઓના તપનો ભંગ કરવા સારૂ મોકલતા; અને પછી તેઓ આ ભૂલોકમાં આવીને પોતાના મનોહર સ્વરૂપથી તથા નૃત્ય, ગાયન આદિકથી તેમને રીઝવતી. જે લોકોના દેવ આવા પ્રકારના હોય તેમનામાં સ્ત્રી પુરૂષોનો સંબંધ ઢીલો હોય તો તેમાં આશ્ચર્ય કરવા જેવું કંઈ નથી. બહેનની સાથે અથવા છોકરીની સાથે પણ વ્યભિચાર કર્યાનાં ઉદાહરણો દેવોમાં પણ જડે છે. એ ઉપરથી મનુષ્યની કેવી સ્થિતિ હોય તે વિષે કલ્પના કરી શકાશે. મહાભારતમાં કુંતી અને પાંડુ એમનો સંવાદ આપેલો છે તેમાં પુરાતન હિંદુલોકોની સ્થિતિનું વર્ણન કરેલું છે. તે સંવાદમાં સ્ત્રીપુરૂષોમાં અનિયમિત વ્યવહારનાં તેમણે પુષ્કળ ઉદાહરણો આપેલાં છે. તે સર્વ ના આપતાં આ ચાલ સંબંધી સામાન્ય વિધાન અને એક પત્નીપણાનો ચાલ શરૂ થવા સંબંધીની દંતકથા એટલું જ અહીં આપીએછીએ.

અનિયમિત વ્યવહાર સર્વત્ર રૂઢ હતો એ સંબંધી પાંડુ કહેછેકે:—

## ॥ श्लोकः ॥

**अनावृताः किल पुरा स्त्रिय आसन् वरानने ।**
**कामाचार विहारिण्यः स्वतंत्राश्चारुहासिनि ॥**

---

રાણિક કાળમાં આ વાતો ખરી માનવામાં આવતી એમ દેખાય છે. આવી વાતો દેવોને હાથે બનવી શક્ય છે એમ જે લોકોને લાગતું તેમની દેવો વિષેની કલ્પના બહુ જ સાંકડી હતી એમ કહેવાને હરકત નથી.

तासां व्युच्चारमाणानां कौमारात्सुभगे पतीन् ।
नाधर्मोऽभूद्वारारोहे स हि धर्मः पुरा भवत् ॥
प्रमाणदृष्टोधर्मोऽयं पूज्यते च महर्षिभिः ।
उत्तरेषु च रंभोरु कुरुष्वद्यापि पूज्यते ॥
स्त्रीणामनुग्रहकरः स हि धर्म सनातनः ।

आदिपर्व, अ० १२२, श्लो० ३....७.

અર્થ.

હે સુંદર વદનવાળી કુન્તિ! પૂર્વે સ્ત્રીઓને પ્રતિબંધ નહતો. તે સ્વતંત્રપણે મરજી માફક વર્તન કરતી. પતિ સિવાય અન્ય પુરૂષો સાથે જો સ્ત્રીઓ વ્યભિચાર કરે તો તે અધર્મ ગણાતો નહિ. કારણ પૂર્વનો તેવો વહીવટ હતો. આ ધર્મ મોટા મોટા ઋષિઓએ પણ પૂજ્ય માનેલો છે, અને ઉત્તર કુરૂ દેશમાં તે હાલ પણ રૂઢ છે. તે સ્ત્રીઓને સુખકર એવો સનાતન ધર્મ છે.

હવે એક પત્નીપણાની મર્યાદા કેવી રીતે દાખલ થઈ તે સંબંધી દંતકથા જુઓ. પાંડુ કહે છે કેઃ—

॥श्लोकः॥

वभूवोदालको नाम महर्षिरिति नःश्रुतम् ।
श्वेतकेतुरिति ख्यातः पुत्रस्तस्या भवन्मुनिः ॥
मर्यादेयं कृता तेन धर्म्या वै श्वेतकेतुना ।
श्वेतकेतोः किल पुरा समक्षं मातरं पितुः ॥
जग्राह ब्राह्मणः पाणौ गच्छाव इति चाब्रवीत् ।

ऋषिपुत्रस्ततः कोपं चकारामर्षचोदितः ॥
मातरं तां तथा दृष्ट्वा नीयमानां बलादिव ।
क्रुद्धं तं तुपिता दृष्ट्वा श्वेतकेतुमुवाच ह ॥
मा तात कोपं कार्षीस्त्वमेष धर्मः सनातनः
अनावृता हि सर्वेषां वर्णानामंगना भुवि ॥
यथा गावः स्थितास्तात स्वे स्वे वर्णे तथा प्रजाः ।
ऋषिपुत्रोऽथ तं धर्मं श्वेतकेतुर्वचक्ष मे ॥
चकार चैव मर्यादामिमां स्त्रीपुंसयो र्भुवि ।
तदाप्रभृति मर्यादा स्थितेयमिति नः श्रुतम् ॥

आदिपर्व, अ० १२२, श्लो० ९....१७.

અર્થ

ઉદ્દાલક નામે એક ઋષિ થઈ ગયા. તેને શ્વેતકેતૂ નામે એક છોકરો હતો. તે શ્વેતકેતૂએ આ મર્યાદા દાખલ કરી. શ્વેતકેતૂનો બાપ પાસે છતાં એક બ્રાહ્મણે શ્વેતકેતૂની માનો હાથ પકડયો અને 'ચાલો આપણે જઇએ' એમ બોલ્યો. ત્યારે પોતાની માને લેઇને બ્રાહ્મણ જાયછે એમ જોઇને તે ઋષિ કુમારને ઘણો સંતાપ થયો. શ્વેતકેતૂને કોપાયમાન થયેલો જોઇને ઉદ્દાલક બોલ્યાઃ—"છોકરા તું આ પ્રમાણે સંતાપ કરીશ નહિ. આ સનાતન ધર્મ છે. સર્વ વર્ણની સ્ત્રીઓ અપ્રતિબંધ છે. ઢોર જે પ્રમાણે પોતાની જાતિમાં વ્યવહાર કરે છે તેજ પ્રમાણે મનુષ્યો પણ પોતપોતાની વર્ણમાં ઇચ્છા પ્રમાણે વ્યવહાર કરે છે." પિતાનું આ વચન સાંભળીને પણ શ્વેતકેતૂને તે ધર્મ અસહ્ય લાગ્યો અને તેણે સ્ત્રીપુરૂષોમાં મર્યાદા દાખલ કરી. ત્યારથી આ નિબંધ થયો એમ સાંભળવામાં છે.

આ મર્યાદા કેવી રીતે દાખલ કરવામાં આવી એ સંબંધી બીજી એક કથા મહાભારતમાં છે. દીર્ઘતમા નામનો ઋષિ જન્મથી આંધળો હતો. તેની પ્રદ્વેષી નામની સ્ત્રી હતી તે સ્વામીનું અને તેનાથી થયેલી પ્રજાનું પોષણ કરવાને અસમર્થ હોવાથી તે તેમને છોડી દેઈને જવા લાગી તે વખત તે ઋષિ કોપાયમાન થઈને કહેવા લાગ્યો કેઃ—

## श्लोकः

अद्यप्रभृति मर्यादा मया लोके प्रतिष्ठिता ॥
एक एव पतिर्नार्या यावज्जीवं परायणम् ।
मृते जीवति या तस्मिन् नापरं प्राप्नुयान्नरम् ॥

आदिपर्व, अ० १०४, श्लो० ३४, ३५.

## અર્થ.

આજથી હું એવી મર્યાદા બાંધુંછું કે, સ્ત્રીઓએ જીવતા સુધી એક પાતિવ્રત્ય પાળવું જોઇએ. પતિ જીવતો હોય અથવા મરી ગયો હોય તોપણ તેણે બીજો પતિ કરવો ન જોઇએ.

વૈવાહિક નીતિના સુધારા પ્રવાહનો ક્રમવાર વિચાર કરીએ તો એમ દેખાય છે કે, અનેક પતિ વરવાનો ચાલ એ અનિયમિત વ્યવહારની પછીની પાયરી છે. માટે પુરાતન હિંદુઓના આ ચાલને લીધે તેમના અનિયંત્રિત વ્યવહાર બંધનમાં આવતા ગયા હશે અને આ ચાલને અનુકૂળ એવા જે પહેલાંના લોકોના વિચાર થયેલા તેને લીધે સ્ત્રીઓનો પાતિવ્રત્ય તરફ જવાનો માર્ગ સુલભ થયો હશે એમ સંભવે છે.

હવે હલકા દરજ્જાના વિવાહને લીધે ઉત્પન્ન થનારી વૈવાહિક નીતિના વિશેષ પ્રકારના વિચાર છોડીને સામાન્ય રીતે આ વિષયનો વિચાર કરીએ. પ્રથમ તો નહિ સુધરેલા લોકોમાં આ સંબંધી કેવી સ્થિતિ જણાય છે તે જોઇએ. પાછલાં પ્રકરણોમાં વર્તનના બીજા પ્રકારો વિષે વિચાર કરતી વખતે જે ક્રમ સ્વીકારેલો છે તે જ કાયમ રાખીને આ ઠેકાણે પણ અનેક વાતોનો ઉલ્લેખ કરવામાં આવશે. એમ કરવા માટે જે વાતો તરફ સબળ કારણ સિવાય દુર્લક્ષ કરવું જોઇએ તે વાતોનો ઉલ્લેખ કરવાની ફરજ છે. પરંતુ કેટલીક ચમત્કારિક અને બિભસ્ત વાતો વાંચવાની ઇચ્છા તૃપ્ત કરવાના હેતુથી વર્તમાનપત્રોમાં જે ઘણીખરી બાબતો પ્રસિદ્ધ કરવામાં આવે છે તેના કરતાં આ વધારે હરકત ભરેલી નથી.

સામાન્ય રીતે જંગલી લોકોમાં વૈવાહિક સંબંધનું ઘણું મહત્ત્વ જણાતું નથી. પાતિવ્રત્ય અથવા પત્નીવ્રતની તેમનામાં ઘણી કમતરતા અથવા અભાવ છે એમ કહીએ તોપણ ચાલે. પ્રવાસ વર્ણનનાં અનેક પુસ્તકોમાંથી ઉતારા લેઇને આ વાત સારી રીતે બતાવી શકાય. પ્રથમ ઉત્તર અમેરિકાથી શરૂઆત કરીએ. ત્યાંના ચિનૂક લોકો વિષે લ્યુઇ અને ક્લાર્ક આ બે મુસાફરોએ આપેલાં વર્ણન રાસે આપેલા વર્ણની સાથે મળતાં આવે છે. તે નીચે પ્રમાણેઃ—

"સર્વ ઇંડિયન (અમેરિકાના) લોકો પ્રમાણે જ આ લોકોમાં પણ અવિવાહિત સ્ત્રીઓના અનિયંત્રિત વ્યવહારોને કોઈ ગુન્હો અથવા પાપાચરણ માનતું નથી. ઉલટું તેમને આવા પ્રકારનું આચરણ પ્રિય હોય એમ જણાય છે. કારણ સ્ત્રીઓ પોતાની મેળે પુરુષોનો આશ્રય કરે છે અને તેમને તેમ કરવાને તેમના સગાસ્નેહીઓનું પૂર્ણ અનુમોદન અને વખતે ઉત્તેજન પણ હોય છે."

તે જ મુસાફરો સાયો લોકો સંબંધી તેટલા જ મહત્વની બીજી એક વાત લખે છે કેઃ—

"સાયો લોકોએ પોતાની સ્ત્રીઓને અમારા તરફ મોકલવાની પોતાની ઇચ્છા બતાવી પરંતુ અમે તેમનું કહેવું કબુલ કર્યું નહિ. તોપણુ તેઓ બે દિવસ સૂધી અમારી પાછળ લાગ્યા એટલા માટે કે અમે તેમની સ્ત્રીઓ સ્વીકારીએ !"

ત્યાંથી થોડાક દક્ષિણ તરફ જઇએ એટલે ક્રીક લોકોનો મુલક આવે છે. તેમની સ્થિતિ ચિનૂક લોકો પ્રમાણે જ છે. દક્ષિણ અમેરિકાના જંગલી લોકોની તેવી જ સ્થિતિ છે. ટ્યૂપી અને કયારિબ એ લોકો સંબંધી નીચેનું વર્ણન કરવામાં આવ્યું છેઃ—

"વૈવાહિક બંધનો તોડવાને લોકોને કાંઈ પણ પ્રકારની હરકત જણાતી નથી અને વ્યભિચાર એ ગુન્હો ગણાતો નથી."

"અવિવાહિત સ્ત્રીઓના શુદ્ધાચરણની કયારિબ લોકોને કંઈ પણ કિંમત નથી."

આ અનિયંત્રિત વ્યભિચારનાં ઉદાહરણો પ્રમાણે જ કેટલાંક નિયંત્રિત વ્યભિચારનાં પણ ઉદાહરણો અમેરિકાના જંગલી લોકોમાં મળી આવે છે. એસ્કિવમો લોકોમાં સ્ત્રીઓની અદલાબદલી કરવાનો એક વિલક્ષણ ચાલ છે. બે મિત્રોએ એક બે દિવસ પોતાની સ્ત્રીઓની અદલાબદલી કરવી એ તેમનામાં અપ્રતિમ પ્રેમનું લક્ષણ ગણાય છે. આ લોકો પ્રમાણે ચિપેવેઅન લોકોની હકીકત છે. નીચેનો ઉતારો તેમના સંબંધી છેઃ—

"આ લોકોમાં એક સામાન્ય ચાલ કહીએ તો પુરૂષોએ પોતાની સ્ત્રીઓને એક એક રાત અદલાબદલી કરવી એ છે. એ લોકો આ રૂઢિને દોષાસ્પદ માનતા નથી એટલું જ નહિ પરંતુ એવો સંબંધ

જે કુટુંબમાં થાય તે કુટુંબના વિલક્ષણ સ્નેહનું તે ચિન્હ છે એવી તે લોકોની સમજૂત છે." કેટલાક લોકોમાં લગ્નની અનિયંત્રિત વ્યવહારની સંપૂર્ણ છૂટ હોય છે. પરંતુ લગ્ન પછી માત્ર લગ્નનું બંધન સખ્ત રીતે પાળવું પડે છે. અમેરિકામાં ડકોટ નામના લોકો છે તેમનામાંના આવા પ્રકારના ચાલ સંબંધી લખતાં બર્ટ કહે છે કેઃ—

"આ ચાલનું મૂળ જેમાં ન હોય એવા દેશો જગતમાં ઘણા થોડા હશે. લગ્ન થયા પછી ફસાઈ ન પડાય માટે લગ્ન થતા પહેલાં થોડો ઘણો પણ અનુભવ થાય એવી સ્વાભાવિક ઇચ્છાને લીધે આ ચાલ આરંભમાં પ્રચારમાં આવ્યો હશે. લગ્ન પહેલાં આ લોકોની સ્ત્રીઓનું વર્તન ગમે તેવું હોય તોપણ લગ્ન પછી સ્પાર્ટન સ્ત્રીઓ પ્રમાણે તેમનું વર્તન સખ્ત પાતિવ્રત્યનું હોય છે."

શુદ્ધાચરણ અને વ્યભિચાર એમની બીજી એક જુદા પ્રકારની તોડજોડ પ્રાચીનકાળમાં નિકારાગ્વે દેશમાં અને બીજે કેટલેક ઠેકાણે અસ્તીત્વમાં હતી. તેનો પ્રકાર નીચે પ્રમાણે હતોઃ—

"વર્ષમાં એક ઉત્સવનો દિવસ નિમવામાં આવતો તે દિવસે કોઈ પણ દરજ્જાની સ્ત્રીઓને તેમની મરજીમાં આવે તે પુરૂષ સાથે ગમે તેવા પ્રકારનો વ્યવહાર કરવાને પૂર્ણ છૂટ હતી. પરંતુ બીજે પ્રસંગે પાતિવ્રત્યનો સખ્ત અમલ થતો."

આ વિવાહિત સ્ત્રીઓની વાત થઈ. અવિવાહિત સ્ત્રીઓને બીજે પ્રસંગે પણ બંધનો ન હતાં. હુરેરા નામનો ગ્રંથકાર લખે છે કેઃ—

"આ લોકોની ઘણી છોડીઓ બહુ સુંદર હતી, અને તેઓ પરણવા લાયક થાય એટલે તેમનાં માબાપ તેમને પૈસા મેળવવા સારૂ દૂર મોકલતાં. પછી તેઓ સર્વ દેશમાં નિર્લજ્જપણાનાં વર્તન કરતી ફરતી અને લગ્ન કરવાને પુરતા પૈસા મળે એટલે પાછી

આવીને લગ્ન કરતી અને ધણીને ઘેર સારી રીતે રહીને સંસાર ચલાવતી.”

જંગલી લોકોમાં જણાતા બીજા એક ચાલનાં ઉદાહરણો **એશિઆ** ખંડમાં મળી આવે છે. **કામશ્ચાટકાના** લોકો અને **આલ્યૂટ** નામના લોકો છે તેઓ પોતાની સ્ત્રીઓને રાત્રે પરોણા પાસે મોકલે છે. ઉત્તર **એશિ**આના પુષ્કળ લોકોમાં એવો ચાલ છે. **પાલાસ** નામનો મુસાફર લખે છે કે, **કાલમક** લોકોને પોતાની સ્ત્રીઓ મરજીમાં આવે તેમ વર્તન કરે તે વિષે કંઇપણ લાગતું નથી. પ્રેમ—સંશયીપણું તે શું તેને તે લોકો ઓળખતા જ નથી. તેઓ ઉઘાડે છોગે પોતાની સ્ત્રીઓને રાત્રે ઓળખીતા ગૃહસ્થોની પાસે મોકલે છે. **કાલમક** લોકોની જ પડોશમાં રહેનારા બીજી એક જાતના લોકો છે તેમને વિષે નીચેનો લેખ છેઃ—

“કિર્ગિઝ લોકોમાં સ્ત્રીપુરૂષો વચ્ચેનો સંબંધ છેક આદ્યાવસ્થાના લોકો પ્રમાણે છે. સ્ત્રીપુરૂષોએ વ્યભિચાર કર્યો હોય તો તેમનાં મા,બાપ, ભાઈ, બહેન એમને તે વિષે ગુસ્સો આવતો નથી, અને પ્રસક્ષ ધણી પોતાની મેળે પોતાના મિત્રોને પોતાની સ્ત્રી સાથે અતિ નિકટ સ્નેહ સંબંધ રાખવા ઉત્તેજન આપે છે. કિર્ગિઝ લોકો પ્રમાણે જ બુરુટ લોકો પણ પોતાની સ્ત્રીઓ વિષે ઇર્ષાભાવ એ શું છે તે સમજતા નથી.”

તે જ પ્રમાણે **મોગલ** લોકો વિષે પ્રેઝ્હલ્સ્કી નામનો પ્રવાસી લખે છે કેઃ—

“તે લોકોને વ્યભિચાર ગુપ્ત રાખવો એમ પણ લાગતું નથી. કારણ વ્યભિચાર એ દુર્ગુણ જ નથી એમ તેઓ માને છે.”

આ લોકોની દક્ષિણે રહેનારા લોકોનાં બે ઉદાહરણો આપવા જેવાં છે.

"કારેન લોકોમાં પરણેલાં અને વગર પરણેલાં મનુષ્યોમાં સ્ત્રીપુરૂષ વચ્ચેનો સંબંધ ઘણો જ ઢીલો છે એમ કહેવાય છે. જુવાન સ્ત્રીપુરૂષોએ બીજાના ઉપભોગ માટે પોતાના શરીરનો વિક્રય કરવો એમાં તે લોકોને કંઈ પણ ખોટું ન લાગવું એમ તેમને લાગે છે અને 'અમારો આ રીવાજ છે' એમ કહીને તે લોકો આવા અત્યાચારનું પ્રતિપાદન કરે છે."

"ટાઉ લોકોની સ્ત્રીઓમાં વ્યભિચારનો ધંધો કરવો એ સાધારણ વાત છે. એ લોકોમાં પાતિવ્રત્ય દુર્મિળ છે. લગ્ન સંબંધી અને સંગપણ સંબંધી ઉત્પન્ન થનારાં બંધન ફક્ત નામનાં જ છે."

ઉપર આપેલાં અનેક ઠેકાણાંનાં ઉદાહરણોની સાથે **આફ્રિકા** ખંડના લોકોનાં પણ કેટલાંક ઉદાહરણો લેવાં જોઇએ. હારિસ નામના ગ્રંથકારે "ઇથિઓપિયાનો ડુંગરી પ્રદેશ" એ નામના પુસ્તકમાં નીચે પ્રમાણે લખ્યું છે:—

"**શો**આ પ્રાંતમાં પાતિવ્રત્ય એ સદ્ગુણની બિલકુલ કિંમત નથી. કોઇ અતિશય નીચપણાથી બીજાની સ્ત્રીને ફસાવીને કે ફોસલાવીને લેઈ જાય ત્યારે જેનું નુકસાન થયું હોય તે માણસ જો ઇનિસાફની અદાલતમાં ફરિયાદ કરે તો તેને ગુન્હેગાર તરફથી વધારેમાં વધારે ચાર આના મોં બદલો અપાવવામાં આવે છે!" ઠકે નામના પ્રવાસીએ આપેલી હકીકતના ઉતારા ઉપરથી **અપર કાંગો** નજીક રહેનારા લોકોની સમજૂતિઓ કેવી છે તે જણાય છે. તે કહેછે કે:—

"લગ્ન થતા પહેલાં કુમારિકાનો ભાઈ, બાપ અથવા બીજાં સગાં તેની પાસે શરીરવિક્રયનું કામ કરાવે છે. કોઈ ચાર વાર કપડું લેઇને તેમને હવાલે કરે તો તેઓ તેને શરીર વિક્રય કરવા દે.

તથાપિ આવા પ્રકારના વર્તનને લીધે તેની કિંમત કોઇપણ પ્રકારે કમી થતી નથી અને તેને લીધે તેના લગ્નને કોઈ પ્રકારની અડચણ પડતી નથી."

વળી દક્ષિણ બાજુએ રહેનારા ઉપરના કરતાં જુદા પ્રકારના લોકોની પણ એવી જ રીતિ માલમ પડે છે:—

"બુશમેન કરીને લોકો છે તેમનામાં લગ્ન કરેલાં સ્ત્રીપુરૂષોએ વ્યભિચાર કરવો એ ગુન્હો ગણાતો નથી અને ધણી અથવા સ્ત્રીને એક બીજાના વ્યભિચાર બદ્દલ ઘણો ક્રોધ પણ આવતો નથી. તે લોકોને છોકરી, અવિવાહિત સ્ત્રી અને લગ્ન કરેલી સ્ત્રી એમાં કંઈ ભેદ જ જણાતો નથી. આ ત્રણેને વાસ્તે તેમની ભાષામાં એક જ શબ્દ છે."

પાલિનીશિયાના ટાહિટી બેટમાં આરોઈ નામની એક મંડળી છે તેણે ત્યાંના લોકો વિષે આવા પ્રકારની ઘણી માહીતી મેળવી છે.

પેલ્યૂ બેટનો સાર્વત્રિક ચાલ એવો છે કે મા તરતની વ્યવહારમાં પડેલી છોડીને વખતસર પૈસા વસુલ કરવાનું શીખવે. માબાપની અતિ તૃષ્ણાને રૂઢિની પરવાનગી મળવાથી ત્યાં આ પ્રકાર ઘણો ફેલાએલો છે.

અશિક્ષિત અને જંગલી લોકોમાં આનાથી ઉલટાં પણ પુષ્કળ ઉદાહરણો જડી આવે છે. તેમાંનાં બે ઉત્તર અમેરિકાનાં છે. મંડન લોકો વિષે કેચાટ્લિન નામનો મુસાફર કહે છે કે:—

"તેમની સ્ત્રીઓ સુંદર અને શરમાળ છે અને તેમના કુળવાન કુટુંબમાં પાતિવ્રત્યને મોટું માન્ય છે. આ બાબતમાં એ લોકો બીજી કોઈ પણ સમાજથી ઉતરે એવા નથી."

ચિપેવા લોકો સંબંધી કીટિંગ લખે છે કે:—

"ચિપેવા લોકોમાં શુદ્ધાચરણને ઘણું માન છે. સ્ત્રીનાં આચરણ શુદ્ધ ન હોય તો કોઇ પણ રણશૂર સિપાઈ તેની સાથે લગ્ન કરવાનો નહિ."

તથાપિ છાનામાનાં વ્યભિચાર કરવાની આ લોકોમાં મોટી ખોડ છે, એમ આ ગ્રંથકાર કબુલ કરે છે. આફ્રિકામાં પણ કેટલેક અંશે આવાં ઉદાહરણો મળી આવે છે. કાફર લોકોની સ્ત્રીઓ પાતિવ્રત્યથી ચાલનારી અને મર્યાદશીલ છે. તેમનામાં વ્યભિચારનાં ઉદાહરણ ક્વચિત જ બને છે. બચાસિન લોકો વિષે પણ તેવું જ કહેવાય છે. સ્ત્રીપુરૂષોના શુદ્ધાચરણોનાં પુષ્કળ ઉદાહરણો નાના નાના બેટમાં રહેનારા લોકોમાં મળી આવતાં નથી. મારિનર ઉપરથી સમજાય છે કે, ટોંગા બેટમાં વ્યભિચાર ઘણો ક્વચિત જ દૃષ્ટિગોચર થાય છે. સુમાત્રાના લોકો સંબંધી માર્સ્ડન કહે છે કે:—

"પાતિવ્રત્ય અને પત્નીવ્રત એ આ લોકોમાં જેટલાં જણાય છે તેટલાં બીજા કોઈ પણ લોકોમાં જણાતાં નથી." બોર્નિઓ બેટના મધ્ય ભાગમાં રહેનારા લોકો વિષે પણ લો એનો મત તેવો જ છે. તે લખે છે કે:—

"વ્યભિચાર એ ગુન્હો તે ઠેકાણે કોઇને ખબર જ નથી અને કોઈ દિવસ બન્યો હોય એની તે લોકોને યાદ પણ નથી."

તે જ પ્રમાણે કાપ્સે આપેલી માહીતી ઉપરથી ન્યૂગિની બેટમાં ડારી પ્રાંતના લોકોમાં "શુદ્ધાચરણને વધારે માન છે અને વ્યભિચાર બનેલો એ કદી સાંભળવામાં પણ આવતો નથી." લાયલ્ટી બેટના ચી પ્રાતમાંની સ્ત્રીઓ વિષે અર્સ્કિન લખે છે કે:—

"તેઓ લગન થતા પહેલાં બ્રહ્મચર્યથી રહે છે અને લગન પછી પાતિવ્રત્યથી ચાલે છે."

કેટલાક લોકો બીજી બાબતમાં છેક નીચ હોય છે અને આ બાબતમાં માત્ર તેમનાં આચરણ અત્યંત શ્રેષ્ઠ પ્રતિનાં દેખાઈ આવે છે. **રનો** કહે છે કે, **પિકટન** બેટમાં ફ્યૂજિઅન સ્ત્રીઓ ઘણી મર્યાદશીલ છે. આપણા દેશમાં **મુશેરા** નામના લોકો છે તેમનામાં લગ્નનો વિધિ કહીએ તો કંઈ જ નથી. તોપણ જો એક વખત સ્ત્રીપુરૂષોએ એક બીજાને પસંદ કર્યો હોય તો પછી તે તેમનો સંબંધ જીવતા સુધી કાયમ રહે છે; અને બહુધા તે સંબંધ તોડવાને કોઈપણ પ્રવૃત થતું નથી. પરંતુ જો કદાપિ કોઇને હાથે આ સંબંધની વિરૂદ્ધ વર્તન થાય તો તેનો લાગલો જ બહિષ્કાર થાય છે. (સમુદાયથી દૂર કરવામાં આવે છે.) આપણા દેશમાં ડુંગરી પ્રદેશમાં રહેનારા અને કદી કોઇનું નામ ન લેનારા એવા કેટલાક લોકો છે તેમનામાં આવાં કેટલાંક ઉદાહરણ મળી આવે છે. **હાજસન** કહે છે કે, **બોડો** અને **ધિમાલ** એ લોકોમાં વિવાહિત અને અવિવાહિત મનુષ્યોના શુદ્ધાચરણને બહુ માન હોય છે. **ડાલ્ટન** લખે છે કેઃ—

"જે જે લોકોએ **સાંથાલી** લોકો વિષે લખેલું છે તે તેમના અપ્રતિમ પાતિવ્રત્ય વિષે સાક્ષી પૂરે છે. તથાપિ જુવાન સ્ત્રીઓ અને પુરૂષો એમાં આપસઆપસમાં સૃષ્ટિવિરૂદ્ધ ક્રમ ઘણો ચાલે છે. પુરૂષો પુરૂષોમાં અને સ્ત્રીઓ સ્ત્રીઓમાં વિલક્ષણ પ્રકારના પ્રેમપાશથી બંધાય છે અને તે અલૈકિક પ્રેમથી બંધન થયેલાં જોડાં એકાંતમાં પુષ્કળ વખત ગાળે છે."

મૂળના રહેવાશી લોકોમાં જણાતા શુદ્ધાચરણનાં જેવાં ઉદાહરણો આપ્યાં, તેવાં જ પરકીય લોકોના સહવાસથી જેમની વૈવાહિક નીતિ બગડી જાય છે એવાં પણ કેટલાંક ઉદાહરણો લેઇએ. **સિંગાલી** લોકોમાં સ્ત્રીપુરૂષોનાં બંધનો ઘણાં ઢીલાં છે. તેમની પડોશમાં **વેદા** કરીને લોકો રહે છે તેઓ એક પત્નીવ્રતથી અને પાતિવ્રત્યથી

ચાલનારા છે. પરંતુ જે જે ઠેકાણે સિંગાલી લોકોએ તેમને સુધારવાને યત્ન કરેલા છે તે તે ઠેકાણે વ્યભિચાર અને બહુ પત્નીપણાનો થોડો થોડો પ્રસાર થતો ગયો છે. ખ્રિસ્તી લોકોના સહવાસથી મૂળના રહેવાસી લોકોની વૈવાહિક નીતિ બગડી એવો પુરાવો ખ્રિસ્તી ધર્મોપદેશક તરફથી મળવો ઘણો કઠણ છે, તથાપિ આસ્ટ્રેલિયન લોકોની એક ટોળી સંબંધી નીચેનાં વાક્યો રેવ્હરેંડ હોલ્ડન એની લેખણથી લખાએલાં છે.

"ગોરા લોકો અહીં આવ્યાને લીધે મૂળના રહેવાસી લોકોની સ્થિતિ ઘણી જ બગડી. તે છેક અસમર્થ થતા ગયા અને રોગનો તેમના ઉપર અમલ થતો ગયો. અમેં અહીં આવ્યા તે પહેલાં તેમના કાયદા ઘણા સખ્ત હતા. વિશેષે કરીને જુવાન સ્ત્રી પુરૂષો મધ્યેના વ્યવહારના સંબંધમાં તો ઘણા કડક હતા. લગ્ન થતાં પહેલાં જો પુરૂષને હાથે કોઈ સ્ત્રીની સાથે સંબંધ થાય તો તેને મરવું સારૂ એમ લાગતું." તથાપિ આસ્ટ્રિલિયન લોકોના બીજાં ટોળાં સંબંધી તેમ કહેવાય નહિ.

વૈવાહિક નીતિ સબંધી જંગલી લોકોની સમજૂતિ બતાવનારાં ઉપર જે અનેક ઠેકાણાનાં ઉદાહરણો આપેલાં છે તે ઉપરથી કંઈ વ્યાપક સિદ્ધાંત કહાડી શકાતો નથી. અમુક પ્રકારની સામાજિક સ્થિતિ હોય તો અમુક પ્રકારની વૈવાહિક નીતિ થાય એવો કંઈ સંબંધ તે ઉપરથી લક્ષમાં આવતો નથી. શાંતતાથી રહેનારા લોકોમાં વૈવાહિક નીતિ ઘણી જ ઉંચા દરજ્જાની હોય છે એવું સિદ્ધ કરવાને ઉપરના પુરાવાનું વલણ દેખાય છે ખરૂ, તોપણ તેને અપવાદ પુષ્કળ છે. આનાથી ઉલટું જોવા જઈએ તો લડવૈઆ અને ટંટાખોર લોકોમાં જોકે વૈવાહિક નીતિનું માન ઘણું કમી જણાય છે તોપણ

સર્વમાં જ તે તેવું હોય એમ નથી. કોઈ વિશેષ ગુણ સાથે વૈવાહિક નીતિનો સંબંધ હોય એમ કહીએ તો તેપણ બંધ બેસતું નથી. ક્રિશ્ચિયન લોકો પહેલા નંબરના ક્રૂર, મનુષ્ય ભક્ષપણામાં કોઇથી હટે નહિ એવા, અને જૂઠું બોલનારા, ધાડ પાડવામાં તથા ખૂન કરવામાં પ્રતિષ્ટા માનનારા છે તે છતાં **અર્સ્કિન** લખે છે કે, તેમની સ્ત્રીઓ મર્યાદશીલ છે તથા તેમનામાં પાતિવ્રત્યનું મોટું માન છે. અને તેમના જ સંબંધી **સીમન** કહે છે કે, વ્યભિચાર બદલ તે લોકોમાં ઘણુંકરીને દેહાંત શિક્ષા થાય છે. બીજા પ્રકારની નીતિ છેક ખરાબ છતાં વૈવાહિક નીતિ સારી હોવા વિષેનું આ ઉદાહરણ છે. આનાથી ઉલટું વૈવાહિક નીતિ અતિશય ખરાબ છતાં બીજા પ્રકારની નીતિ સારી હોવા વિષે **ટાહિટી** બેટના લોકોનું ઉદાહરણ છે. કુક-સાહેબના કહેવા પ્રમાણે તેઓ વૈવાહિક નીતિ તે શું છે એ જાણતા-પણ નથી. તેમના સંબંધમાં તે લખે છે કેઃ—

"આ લોકોને લાજ એ મનોવૃત્તિ જગતમાં છે કે નહિ એ, વિષેની કલ્પના પણ નથી. આપણે જે પ્રમાણે કુટુંબમાં મનુષ્યના અને મિત્રોના દેખતાં નિઃશંકપણે જમવા બેસીએછીએ, તે જ પ્રમાણે તે લોકો પોતાની હરેક પ્રકારની વાસના ખુલી રીતે જોનારની સમક્ષ તૃપ્ત કરે છે."

હવે આ મનુષ્યનાં બીજી બાબતોનાં આચરણ કેવાં છે તે જોઇએ. એ જ ગ્રંથકાર લખે છે કેઃ—

"તે લોકો શૂરા, મોકલા મનના અને સ્પષ્ટ વક્તા જણાયા. શંકાશીલપણું, વિશ્વાસઘાત, નિર્દયપણું અને વેર લેવાની બુદ્ધિ એ દુર્ગુણ તો તેમનામાં જણાયા નહિ. તેથી મિત્ર ઉપર જેવો વિશ્વાસ રાખીએ તેવો અમે તેમના ઉપર રાખવા માંડ્યો."

આ સર્વ વાતો ઘણી અસંબંધ દેખાય છે અને તેમનો સુધરેલા લોકોમાં ચાલતા વિચારોની સાથે કેવી રીતે મેળ બેસાડવો તે સમજાતું નથી.

આટલીવાર સૂધી વસ્તુ સ્થિતિનું પરીક્ષણ કરીને તેમાંથી સામાજિક સ્થિતિ અને વૈવાહિક નીતિ એ બેની વચ્ચે કંઈ સ્વાભાવિક સંબંધ હોય તો તે, અને આ સદ્‌ગુણ તથા બીજા સદ્‌ગુણ એમની વચ્ચે પણ કંઈ સંબંધ હોય તો તે શોધી કહાડવાનો યત્ન કર્યો. હવે લોકોમાં ચાલતી સમજૂતિ અને તેમનાં આચરણ ઉપર થતું પરિણામ એ વિષે વિચાર કરીએ. ઉપર જે અનેક ઉતારા લીધેલા છે તેમાં પ્રત્યક્ષ અથવા પર્યાયથી આ સંબંધનો ઉલ્લેખ થયેલો જ છે. તોપણ વિષયવિવેચન પુરૂં કરવાવાસ્તે, સ્વાભાવિક દેખાતી સ્થિતિનું જે જે સ્થળે ઉઘાડી રીતે અતિક્રમણ થયેલું જણાય છે એવાં કંઇક ઉદાહરણો આ ઠેકાણે આપવાં જરૂરનાં છે. હવે આપણે ત્રણ જ ઉદાહરણો લેઇએ. એક જંગલી લોકોનું, એક અર્ધા સુધરેલા પરંતુ હાલ અસ્તિત્વમાં ન હોય એવા લોકોનું, અને એક સુધરેલા લોકોનું.

**ઓ**ટયાક કરીને યૂરોપના ઉત્તર ભાગમાં રહેનારા ફિનિશ જાતિના લોકો છે તેમના સંબંધી **બુચ** નામનો જર્મન પ્રવાસી કહે છે કેઃ—

"પોતાનો પાણી ગ્રહણ કરે એટલા માટે અનેક તરૂણ મનુષ્યોના મનમાં આતુરતા ઉત્પન્ન ન કરી શકે એ કુમારિકાને મોટું લાંચ્છન છે એમ આ લોકોને લાગે છે. આ સમજૂતિનું સ્વાભાવિક પરિણામ લગ્ન પહેલાં કુમારિકાને સંતતિ થાય એ છે, અને આવો પ્રકાર ભૂષણવાળો માનવામાં આવે છે. બાળબચ્ચાં થયેલી કુમારિ-

કાને સારો શ્રીમાન વર મળે છે અને તે કુમારિકાના બાપને એને માટે વધારે મોંળદલો આપવામાં આવે છે.”

મધ્ય અમેરિકામાં ચિબૂકા નામના લોકો રહેતા હતા તેમના સંબંધી એવું વાંચવામાં આવે છે કે:—

“કેટલાક ઇંડિયન લોકોમાં ઉપભુક્ત કુમારિકા સાથે લગ્ન કરવાને હરકત ન હતી. કેટલાક તો ઉપભુક્ત સ્ત્રીઓ જ પસંદ કરતા. લગ્ન થયા પછી જો તેમને માલમ પડે કે પોતાની સ્ત્રીઓનો પુરૂષ સાથે બીલકુલ સંબંધ થયો નથી તો તેમને ખોટું લાગતું. કારણ પુરૂષના મનમાં કામવિકાર ઉત્પન્ન કરવા સરખું મોહકપણું તેમના અંગમાં નથી. એમ તે ઉપરથી સ્પષ્ટ થતું અને એમ બન્યું હોય તો તે તેમને દુર્દૈવી સમજીને તેમની અવગણના કરતા.”

સાધારણ સુધરેલા લોકોમાં જણાતી સમજૂતિથી બીલકુલ વિરૂદ્ધ સમજૂતિ જે ઠેકાણે માલમ પડે છે એવો સુધરેલો દેશ જાપાન છે. જાપાની લોકો વિષે ડિકસન કહે છે કે:—

“બાપને દરિદ્રાવસ્થા પ્રાપ્ત થઈ હોય તો તેની પિતૃભક્ત છોકરી પોતે વેશ્યાલયના માલિકને* કેટલીક મુદતના કરારથી વેચાઈ પોતાના બાપની વિપત્તિ દૂર કરી અને મુદત પૂરી થયા પછી પાછી પોતાને ઘેર આવતી, એવો સામાન્ય ચાલ આ લોકોમાં હતો. (અને તે હાલ પણ સમૂળગો નષ્ટ થયો છે એવું કહેવાને સ્પષ્ટ પુરાવો નથી.) આવી કુમારિકા પાછી ઘેર આવ્યા પછી તેને કોઈ પણ પ્રકારનો ડાઘ લાગ્યો હોય એમ તે લોકો સમજતા ન

* પરોપભોગાર્થે પોતાના શરીરનો વિક્રય કરનાર સ્ત્રીઓને નિયમિત પગાર આપીને તે ઉપર મોટામોટા ધંધા ચલાવીને લાખો રૂપિયાની કમાઈ કરનારા લોકો અનેક સુધરેલા દેશમાં છે.

હતા. ઉલટી આવી પિતૃભક્તિ માટે તેની પ્રસંશા થતી.” હમણાં પ્રસિદ્ધ થયેલા જાપાન વર્ણનના એક પુસ્તકમાં હેનરી નાર્મન સાહેબ હાલમાં આવી સ્ત્રીઓથી ઉજળે મોંએ પાછું ઘેર અવાય એવી વાત ના કબુલ કરે છે; તોપણ ઉપરના ઉતારાનો પહેલો ભાગ એટલે માબાપ નિયમિત મુદતના કરારથી પોતાની છોકરીઓને વેચેછે એ વાત તે કબુલ કરે છે. માબાપોને આવી રીતે કરવાની તે સમાજમાં છૂટ છે એ વાત જ તે લોકોમાં ચાલતી સમજૂતિનું સ્પષ્ટિકરણ કરવાને બસ છે.

આ ઉપરથી નીતિના બીજા વિભાગ પ્રમાણે જ વૈવાહિક નીતિ સંબંધી પણ એવું અનુમાન નીકળે છે કે, જેવી જેવી મનુષ્યને ટેવ પડી જાય છે તેવી તેવી તે ટેવને અનુકૂળ એવા તેમના મનોવિકાર અને વિચાર બને છે. હમેશાં અન્યાયથી વર્તનારા મનુષ્યની ન્યાયબુદ્ધિ જતી રહે છે અને ટેવથી તેને અન્યાય જ ન્યાય સરખો લાગે છે એ વાત અનુભવ સિદ્ધ છે. અને જે વાત વ્યક્તિને લાગુ પડે છે તે જ સમાજને પણ લાગુ પડે છે તથા તેને તેમ લાગુ પાડવી જ જોઇએ. કારણ લોકમત એટલે એકત્ર થયેલો વ્યક્તિમત એમ કહેવાને હરકત નથી.

એક સમાજની બીજી સમાજની સાથે તુલના ન કરતાં સુધરેલી સમાજની પુરાતન કાળની અને હાલની જુદી જુદી સ્થિતિની સાથે એક બીજાની તુલના કરીએ તોપણ લોકસ્થિતિનો સુધારો અને વૈવાહિક નીતિ એ બેમાં કંઈ નિયમિત સંબંધ દેખાઈ આવતો નથી. આધુનિક સમાજમાં માત્ર આ સંબંધ બહુ દેખાય છે.

ઘણા પ્રાચીનકાળમાં હિંદુ લોકોની વૈવાહિક નીતિ કેટલીક હલકી પાયરીની હતી એ પહેલાં કહેલું જ છે. વળી અનિયમિત વ્યવ-

હાર તથા અનેક પત્ની કરવાનો ચાલ નષ્ટ થયા પછીના કાળના કવિઓ અને ઋષિઓ આ પહેલાંની પૌરાણિક કથામાંના દેવાદિના અતિક્રમ વિષે કેવાં બાંનાં બતાવવાનો પ્રયત્ન કરવા લાગ્યા એ પણ પાછળની હકીકતથી જણાય છે. હાલના હિંદુ પોતાના દેવાદિકોના વ્યભિચારની વાતો શરમ ભરેલી સમજે છે. એટલે હિંદુ લોકોમાં વૈવાહિક નીતિની ઉત્ક્રાંતિ જેવી થવી જોઇએ તેવી થયેલી દેખાયછે.

હિંદુસ્થાનની નજીકના કેટલાક દેશોમાં પણ આવા જ પ્રકારના કેટલાક ફેરફાર બનેલા હોય એમ દેખાય છે. હિંદુસ્થાનમાં જે પ્રમાણે કેટલેક ઠેકાણે દેવોને સ્ત્રીઓ અર્પણ કરવાનો ચાલ છે અને આવી રીતે દેવને અર્પણ થયેલી સ્ત્રીઓ મુરળી નામથી ઓળખાય છે તથા તેમને અનિયંત્રિત વર્તન કરવાને ધર્મની પરવાનગી છે એમ લોકો માને છે, તે જ પ્રમાણે બાબીલોનિયન ઈજિપ્શિયન લોકોમાં પણ આવા પ્રકારનો ચાલ હતો અને હાલમાં તે ઘણો જ ઓછો થયો છે. આપણા લોકો પ્રમાણે જ તે લોકોમાં પણ આ ચાલનો સંબંધ ધર્મ સાથે જોડાએલો હતો. જે ચાલ બીજા સામાન્ય ચાલ કરતાં વધારે વાર સુધી ટકે છે અને જેનો ધર્મમાં પણ અંતરભાવ થયેલો હોય છે તેનાં બીજ ઘણું કરીને ઘણા જૂના વખતની સર્વ માન્ય રૂઢિમાં હોય છે. આ ઉપરથી એવો તર્ક થઈ શકેછે કે અનિયંત્રિત વ્યવહારના ચાલમાં જોકે પૂરેપૂરો નહિ તોપણ ઘણે અંશે સુધારો થયેલો હોવો જોઇએ; અને આ મુરળીઓનો ચાલ ઘણા પ્રાચીન કાળના અનિયંત્રિત વ્યવહારની રૂઢિનો શેષ ભાગ હોવો જોઇએ એટલે હિંદુસ્થાન, બાબીલોનિયા અને ઈજિપ્ત એ દેશોની વૈવાહિક નીતિની ઉત્ક્રાંતિ અનિયંત્રિત વ્યવહારમાંથી થયેલી હોવી જોઇએ. બીજી એક વાત ધ્યાનમાં રાખવા જેવી છે. સ્ત્રીઓ ચોરીને

હરણ કરવાનો અથવા લડાઈમાં પકડી લઈ જવાનો ચાલ ન સુધરેલા લોકોમાં હાલ પણ છે અને સર્વ સુધરેલા લોકોની પ્રાથમિક સ્થિતિમાં તે હતો. આવી રીતે હરણ કરેલી સ્ત્રીઓ સ્વાભાવિક રીતે હલકા દરજ્જાની ગણાતી અને તે શરીર વિક્રય કરીને પોતાનો નિર્વાહ ચલાવતી. જે વખતે સ્ત્રીઓને પકડીને હરણ કરવાનો ચાલ બંધ થયો તે વખતે સ્ત્રીપુરૂષોની અનીતિનું એક કારણ જતું રહ્યું. આ વાત ઉપર વૈવાહિક નીતિની ઉત્ક્રાંતિ બદ્દલ અનુમાન કર્યું છે તેનુ પુષ્ટીકરણ કરે છે. **હીબ્રૂ** લોકોમાં પણ વૈવાહિક નીતિની ઉત્ક્રાંતિનો ક્રમ ઉપરના ધોરણે જ હોવો જોઇએ એમ જણાય છે. **હીરડ ધી ગ્રેટ*** એને જોકે નવ સ્ત્રીઓ હતી અને '**મીશન**' નામે જે તેમનાં પુસ્તકો છે તેમાં જો કે બહુ સ્ત્રીઓ કરવાનો ચાલ તે વખતે રૂઢ હતો એવો ઉલ્લેખ મળી આવે છે તોપણ તે પછીના **એક્લિઝિયાસ્ટિકસ** કરીને જે તેમનું પુસ્તક છે તે ઉપરથી એક પત્નીપણાનો ચાલ તે વખતે સ્થાપિત થયો હતો એમ દેખાય છે.

જેમ જેમ સામાજિક સ્થિતિ સુધરતી જાય છે, તેમતેમ વૈવાહિક નીતિની પણ ઉન્નતિ થતી જાય છે; એ સ્વાભાવિક દેખાતો ક્રમ **ગ્રીક** લોકોના સુધારામાં દેખાઈ આવતો નથી. તેમના ઈલિયડ નામના કાવ્ય ઉપરથી તે વખતે તે લોકોમાં અંગવસ્ત્ર રાખવાનો જેટલો ચાલ હોવાનું જણાય છે, તે કરતાં ત્યાર પછીના વખતમાં તે

---

***હીરડધીગ્રેટ** એ **હીબ્રૂ** લોકોનો રાજા હતો. તે મોટો ક્રુર હતો. યેશૂખ્રિસ્તના જન્મ વખતે તે જ રાજા હતો અને તેણે યેશૂખ્રિસ્તનો નાશ કરવા સારૂ **બેથ્લિહામ** ગામમાં તે વખતે જેટલાં ધાવણાં છોકરાં હાથ આવ્યાં તે સર્વને ઠાર મરાવ્યાં એવી હકિકત બાયબલના નવા કરારમાં આપેલી છે.

વધારે પ્રસરેલો માલુમ પડે છે. તે વખતે સ્ત્રીઓને ગુલામ તરિકે વેચાથી લેઈ ઘેર રાખવાનો અને કામકાજ માટે સ્ત્રીઓને ચાકરીમાં રાખવાનો ચાલ પ્રચારમાં આવ્યો. તે વખતે ઉપરનો ચાલ ઘણો જ ફેલાયો. આ કાળમાં ગ્રીક લોકોની વૈવાહિક નીતિ ઘણી હલકી સ્થિતિએ પહોચી હતી એ સિદ્ધ કરી બતાવવાને અનેક પ્રમાણો આપી શકાય. તે વખતના ઘણાક વિદ્વાન, શૂરા અને મહાન પુરૂષો હેતરાઈ* નામની પ્રતિષ્ઠિત કળાવંતની સાથે સંબંધ રાખતા હતા. સરકારના મહેસુલની બાબતમાં વેશ્યાઓના ઘર ઉપર કર બેસાડીને તેમાંથી થનારા ઉત્પન્નની એક જૂદી બાબત બતાવેલી હતી. આવી રીતે મહેસુલની એ નવી બાબત ઉત્પન્ન કરવી એવી કલ્પના મનમાં આવવા માટે વેશ્યાના ધંધાની કેટલી તેજી હશે એ સ્પષ્ટ છે. વ્હીનસ દેવીના નામથી સ્ત્રીઓએ દુર્વર્તન કરવાનો જે શિષ્ટ સંમત ચાલ પહેલાંથી ચાલતો હતો તેને પણ આ કાળમાં ઉત્તેજન મળ્યું. રોમન લોકો આ કામમાં ગ્રીક લોકોને પણ કુદી ગયા. રાજ્યનો

*ખ્રિસ્તી સન પહેલાં ચારપાંચ સૈકાને સૂમારે ગ્રીસ દેશમાં પ્રતિષ્ઠિત વારાંગનાનો છંદ ઘણો પ્રબળ હતો. એ સ્ત્રીઓને અંગે અનેક મોહક ગુણ હતા અને તેમનાં મન વિદ્યાથી સંસ્કાર પામેલાં હતાં, માટે તેમને અનેક વિષયો ઉપર મોટી માર્મિક રીતિએ સંભાષણ કરતાં આવડતું હતું. વિદ્વાન અને શૂરપુરૂષોની તેમની પાસે જવા વિષે જે પ્રવૃત્તિ થતી તે ઘણુંકરીને તેમના આ ગુણને લીધે થતી. તેમની રીતભાત વ્યવસ્થા વગેરે ઘણાંજ મનોહર હતાં. કામવાસના એતો મનુષ્યની પછાડી લાગેલી જ છે, પરંતુ તેની તૃપ્તિ કરતાં જુદું એવું એક ઉંચા પ્રકારનું સુખ સંસ્કાર પામેલી સ્ત્રીઓના સહવાસથી થાય એવી મનુષ્યના મનમાં ઇચ્છા હોય છે. તે વખતે

વિસ્તાર કરવાની ઇચ્છા અને તે તૃપ્ત કરવા સારૂ રાજકિય સંસ્થાઓ મજબુત કરવાની બુદ્ધિને લીધે જે એકપ્રકારની સામાજિક ઉન્નતિ થાય છે તેની સાથે જ લોકોની વૈવાહિક નીતિનો બગાડ થાય છે. તેવી સ્થિતિ રોમન લોકોની થઈ હતી. આરંભમાં રોમન લોકોની નીતિ ઘણી જ શ્રેષ્ઠ પાયરીની હતી; પરંતુ આગળ જતાં રોમન બાદશાહોની વખતમાં તે સ્થિતિ છેક બદલાઈ ગઈ. સ્ત્રીઓનું મર્યાદશીલત્વ એ કુરૂપતાનું પરિણામ મનાવા લાગ્યું અને સંભાવિત કુટુંબની સ્ત્રીઓને વેશ્યાનો ધંધો કરવાની બંધી કાયદાથી કરવી પડી. આ ઉપરથી એમ દેખાય છે કે, એક પ્રકારની સામાજિક સુધારણાની સાથે વૈવાહિક નીતિની અધોગતિ થાય એ શક્ય છે.

આ રોમન લોકોની અત્યંત ઉતરતી અવસ્થામાં જે પ્રતિક્રિયા શરૂ થઈ અથવા ઉલટી દિશાથી મોજાં આવવા લાગ્યાં તેને ખ્રિસ્તી ધર્મની ઘણી મદદ મળી. તથાપિ એને લીધે જે તેમની વૈવાહિક નીતિમાં સુધારો થયો તે, સ્ત્રી પુરૂષ મધ્યેના સંબંધની વાસ્તવિક કલ્પના તેમના મનમાં આવીને, તથા તેને અનુકૂળ મનોવિકાર અને

---

ગ્રીક લોકોની સ્ત્રીઓની સ્થિતિ તો ઘણી શોચનિય હતી. તેથી ઉપરની ઇચ્છા ઘરમાંને ઘરમાં તૃપ્ત કરવાને બીલકુલ સાધન ન હતું અને બહાર આવા પ્રકારની અનુકૂળતા હતી, તેથી ડાહ્યા ડમરા લોકોને પણ આ વારાંગનાનો છંદ લાગ્યો. પેરિકલીજની આસ્પેશિયા નામની ગુણવાન વારાંગના પ્રખ્યાત છે. પ્રસિદ્ધ તત્વવેત્તા સાક્રતીસ એ પણ તેમના સંભાષણનો લાભ લેવા માટે જતો હતો. તે દૃઢ નિશ્ચયી હતો માટે કામવાસના તેને કદી આડી આવી નહિ. ગ્રીક લોકોનું રાજ્ય નષ્ટ થઇને રોમન લોકોનું રાજ્ય સ્થાપિત થયા પછી પણ આ વારાંગનાનું જોર ત્યાં ઘણું વધ્યું.

સમજૂતિઓ થઇને થયો, એમ નથી. ઉલટું વિષય સુખનો ઉપભોગ લેવો એ પાપનું મૂળ છે અને શરીરને દુઃખ દેવું એ પુણ્યકારક છે એવા વૈરાગ્યના વિચારને લીધે થયો. તેમની વૈવાહિક નીતિ તરફ પ્રવૃત્તિ કરનારો હેતુ કેવળ નીતિ તરીકે ન હતો, પરંતુ પરલોકનું સાધન અથવા પરલોકના સુખનું સાધન એ હતો. તથાપિ આ હેતુથી પણ કેવળ નીતિથી થનારૂ કાર્ય સિદ્ધ થયું. ક્રિયા અને પ્રતિક્રિયા, આઘાત અને પ્રત્યાઘાત એ એક એક વખત થઇને અટકતા નથી. આંદોલનને એકવાર હડસેલો મળે એટલે તે એક સરખું એક તરફથી બીજી તરફ હાલતું રહે છે અને પછી તેની ગતિ હળવે હળવે કમી થતી જઇને તે સ્થિર થાય છે. પ્રારંભનો હડસેલો મોટો હોય છે અને તે ખુલ્લો દેખાય છે પરંતુ પાછીથી તે નાનો થતાં સ્પષ્ટ દેખાતો બંધ થાય છે. જડસૃષ્ટિનો આ નિયમ માનસ સૃષ્ટિમાં પણ જણાય છે તેનું ઉદાહરણ આ ઠેકાણે સારી રીતે દેખાઈ આવે છે. ઉપર કહેલો પ્રતિક્રિયાનો અમલ લોકોના મન ઉપર કેટલાક કાળ સુધી રહ્યા પછી ફરીને પ્રતિ-પ્રતિક્રિયાની શરૂઆત થાય એટલે પ્રથમની દિશાથી ઉલટી દિશાનું એક મોજું આવે છે. અર્થાત્ વિષયવાસનાને રોકી રાખવા તરફ કેટલાક કાળ સુધી લોકોની પ્રવૃત્તિ થઈ હતી તે નષ્ટ થઇને સુખોપભોગની ઇચ્છાને મોકળી રાખવા તરફ હવે પ્રવૃત્તિ થવા લાગી છે. સુખોપભોગ તરફ પ્રવૃત્તિ થવાનું પરિણામ ઉઘાડી રીતે વૈવાહિક નીતિપર પણ થયું. આ કાળમાં માનસ સૃષ્ટિમાં ક્રિયા અને પ્રતિક્રિયા એમની વચ્ચે એક ચમત્કારીક સંબંધ ઘણી સ્પષ્ટ રીતે જણાઈ આવ્યો: આ સંબંધની કલ્પના તે વખતની વસ્તુ સ્થિતિ ઉપરથી કરી સકાશે. તે વસ્તુ સ્થિતિ થોડામાં બતાવવાને એટલું કહેવું બસ છે કે, બ્રહ્મચર્ય વ્રતનો પ્રસિદ્ધ રીતે

અંગીકાર કરનારા ધર્મોપદેશક અને તપસ્વિની સ્ત્રીઓ* એમનામાં સામાન્ય લોકો કરતાં વધારે દુરાચાર માલમ પડતો.

યૂરોપના ઉત્તર પ્રદેશમાં રહેનારા લોકોની પણ વૈવાહિક નીતિ પ્રથમ સારા પ્રકારની હતી અને તે ઉપર પ્રમાણે જ બગડતી ગઈ. તથાપિ તે લોકો પણ એક પ્રકારના સામાજિક સુધારામાં આગળ પડતા હતા. હાલમાં માત્ર રાજકીય અને બીજી સામાજિક બાબતો પ્રમાણે જ વૈવાહિક નીતિ સંબંધી પણ સુધરેલા લોકોનાં પગલાં આગળ પડે છે.

આ પરસ્પર વિરૂદ્ધ વાતનો અને ફેરફારનો મેળ બેસાડવો અશક્ય છે. આ ઠેકાણે કાર્ય કારણ સંબંધ ઘણો ગુંચવણી ભરેલો છે. તથાપિ જે કેટલાંક કારણો મહત્વનાં દેખાય છે તેમના પરિણામનું માપ જોકે કહી શકાય નહિ તોપણ તેનો ઉલ્લેખ કરવાને હરકત નથી.

ટાહિટી બેટના લોકોમાં સ્ત્રીપુરૂષોના યથેચ્છ વર્તનને તે બેટના વિલક્ષણ સુપીકને લીધે ઘણું ઉત્તેજન મળેલું હશે. તેમની જમીનમાં આપો આપ ઉત્પન્ન થનારા પદાર્થો પુષ્કળ થાય છે તેનું વર્ણન કરતાં કુક સાહેબ કહે છે કેઃ—

---

* રોમન ક્યાથોલિક લોકોમાં કેટલીક અવિવાહિત સ્ત્રીઓ પોતાનુ આયુષ્ય પરમેશ્વરને અર્પણ કરે છે અને પોતાનો સઘળો કાળ ઈશ્વરની આરાધનામાં અને પરોપકારમાં ગાળે છે. આવી સ્ત્રીઓને 'નન' કહે છે. 'નન' (તપસ્વિની) થતી વખતે "બ્રહ્મચર્ય પાળીશ" એવા સોગન ખાવા પડે છે. રોમન ક્યાથોલિક ધર્મોપદેશકને (ફાધર લોકોને) પણ તેવા જ સોગન લેવા પડે છે. આ બન્ને ઈશ્વરને અર્પણ થયેલા અવિવાહિત વર્ગોમાં તે પ્રસંગે ઘણી અનીતિ પ્રસરેલી હતી.

"મનુષ્યોએ પરસેવો ઉતારીને અન્ન મેળવવું આ જે મનુષ્ય જાતિને શાપ મળેલો છે, તેમાંથી આ લોકોને દેવે મુક્ત કરેલા હોય એમ દેખાય છે." જે ઠેકાણે પોતાનાં અને છોકરાંનાં ચરિતાર્થનાં કામ આટલાં સહેલાં હોય છે તે ઠેકાણે બાપની મદદ ન હોય તોપણ છોકરાં ઉપરની સર્વ જવાબદારી મા ઉપર જ પડે તો ઘણું નુકસાન થતું નથી. પરંતુ જે ઠેકાણે નિર્વાહનાં સાધન મેળવવાં ઘણાં કઠણ હોય છે તે ઠેકાણે મા ઉપર એવી જવાબદારી પડે તો મા અને છોકરાં એ બન્ને ઉપર ઘણાં હાનીકારક પરિણામ નીપજે છે. તેથી ઘણુંકરીને આ ઠેકાણે સ્ત્રી પુરૂષોના અનિયંત્રિત વ્યવહાર વિષે લોકમત જેટલો વિરૂદ્ધ હોય તેટલો જે ઠેકાણે નિર્વાહનાં સાધન પુષ્કળ હોય તે ઠેકાણે હોવાનો નહિ.

વળી એક બીજા કારણથી સ્ત્રીપુરૂષના અનિયંત્રિત વર્તનને ઉત્તેજન મળવાનો સંભવ છે. તેનાં ઉદાહરણ આફ્રિકામાં મળી આવે છે. ઘણાખરા અર્ધા સુધરેલા લોકો પ્રમાણે જ દ્હોમેના લોકોમાં કુટુંબ વિસ્તાર બહોળો હોય એ ભાગ્યશાળીપણાનું લક્ષણ ગણાય છે. મનુષ્યની પ્રાથમિક સ્થિતિનો વિચાર કરીએ તો આવા પ્રકારની સમજૂતિ થવી એ કેવળ સ્વાભાવિક છે એમ સહજ લક્ષમાં આવશે. તે સ્થિતિમાં 'બળીઆના બેભાગ' આ તત્વ ઉપર સર્વ વ્યવહાર ચાલવાને લીધે એક ટોળીના લોકોએ બીજી ટોળીના લોકો તરફથી પોતાનુ રક્ષણ કરવાથી જ બસ થતુ નથી. પરંતુ ટોળીમાં ને ટોળીમાં પણ દરેકને બીજા તરફથી પોતાનું રક્ષણ કરવું પડે છે. વળી જે કુટુંબમાં પુષ્કળ મનુષ્યો હોય છે તે કુટુંબ બીજા તરફથી પોતાનું સંરક્ષણ સારી રીતે કરી શકે છે. તેથી પ્રાથમિક સ્થિતિમાં સંતતિ ન હોય એ કમનસીબનું લક્ષણ અને સંતતીનો વધારો એ ભાગ્યશાળીપણાનું લક્ષણ સમજવામાં આવે એ સ્વાભાવિક છે. અને તેથી જ ઘણું-

કરીને ઉત્તર આફ્રિકામાં અવિવાહિત સ્ત્રીઓને છોકરાં છૈયાં થઇને તેમણે કુટુંબનો સંસાર ચલાવવો એ હમેશના વ્યવહારની બાબત થઈ ગઈ છે અને તે વિષે કોઇને કંઈ ઘણું લાગતું નથી. બીજા એક ઠેકાણાના લોકો સંબંધી એક પ્રવાસી કહે છે કે, અવિવાહિત સ્ત્રીને જો પુષ્કળ છોકરાં થાય તો તેના વ્યભિચાર બદલ લોકો તેને ક્ષમા કરે છે. જે ઠેકાણે જુલમને લીધે ઘણાં મનુષ્યો મરતાં હોય તે ઠેકાણે પુષ્કળ સંતતિ ઉત્પન્ન થવી અત્યવશ્યક હોય છે.

આ ઉપરથી એવું અનુમાન નીકળે છે કે, ટંટાબખેડાનું ચાલુ રહેવું અને વૈવાહિક નીતિની શિથિળતા એમનો કાંઈ પણ સંબંધ હોવો જોઇએ. પૂર્વે આપેલા ઉતારામાં જે અનેક ઠેકાણાના લોકોનું વસ્તુ સ્થિતિનું ચિત્ર આપેલું છે તે ઉપરથી પણ આ અનુમાનને થોડો ટેકો મળે છે. એ અનુમાન ખરૂં લાગવાનું બીજું પણ એક કારણ છે. ટંટા બખેડાના વખતમાં સ્ત્રીઓની જે છેક શોચનિય અવસ્થા થઇ જાય છે. તેને લીધે વૈવાહિક નીતિની અધમ સ્થિતિ થવાને મદદ મળે છે. જે ઠેકાણે નિરંતરના લડાઈ ટંટાને લીધે ગુલામો અને સ્ત્રીઓને પ્રાતઃકાળથી સંધ્યાકાળ સૂધી કામ કરવું પડે છે, અને જે ઠેકાણે લડાઇમાંથી પકડી આણેલી સ્ત્રીઓને વિજયી લોકોની ઇચ્છા પ્રમાણે ચાલવું પડે છે; જ્યાં સ્ત્રીઓ ચોરી લેઈ જવામાં કે લડાઈમાં પકડી લેઇ જવામાં આવતી ન હોય ત્યાં ગુલામ પ્રમાણે તેમની વિક્રી કરવામાં આવે છે, તે ઠેકાણે સ્ત્રીઓની ઇચ્છાની કિંમત ન હોવાને લીધે પુરૂષોના સ્વાર્થની આડે આવવાને કંઈ રહેતું નથી. આવી સ્થિતિમાં વૈવાહિક બંધનો ઢીલાં થવાં એ સ્વાભાવિક છે. લડાઇની ધામધુમમાં લાખો લોકોનો સંહાર થવાને લીધે જ્યાં બહુ પત્નીપણાનો ચાલ રૂઢ થયેલો હોય ત્યાં રાજા, સરદાર અને

શ્રીમંત લોકો એમના જનાનખાનાની દાસીઓને વેચાથી લેવા આપવાના ચાલ ઇત્યાદિ બાબતો વૈવાહિક નીતિની ઉન્નતિને પ્રતિબંધ કરનારી હોય છે. વૈવાહિક નીતિને સંબંધે રોમન લોકોની જે અત્યંત હલકી સ્થિતિ પ્રાપ્ત થઇ તે લડાઇઓને લીધે અનેક સૈકા સૂધી અસ્વસ્થતા કાયમ રહ્યા પછી થઈ. હમેશાં જ ચાલતી લડાઇઓને લીધે જ અસ્તિત્વમાં આવેલી ફ્યૂડલ સીસ્ટીમના કાળમાં પહેલી રાત્રીના હકનો ચાલ* હતો તેવો જ ચાલુ રહ્યો. અને લડાઇ એ જ જેનું સર્વસ્વ છે એવા રશિયા દેશમાં થોડાં વર્ષ પહેલાં જમીનના માલેકોને તે જમીન ઉપર કામે લાગેલા પોતાના માણસોની છોકરીઓની પોતાની મરજીમાં આવે તે પ્રકારની વ્યવસ્થા કરવાનો અધિકાર હતો. આ સર્વ બાબતનો વિચાર કરીએ તો સંગ્રામશિલત્વ એ વૈવાહિક નીતિની ઉન્નતિને પ્રતિકૂળ છે એમ દેખાય છે.

તથાપિ શાંતતાથી રહેનારા લોકોમાં હમેશાં જ વૈવાહિક નીતિ ઉપરના દરજ્જાની હોય છે એમ કહી શકાય નહિ. પહેલાં જે કેટલાંક ઉદાહરણો આપેલાં છે તેમાં શાંતતાથી રહેનારા કેટલાએક લોકોની વૈવાહિક નીતિ સારા પ્રકારની દેખાય છે એ વાત ખરી, તોપણ કેટલાએકની તે તેવી નથી. ટોડ લોકોની સ્થિતિ છેક વિરૂદ્ધ છે. તે જ પ્રમાણે એસ્કિવમો લોકો પોતાની લગ્ન કરેલી સ્ત્રીઓની પણ અદલાબદલી કરે છે; પરંતુ લડાઈ એટલે શું એની તેમને કલ્પના પણ નથી.

હવે આ ગુંચવણ ભરેલા અને અનેક તરેહના પુરાવા ઉપરથી જે એક સત્ય જણાઈ આવે છે તે માત્ર કહેવાનું બાકી રહ્યું છે. તે

*કેટલાક લોકોમાં છોકરીઓને સાસરે મોકલતા પહેલાં એકવાર ધર્મ ગુરૂને અર્પણ કરવાનો ચાલ છે તેવો જ આ ચાલ હતો.

સત્ય એ કે, વૈવાહિક નીતિ ઉન્નત પ્રકારની થયા સિવાય સામાજિક સ્થિતિ સારી થવાનો સંભવ નથી. મધ્યમાવસ્થામાં રહેનારા લોકોની સ્થિતિ ઉપરથી જો કે એ વાત તેટલી સ્પષ્ટ દેખાતી નથી તોપણ જંગલી લોકોની અને સુધરેલા લોકોની સ્થિતિ ઉપરથી તે સ્પષ્ટ દેખાય છે. **આસ્ટ્રેલિયા**ના નૈરૂત્ય ભાગમાં રહેનારા કુકાટા કરીને લોકો છે તે વિશ્વાસઘાત, કૃતઘ્નપણું, ખોટાઈ અને હરેક પ્રકારની ઠગબાજી એ દુર્ગુણોમાં પ્રસિદ્ધ છે. તે લોકો પાસે માલમતા વગેરે કંઇ જ નથી. અપરાધીને શિક્ષા થશે એ દહેશત તેમને નથી, અને ન્યાય અન્યાય એમાંનો ભેદ પણ તેમને સમજાતો નથી. વૈવાહિક નીતિ સંબંધી તો તેમને કલ્પના પણ નથી. હવે સુધારાના માર્ગમાં જેમનાં પગલાં સર્વ કરતાં અગાડી છે. એવા **યૂરોપ**ના અને **અમેરિકા** ખંડના દેશોની સ્થિતિ જોઇએ તો એમ દેખાઇ આવશે કે તેમની વૈવાહિક નીતિ (નિદાન કેવળ સ્ત્રીઓની) શ્રેષ્ટ પ્રતિની છે અને સમાજની સુસ્થિતિને અવશ્ય લાગનારા જે બીજા ગુણોનો **આસ્ટ્રેલિયન** લોકોમાં અભાવ છે તે ગુણ પણ આ લોકોને અંગે પુષ્કળ છે. સુધરેલા સમાજની પૂર્વની સ્થિતિ અને હાલની સ્થિતિ એની તુલના કરીએ તોપણ ઉપરનું સત્ય સ્પષ્ટ દેખાઈ આવે છે. ઉદાહરણને માટે ઇંગ્લાંડ દેશની હાલની સ્થિતિ અને બસેં વર્ષ પહેલાંની સ્થિતિ એમની વૈવાહિક નીતિ તથા બીજા પ્રકારની સુસ્થિતિ એ સંબંધી તુલના કરી હોય તો બન્નેમાં પણ લોકોનાં પગલાં સરખાં આગળ પડતાં ગયાં છે એમ દેખાઈ આવશે.

ઉચ્ચા પ્રકારની વૈવાહિક નીતિવડે સમાજની ઉન્નતિને ત્રણ પ્રકારની મદદ મળે છે. પહેલા પ્રકારનો ઉલ્લેખ પાછળ એક ઠેકાણે કરેલો છે તે એ કે પુરૂષ સ્વસ્ત્રીના ઉપર જ પ્રેમ રા-

ખતો હોય તો તેનું લક્ષ હમેશાં ઘર તરફ હોય છે અને પોતાની સ્ત્રીની અને છોકરાંની કાળજી રાખે છે. તેથી બાળસંગોપાનનું કામ સારી રીતે થાય છે. ઘણું કરીને સર્વ ઠેકાણે અને વિશેષે કરીને જ્યાં સ્પર્ધાથી છોકરાંને ઉછેરવાનું ઘણું જ કઠણ થઈ પડે છે તે ઠેકાણે બાપની મદદ ન હોય તો છોકરાંના પોષણનો સઘળો બોજો મા ઉપર જ પડે છે. અને તે તેનાથી ન ખમી શકાયાને લીધે તેના ઉપર અને છોકરાં ઉપર નઠારાં પરિણામ નીપજે છે. માટે વૈવાહિક સંબંધની શિથિળતાને લીધે હલકી પ્રતિનાં મનુષ્ય નીપજવાનો સંભવ છે. અને કોઈ પણ સમાજમાં આ પ્રકાર ઘણો વિસ્તાર પામ્યો હોય તે સમાજની ઉતરતી કળા થયા વગર રહેતી નથી.

બીજું કારણ એકે એક પત્નીપણા સંબંધે સ્ત્રી પુરૂષોના મનમાં જે ઉન્નત્ત પ્રકારની મનોવૃત્તિઓ ઉત્પન્ન થાય છે તેમનો વ્યભિચારથી ભંગ થાય છે. જે સમાજમાં હલકી પ્રતિના વિવાહ પ્રચારમાં હોય છે અથવા અનિયંત્રિત વ્યવહાર બહુ ચાલે છે તે સમાજમાં આ મનોવૃત્તિઓની ઘણી વૃદ્ધિ થવાનો સંભવ નથી. વિવાહબંધ નથી બંધાએલાં સ્ત્રી પુરૂષોમાં અપ્રતિમ પ્રેમ, એક બીજા ઉપર વિલક્ષણ પ્રકારની ચાહેના અને જાણે બે જીવનો એક જ જીવ બનેલો છે કે શું? એવી એક બીજાના સુખ દુઃખની એકયતા, એ અવર્ણનિય મનોધર્મ અત્યુન્નત પ્રકારની વૈવાહિક નીતિ સિવાય ઉત્પન્ન થવો શક્ય નથી. મનુષ્યની કામવાસનાથી મોટી અતર્ક્ય રીતિએ આ અમૂલ્ય મનોધર્મની ઉત્ક્રાંતિ થયેલી છે. આ મનોધર્મથી યુક્ત એવી કામ વાસના જગતમાંથી નષ્ટ થાય તો મનુષ્યના જીવતરને રમણીયતા અને મનોવેધકત્વ આણનારૂં એક અત્યંત મહત્વનું કારણ નકામું થશે. વ્યભિચારથી ઉન્નત પ્રકારની કામ વાસનાનું પ્રથક્કરણ થાય છે અને મનુષ્યની શ્રેષ્ટ પદવીને શોભા

આપનારૂં જે અત્યુચ્ચ તત્વ એટલે ઉપર કહેલા મનોધર્મ, તે નષ્ટ થાય છે અને પશુ પક્ષિ આદિકને સામાન્ય એવું જે ઈંદ્રિય સુખ તેટલું જ માત્ર સિલક રહે છે. આવું થયાથી પ્રજોત્પાદનનું કામ ચાલતું રહેશે, પરંતુ સ્ત્રી પુરૂષના સમાગમથી થવાનું અત્યંત શ્રેષ્ટ પ્રતિનું સુખ તે મનુષ્યને મળવાનું નહિ.

વ્યભિચારથી મનુષ્યનાં બીજાં પણ રસીકપણાથી પેદા થનારાં કેટલાંક સુખ નષ્ટ થાયછે અથવા ઘણાં કમી થાયછે. કાદંબરી, નાટકો, કાવ્યો અને ગાયનનાં મધુર પદ એમાં પણ નાયક અને નાયિકા એમના વચેના વિલક્ષણ પ્રેમમાં અતિ ઉન્નત પ્રકારનો ભાગ કેટલો છે અને તેથી આપણને કેટલો આનંદ થાયછે, એ મનમાં આણીએ તો જે બાબતોનું પરિણામ ઉપરની કલ્પનાથી ઉલટું હોય, તે બાબતોને લીધે આ સુખનો કદાપિ સમૂળગો નાશ ન થાય, તોપણ તે સુખ ઘણે અંશે ઓછું થશે એમ સહજ દેખાઈ આવશે.

મતલબ કે સમાજની ઉન્નતિને માટે સ્ત્રીઓએ પાતિવ્રત્યથી અને પુરૂષોએ એક જ પત્નીવ્રતથી રહેવાની એક સરખી અગત્ય છે. જ્યાં એકનો ભંગ થયો કે બીજાનો ભંગ થવાનો જ. જે સમાજોમાં પાતિવ્રત્ય અને પત્નીવ્રત એક સરખી રીતે શ્રેષ્ઠ દરજ્જે પહોચ્યાં હોય તે સમાજોમાં માનસિક વૃત્તિઓ નિર્મળ થાયછે અને સંસાર સુખ શ્રેષ્ઠ પ્રતિનું થાયછે.

## પ્રકરણ ૧૪ મું.

## સામાન્ય વિચાર અને સારાંશ.

થોડી અને નિશ્ચયાત્મક બાબતો ઉપરથી બીન ચૂકે અનુમાન કહાડવાં એ શકય છે. પરંતુ ઘણી બાબતો હોય અને તે પણ અનિશ્ચિત હોય તો તે ઉપરથી કહાડેલાં અનુમાનો વિષે કંઈ ખાત્રી પૂર્વક

કહી શકાય નહિ. ગણિત શાસ્ત્રનાં અનુમાનો પહેલા પ્રકારનાં ઉદાહરણ છે અને સમાજ શાસ્ત્રનાં અનુમાન બીજા પ્રકારનાં છે. વ્યક્તિના જીવન વિષે જે પ્રશ્ન ઉત્પન્ન થાયછે તે તો ગુચવણ ભરેલા હોય છે જ, પણ અનેક વ્યક્તિથી બનેલા સમાજના જીવનના પ્રશ્ન તેના કરતાં પણ વધારે ગુચવણ ભરેલા હોયછે અને તેમાં આજુબાજુની પરિસ્થિતિ સરખી ન હોવાને લીધે અને એક ઠેકાણે પણ તે વારંવાર બદલાતી હોવાને લીધે તે પ્રશ્નોની કઠિનતા ઘણી વધી છે.

સામાજિક બાબતો વિષે સામાન્ય સિદ્ધાંત કાઢવાના માર્ગમાં ઉપર કહેલી વસ્તુસ્થિતિ સંબંધીની અડચણો છે અને તે વસ્તુસ્થિતિનું આપણને અપૂર્ણ જ્ઞાન હોવાને લીધે બીજી અડચણો ઉત્પન્ન થાય છે તેતો જુદી જ. જે પુરાવા ઉપરથી વાદગ્રસ્ત પ્રશ્નોનો નિકાલ કરવાનો હોયછે તેમાં અનેક દોષો હોયછે. પુરાવાનું અનિશ્ચિતપણું સંશયાત્મકતા, અપૂર્ણતા અને અસંબદ્ધતા એમની જાળમાં લપટાએલું સત્ય બહાર કાઢવાનું હોય છે. સઘળા જ પ્રવાસીઓએ કહેલી હકીકતો ઉપર વિશ્વાસ રાખી શકાતો નથી. કેટલાએકોને યથાર્થ અવલોકન કરતાં આવડતું નથી, કેટલાકએકના મનમાં શ્રધાને લીધે અથવા રૂઢિને લીધે દુરાગ્રહ ઉત્પન્ન થયેલો હોય છે, અને કેટલાએકોની પોતાની જ પ્રિયતા અપ્રિયતા હોય છે; વળી તે બધાને ખરી માહીતી મળવાને ઘણી અડચણો હોય છે. તે જ પ્રમાણે ઈતિહાસકારોની સ્થિતિ હોય છે. તેમણે આપેલી હકીકતો પૈકી ઘણો જ થોડો ભાગ પ્રત્યક્ષ માહીતીનો હોય છે અને બાકીનો સર્વ અપ્રત્યક્ષ રીતિએ મેળવેલી માહીતી ઉપરથી આપેલો હોય છે. એ માહીતી ઇતિહાસકારોની પાસે આવી પહોંચે ત્યાં સુધીમાં તેના ઉપર અનેક પ્રકારના સંસ્કાર થયેલા હોય છે. પક્ષાભિમાન, ધર્માભિમાન અને દેશાભિમાન

એમને લીધે કેટલેક ઠેકાણે અતિશયોક્તિ થાય છે, કેટલોક ભાગ બીલકુલ મૂકી દેવામાં આવે છે, અને કેટલેક ઠેકાણે વિપરીત ભાસ બતાવવાનો પ્રયત્ન કરેલો હોય છે. આને લીધે લોકોની નીતિ સંબંધી સમજૂતિ વિષે પુરાવો આપેલો છે તેમાં અપૂર્ણતા હોવાનો સંભવ છે.

એક જ નામથી ઓળખાતા અનેક લોકોમાં જુદી જુદી તરેહના સ્વભાવ જણાય છે. **આ**સ્ટ્રેલિયન લોકોનું ઉદાહરણ લેઇએ. એ લોકો પૈકી કેટલીએક જાતિના લોકો ગરીબ સ્વભાવના છે, અને તેમને જેમ વાળીએ તેમ વળે છે. પરંતુ બીજી કેટલીએક જાતના લોકો તોફાની છે અને તેમને દાબમાં રાખવા એ ઘણું કઠણ છે. એટલા માટે એક જ લોકો વિષે અનેક પ્રવાસીઓએ આપેલી માહીતીમાં મેળ ન આવે એ શકય છે. એક પ્રવાસીની એક પેટા જાતિના લોકો સાથે સંબંધ હોવાને લીધે એક પ્રકારની સમજ થશે અને બીજાની બીજા પેટા જાતિના લોકો સાથે સંબંધ થવાથી ભિન્ન પ્રકારની સમજ થશે. પ્રવાસીઓમાં મત ભેદ થવાને બીજું પણ એક કારણ છે. લોકોની કલ્પના, સમજૂતિ અને આચરણ એમાં કાળભેદથી ફરક પડતો જવાનો સંભવ છે. માટે બે મુસાફરો એક જ ઠેકાણે જુદે જુદે વખતે ગયા હોય અને તે કાળની વચ્ચે ઘણા વર્ષનું અંતર હોય તો તે બન્નેએ આપેલી માહીતી જુદા જુદા પ્રકારની હોવાનો સંભવ છે. કેટલાક ઠેકાણાના લોકોની મૂળની કલ્પના અને સમજૂતિ **મી**શનરી (ઇંગ્રેજ ધર્મોપદેશક) લોકોના પ્રયત્નથી બદલાવાનો સંભવ છે અને તેના કરતાં પણ યૂરોપિયન વ્યાપારી અને વસાહત કરીને રહેનારા લોકો એમના સહવાસને લીધે તેમ થવાનો અધિક સંભવ છે: જગતના ઘણા ભાગના મૂળના જંગલી લોકો ગોરા લોકોના સહવાસથી બગડી ગયા છે એ

બાબતનો પુરાવો મળી આવે છે. આવાં અનેક આગંતુક કારણોને લીધે સ્વાભાવિક રીતે મનુષ્યો ઉપર જે પરિણામ બનવાનાં તેમાં ફેરફાર થાય છે.

લોકોનાં રહેવાનાં ઠેકાણાં અને તેમના નિત્યના વ્યવસાય એમાં ફેરફાર થવાને લીધે તેમની સમજૂતિમાં ફરક પડે છે તે તો જૂદો જ. એક ઠેકાણાના લોકોને પાસેના લોકોની સાથે લડવાની જરૂર પાડવામાં આવે છે અને બીજા ઠેકાણાના લોકોને જુલમથી શાંતતામાં રાખવામાં આવે છે એનું પરિણામ એવું થાય છે કે, પહેલાંની સ્થિતિના મનોવિકાર અને સમજૂતિઓ નવિન સ્થિતિમાં પણ ઘણા વખત સૂધી કાયમ રહે છે અને તે તે કાળની સ્થિતિથી ભિન્ન દેખાય છે.

આવી સ્થિતિમાં પુરાવામાં ભિન્નપણું જણાવાનું જ અને તે ઉપરથી કહાડેલાં અનુમાનો સર્વ ઠેકાણે લાગુ પડવાં અસંભવિત છે. આવા ગુચવણી ભરેલા પ્રશ્નોમાં સ્થૂળ દૃષ્ટિએ વિચાર કર્યા સિવાય છૂટકો નથી. સરાસરીનું માપ ચૂકાય નહિ એટલું જોવું જોઇએ.

સામાજિક સ્થિતિમાંનાં એક બીજાને અવલંબીને રહેલાં સ્વરૂપ બરોબર રીતે લક્ષમાં આણ્યા સિવાય નીતિ સિદ્ધાંતોનું મહત્વ સમજી શકાય નહિ. નીતિમીમાંસા ગ્રંથમાં નીતિશાસ્ત્રના સામાજિક દૃષ્ટિએ વિચાર કરતી વખતે એવું બતાવવામાં આવ્યું છે કે, નીતિ એટલે તે તે સામાજિક સ્થિતિ યોગ્ય એવો મનુષ્યના વર્તનનો માર્ગ, બીજું કંઇ નહિ. પ્રાથમિક સ્થિતિના કેટલીક જાતિના લોકો એક બીજા સાથે સંબંધ ન રાખતાં પાસે પાસે રહે છે. આવી રીતે લોકોની પાસે રહેવાને 'સામાજિક સ્થિતિ' એ નામ આપવું યોગ્ય

નથી. કોઇને કંઇ હરકત ન કરનારા અને કોઇને મદદ પણ ન કરનારા એવા લોકોનાં અપવાદાત્મક ઉદાહરણો છોડીને બીજા લોકો વિષે વિચાર કરીએ તો જણાશે કે, કોઇપણ સમાજની સામાજિક સ્થિતિ કાયમ રહેવાને તે સમાજના મનુષ્યોએ એક બીજાને સાહ્ય કરવાની અત્યંત આવશ્યકતા છે. કોઇ કોઇ વાર બહારના શત્રુથી પોતાનું રક્ષણ કરવાને માટે એક બીજાને મદદ કરવાની જરૂર પડે છે અને કોઇકોઇ વાર મનુષ્યના પોષણને માટે એકત્ર યત્ન કરવાની જરૂર પડે છે. જુદી જુદી સમાજોનો ઉત્કર્ષ (તે સમાજોમાં બીજી બધી બાબતો સરખી છતાં) તે સમાજોનાં મનુષ્યો અન્યોઅન્ય મદદના (સહકાર્યના) અવશ્યના નિયમો જે પ્રમાણમાં પાળતા હોય તે પ્રમાણ ઉપર આધાર રાખે છે. વળી જીવનાર્થે કલહને લીધે અધિક સામર્થ્યવાન સમાજ હોય તે જ ટકી શકે છે. માટે સહકાર્ય વિષયક નીતિનિયમો વિષે મનુષ્યની મનોવૃત્તિઓ અને સમજૂતિઓ ઘણી પ્રબળ થાય છે. પરંતુ વ્યકિતના જે વર્તનનો સહકાર્યની સાથે સંબંધ હોતો નથી તે વિષેની મનોવૃત્તિઓ અને સમજૂતિઓ તેટલી પ્રબળ થતી નથી અને તે સંબંધી અનેક લોકોમાં મેળ રહેતો નથી.

પાછળનાં બે પ્રકરણોમાં ખાવાપીવાનું નિયમિતપણું તથા વૈવાહિક નીતિ એ બે વિષયોનાં જે વિવેચન કરેલાં છે તે ઉપરથી સ્પષ્ટ દેખાય છે કે આ વિષયો બદલ લોકોની કલ્પનાઓ, મનોવૃત્તિઓ અને સમજૂતિઓ એમનો વિશેષ પ્રકારની સામાજિક સ્થિતિ સાથે અથવા ઉન્નતિ સાથે ઘણો સંબંધ નથી. પરંતુ પહેલાંના પ્રકરણોમાં કહેલા અનેક વિષયો સંબંધી લોકોના વિચાર સામાજિક સ્થિતિ ઉપર અવલંબીને રહેલા દેખાય છે. આ બાબતનો ખુલાસો ઉપર કહેલાં

કારણો ઉપરથી થવા જેવો છે. કારણ ખાવું પીવું અને સ્ત્રીપુરૂષો વચ્ચેનો વ્યવહાર એ બાબતો વ્યક્તિના ખાનગી સંબંધની છે. ખાવાપીવાના કામમાં અત્યાચાર કરનારા લોકો જો સમાજમાં વધેલા હોય તો તેમનાથી સમાજ ઉપર જે નઠારાં પરિણામ થવાનાં તે માત્ર અપ્રત્યક્ષ રીતે જે બનવા જેવાં હશે તે બનશે. જ્યાંસૂધી સિપાઇઓનું નિયમિતપણું અને સામર્થ્ય એમના ઉપર અસર થાય એવી રીતે દારૂડીઆપણાનું અથવા ખાઉધરાપણાનું વ્યસન લશ્કરમાં પ્રવેશ કરે નહિ ત્યાંસૂધી દેશનાં લશ્કરી સામર્થ્યમાં જાણવા જેવો ફેર પડતો નથી, એ પહેલી વાત. અને જ્યાંસૂધી દારૂડીઆ અથવા ખાઉધરા મનુષ્ય પોતાના પાડોશીને કોઇ પણ પ્રકારની હરકત ન કરે ત્યાંસૂધી સમાજના ઔદ્યોગિક વ્યવસાયમાં કોઇ પણ રીતિનાં પ્રત્યક્ષ વિઘ્ન ઉત્પન્ન થઇને સમાજના પોષણને હરકત પડતી નથી, એ બીજી વાત. મનુષ્ય જો કે દારૂડીઓ અને ખાઉધરો હોય તોપણ બીજાના જીવનને અથવા માલમતાને તેનાથી કોઇપણ પ્રકારની હરકત ન થાય એ શક્ય છે, અને તે પોતાનો કરાર પણ પૂરી રીતે પાળી શકે. એટલું થાય તો સહકાર્યના અતિ આવશ્યક નિયમો તેણે પાળ્યા એમ કહેવાય. તેના વર્તનને લીધે સમાજને જે નુકસાન થાય તે માત્ર પોતાની એક વ્યક્તિની ભ્રષ્ટતાને લીધે જેટલું થવાનું તેટલું જ. પાતિવ્રત્ય અથવા પત્નીવ્રતનું ઉલ્લંઘન કરવાનું પરિણામ પણ ઘણું-કરીને ઉપર સરખું જ થવાનું. તેના યોગે દેશના સંરક્ષણને કિંવા પોષણને જે સહકાર્યની આવશ્યકતા છે તેમાં કોઈ પણ પ્રકારે પ્રત્યક્ષ રીતે બાધ આવતો નથી. તેનાથી કાળાંતરે લોક સંખ્યા કમી થાય અથવા લોકોના અંગનો જુસ્સો કમી થાય એવાં અપ્રત્યક્ષ રીતે નઠારાં પરિણામ બની શકશે. ખાવું પીવું અને વૈવાહિક સંબંધ

એ બાબતોમાં અત્યાચાર કરવાથી સમાજ ઉપર જે નઠારાં પરિણામ થાય છે તે સારીરીતે સમાજના જાણવામાં ન આવવાથી એ વિષે લોકોની સમજૂતિઓ એક સરખી દેખાતી નથી.

જે વર્તનથી સહકાર્યના નિયમોનું ખુલ્લી રીતે ઉલંઘન થાય છે તે વર્તનો વિષે ઉપર પ્રમાણેની સ્થિતિ જોવામાં આવતી નથી. બીકણપણાને લીધે અથવા આજ્ઞાંકિતપણાના અભાવને લીધે દેશનું સામર્થ્ય કમી થાય છે એ સ્પષ્ટ છે. કારણ એ દોષોને લીધે દેશના લડાયકપણામાં તરત જ કમતરતા ઉત્પન્ન થાય છે. આ પરિણામને લીધે સમાજના હિતને આવશ્યક એવી કલ્પના અને સમજૂતિઓ સ્વાભાવિક રીતે ઉત્પન્ન થાય છે. તે જ પ્રમાણે સમાજ બંધુઓનું ખુન કરવું, તેમના અંગ ઉપર હુમલો કરીને તેમને દુઃખ દેવું, તેમની માલ મતાનું હરણ કરવું અને એકબીજાના કરાર તોડવા એ વાતોથી લોકોના નિત્યના વ્યવસાયોમાં એટલી ઉઘાડી રીતે હરકત પડે છે કે, તે વિષે લોકોના મનમાં તિરસ્કાર બુદ્ધિ ઉત્પન્ન થવાનું કાર્ય ઘણુંકરીને નિયમિત રીતિએ બને છે. માટે આવા અપરાધો વિષે જો કે જુદી જુદી સમાજોના લોકોની સમજૂતિઓમાં ઘણો જ મતભેદ જણાય છે તોપણ તે મતભેદનો સંબંધ લોકોની સામાજિક સ્થિતિ સાથે અને તેમના વ્યવસાયની સાથે હોય છે. એટલે જે અપરાધોને લીધે લોકોના નિત્યના વ્યવસાયમાં ઘણી હરકત થતી હોય તે વિષે લોકોના મનમાં વિશેષ તિરસ્કાર બુદ્ધિ ઉત્પન્ન થાય છે અને બીજા તરફ દુર્લક્ષ થાય છે.

આ પુસ્તકનાં અનેક પ્રકરણોમાં જે નીતિ વિષયક પ્રવૃત્તિઓનું વિવેચન કરેલું છે. તે ઉપરથી સાંગ્રામિક સ્થિતિમાં મનુષ્યોને અંગે કઇ પ્રવૃત્તિઓનો ઉત્કર્ષ થાય છે એ જણાઇ આવે છે. પડોશના

લોકો સાથે લડવું એ જ જેમના વ્યવસાયનું મુખ્ય વલણ હોય છે અને જેઓ ફુરસદના વખતમાં પણ યુદ્ધની જ તૈયારી કરે છે તે લોકોમાં મારફાડ અને ધાડ પાડવી એ ગુણોને માટે અભિમાન ધરાવવામાં આવે છે; વૈર લેવું એ અતિ આવશ્યક કર્ત્તવ્ય થઇ પડે છે; કુશળતા ભરેલી રીતે ખોટું બોલવું એ શહાણપણાનું લક્ષણ ગણાય છે; અને (જે નાનાં ટોળાંની ઉન્નત્તિ થઇને તેમનો વિસ્તારવાળો સમાજ બનવાનો સંભવ નથી હોતો તે સિવાયનાં બાકીનાં ટોળાંમાં) જુલમી રાજાઓના હુકમમાં રહેવું એ સહુથી શ્રેષ્ઠ સદ્ગુણ ગણાય છે. પરંતુ ઉદ્યોગ વિષે તિરસ્કાર ઉત્પન્ન થાય છે અને ન્યાયનું ઘણું મહત્વ લાગતું નથી. સમાજના અસ્તિત્વને છેક આવશ્યક હોય તેટલા પુરતું જ માત્ર ન્યાય તરફ લક્ષ આપવામાં આવે છે. હવે આનાથી ઉલટી જે સમાજોની સ્થિતિ હોય છે તે સમાજના લોકોની સ્વાભાવિક પ્રવૃત્તિઓ એનાથી ઉલટી હોય છે. સાંગ્રામિક વ્યવસાય ઘણા કમી થાય અથવા છેક નહિ સરખા થાય અને લોકોના વ્યવસાયનું વલણ સમાજના પોષણને અને વૃદ્ધિને માટે અતિ આવશ્યક એવાં ઔદ્યોગિક સાધનો મેળવવા તરફ હોય તો નિષ્કારણું જુલમનું વર્તન લોકોને નાપસંદ થાય છે. ચોરી—પછી ગમે તો શત્રુની હોય તોપણ—અપમાન ભરેલી લાગવા માંડે છે; વૈર લેવાની તેટલી જ જરૂરીઆત લાગતી નથી; ખોટું બોલવું સર્વત્ર તિરસ્કાર ભરેલું માનવામાં આવે છે; લોકોના પરસ્પરના વ્યવહારમાં ન્યાયની અતિ આવશ્યકતા માનીને અમલમાં આણવામાં આવે છે. રાજાજ્ઞા પાલનની હદમાં હોય છે, એટલે જુલમી રાજાની બધી જ આજ્ઞાઓને તાબે થવું એ નિંદ્ય ગણાય છે; અને ઉદ્યોગ કરવો એ હલકું ગણાતું નથી એટલું જ નહિ પરંતુ ઉલટું દરેક મનુષ્યે કોઇ પણ

પ્રકારે ઉદ્યોગ કરવો જ જોઇએ એવી લોકોની સમજૂતિ થાય છે.

ઉપર જે સંબંધ કહ્યા તે પ્રત્યેક સમાજમાં જેવા જોઇએ તેવા જણાવવાનાં ઘણાં કારણો છે. ઘણા પ્રાચીનકાળથી જુદી જુદી સમાજોના મનુષ્યો ઉપર વંશપરંપરાથી ઉતરેલાં કુદરતી પરિણામ, લાંબા વખત સૂધી ચાલુ રહેવાથી જેમને વિલક્ષણ મહત્વ પ્રાપ્ત થયું છે એવી રૂઢિઓનું પરિણામ, ધર્મ શ્રધાને લીધે મન ઉપર થનારા સંસ્કાર અને પ્રત્યેક સમાજની ભિન્ન પરિસ્થિતિ આ સર્વ બાબતોને લીધે ઉપરના સંબંધમાં થોડો ઘણો પણ ફરક તો પડવાનો જ. તથાપિ સ્થૂળ દૃષ્ટિએ જોતાં આ અનુમાનની સત્યતા જણાયા વગર રહેવાની નહિ.

જુદા જુદા સમાજમાં અથવા એક જ સમાજમાંના પરંતુ ભિન્ન સ્થિતિમાં રહેનારા લોકોમાં જણાતી નીતિ સંબંધી સમજૂતિઓ અનેક પ્રસંગે એક બીજાથી કેવળ વિરૂદ્ધ હોય છે. આ બાબતની સત્યતા બતાવનારાં ઘણાં ઉદાહરણો પાછળ આપવામાં આવ્યાં છે. પરંતુ આ મહત્વની વાત મનમાં સારી રીતે ઠસાવવા સારૂ જેમાં પરસ્પરનો વિરોધ ખુલી રીતે દેખાય એવાં કાંઇક ઉદાહરણો એકત્ર આપ્યાં હોય તો ઠીક પડે.

ઘણા એક સુધરેલા લોકોમાં ખુન કરવું એ અપરાધ એટલો ભયંકર ગણાય છે કે, તે કરનારની કીર્તિને જે કલંક લાગે છે તે અંતકાળ સૂધી કશાથી પણ ધોવાતું નથી. અને કેટલીક પેઢીઓ સુધી તે મનુષ્યનાં સગાં વહાલાંનું નામ પણ ખરાબ થાય છે. પરંતુ પઠાણ લોકોમાં આનાથી કેવળ ઉલટી સમજૂતિ જણાય છે. એક પઠાણે એક મોલવીનું ખુન કર્યું હતું. ત્યારપછી તેનું વૈર લેનારા લોકોની સાથે પોતાનો નિભાવ થતો નથી એમ જોઇને તે છેવટ

બોલ્યો કે:—"હું કંઇ પણ સારૂં કામ કરીને મરીશ. હું જઇશ અને એકાદા સાહેબને મારીશ." પછી તેણે ખરેખર જ લશ્કરના એક સાર્જંટને ગોળીથી માર્યો અને તે અપરાધ બદલ તે ફાંસીએ ગયો.

ઇંગ્લાંડમાં સાધારણ લોક મત એવો છે કે, એકાદો મનુષ્ય જો સઘળું સ્વાભિમાન છોડી દઇને બીજાના છેક તાબામાં રહેવા લાગે અને તેના ગુલામ જેવો થાય તો તે મનુષ્ય વિષે જ્યાં ત્યાં તિરસ્કાર ઉત્પન્ન થાય છે. પરંતુ ફિજી બેટમાં ડ્રેકેટ કરીને એક ગુલામોનો પ્રદેશ છે. ત્યાંના લોકોનો મત કેવળ ભિન્ન છે. તે કહે છે કે:—"પોતાના રાજાના ભક્ષને માટે ઉપયોગી પડવું અને તેના યજ્ઞમાં બલિ થવું એ આપણું કર્ત્તવ્ય છે. અને આવાં પુણ્ય કૃત્યોને માટે આપણે યોગ્ય છીએ એમ મનાય એ આપણને શોભા આપનારૂં છે."

આટલું કમાલ હદ સૂધીનું નહિ પરંતુ એવા જ સ્વરૂપના વિરોધનું એક ઉદાહરણ ઇંગ્લાંડના ઇતિહાસમાં બનેલું છે. થોડા સૈકા પહેલાં ઇલિઝાબેથ રાણીની કારકીર્દિમાં ઇંગ્લાંડ દેશમાં ગુલામના વ્યાપારની શરૂઆત થઇ. તે વખતે એ વિલક્ષણ મહત્કૃત્ય ગણવામાં આવ્યું અને તેનું મંડાણ જેના હાથથી થયું તે સરદારને મોટું માન મળ્યું અને તેને નવો ખીતાબ મળ્યો તથા વિશેષ પ્રતિષ્ઠા સૂચક એક પ્રકારનો પોષાગ પહેરવાની સરકાર તરફથી તેને પરવાનગી મળી. આવી રીતે **શરજાન હાકિન્સના** કૃત્યનું સંમાનનિયપણું કબુલ કરવામાં આવ્યું અને તેની કીર્તિ ચોતરફ પ્રસરી. પરંતુ ચાલું સૈકામાં લોક મત કેટલો બદલાયો તે જુઓ. મનુષ્યને ગુલામ કરવો એ કામ અત્યંત નીચપણાનું ગણાવા લાગ્યું. **વેલ્સલીએ** એક વખત એવા અર્થનો ઉદ્ગાર કાઢ્યો કે, આ કામમાં

મનુષ્યના દુષ્ટપણાની હદ વળે છે. આ લોક મતનું પરિણામ લાગલું જ કૃતિમાં જણાઇ આવ્યું. ગુલામોનો વ્યાપાર બંધ કરવા સારૂ ઈંગ્લાંડે ઘણાં વર્ષ સૂધી એક નૌકા સૈન્ય (આરમાર) રાખ્યું હતું.

જે લોકો પ્રથમાવસ્થાની કૌટુંબિક સમાજ પદ્ધતિમાંથી આગળ વધ્યા છે તેમને એમ લાગે છે કે, જે મનુષ્યે ગુન્હો કર્યો હોય તેને જ તે બદલ શિક્ષા થવી જોઇએ. અને એકના અપરાધને બદલે બીજા કોઇને શિક્ષા કરવી એ તો અન્યાયની કમાલ થઈ એમ પણ તેમને લાગે છે. પરંતુ કેટલાક સુધરેલા લોકોના ઘણા પ્રાચીન પૂર્વજોનો મત તદન ભિન્ન હતો અને હાલમાં પણ આસ્ટ્રેલિયન લોકોને તેમ જ લાગે છે. તેમનો આધિન (નિશ્ચિત) મત એવો છે કે, જો ગુન્હેગાર હાથમાં આવે નહિ તો તેનાં સર્વ સગાં વહાલાં તે અપરાધમાં શામીલ હોવાં જોઇએ. અને તે તમામને તે બદલ શિક્ષા થવી જોઇએ. જાતે અપરાધ કરનારો મનુષ્ય જેટલો દોષી હોય છે તેટલા જ આપણે પણ દોષી છીએ એમ ગુન્હેગારનાં ભાઇભાંડુને લાગે છે.

સુધરેલા દેશોમાં સ્ત્રીઓ સંબંધી ઘણા ઉન્નત વિચાર દેખાઈ આવે છે અને તે પ્રમાણે તેમને થોડા ઘણા હક પણ મળેલા છે. તેની જીંદગી ઉપર અને સ્વાતંત્ર્ય ઉપર પતિનો હક નથી એમ હાલ મનાય છે. કેટલી એક સ્ત્રીઓને જાત મહેનતથી દ્રવ્ય સંપાદન કરવાનો પણ અધિકાર મળેલો છે અને તેઓ હાલમાં ગૃહ કૃત્યમાં અને સામાજીક તથા રાષ્ટ્રિય કામમાં પૂર્ણ સ્વાતંત્ર્ય મેળવવા સારૂ યત્ન કરે છે. પરંતુ ફિજિયન લોકોમાં આથી ઉલટું છે. ફિજિયન સરદારોની સ્ત્રીઓ પતિના જીવ જવાની સાથે પોતાને લોકો ગળું દાબીને મારે અને પોતે તે સહન કરે એ અતિ પવિત્ર કર્ત્તવ્ય માને

છે. વુઇલિયમ્સે એક બાઇને આવા પ્રસંગમાંથી છોડાવી હતી. પરંતુ તેનું મન ફરીને બદલાયું અને રાત્રે તે ત્યાંથી નાશી ગઇ તથા નદી તરીને સામી બાજુએ જે ઠેકાણે તેના જાત ભાઇઓ હતા તે ઠેકાણાનો રસ્તો તેણે પકડયો. ત્યાં પહોચ્યા પછી તેણે તેમની પાસે જઇને પોતાનો અપરાધ કબુલ કર્યો. અને ધારા પ્રમાણે પોતાનો નીકાલ લાવવા વિષે તેણે તેમને આગ્રહ પૂર્વક વિનંતિ કરી. વિલ્કીન્સે જે પોતાની માહીતીની એક બીજી વાત લખી છે. એ વાતમાં જે બાઇનો જીવ બચાવવામાં આવ્યો હતો તેણે પોતાના બચાવનારને અગણિત ગાળોનો શાપ દીધો અને પછી મરતા સુધી તે તેનો વિલક્ષણ દ્વેશ કરતી હતી.

સુધરેલા દેશોમાં ચોરીના અપરાધ માટે ત્રણ પ્રકારની શિક્ષાનો ભય હોય છે. પહેલું, ચોરી કરવી નહિ એવી ધર્માજ્ઞા હોવાને લીધે તે તોડે તો ઈશ્વરનો આપણા ઉપર કોપ થશે અને મરી ગયા પછી આ પાપને બદલે શિક્ષા થશે એ વિચાર મનમાં આવીને પોતાનું જ મન પોતાને ખાશે એ ભય. બીજું, ચોરી કરવી એ કાયદાની દૃષ્ટિએ ગુન્હો ગણાય છે અને તે બદલ પોતાને શિક્ષા થશે એ ભય. અને ત્રીજું, લોકોમાં પોતાની અપકીર્તિ થશે અને પોતાથી કોઇને મોં બતાવાશે નહિ એ ભય. પરંતુ બલૂચીસ્તાનમાં આથી કેવળ ઉલટી કલ્પના અને મનોવિકાર જણાય છે. તે લોકોને પ્રિય એવી એક કહેવત છે. તેનો અર્થ એવો છે કે, જે બલૂચી મનુષ્ય ચોરી અને ખુન કરે છે તેની સાત પેઢીના પૂર્વજો સ્વર્ગે જાય છે.

જગતના ઘણાખરા ભાગમાં સુધરેલા અને જંગલી એવા બન્ને પ્રકારના લોકો તરફથી અસત્ય ભાપણ તિરસ્કાર ભરેલું માનવામાં

આવે છે. પરંતુ જગતના કેટલાક ભાગમાં આથી ઉલટી સ્થિતિ છે. **મ્યાક**ડોનલ્ડ કહે છે કે, **બ્લાં**ટાયર નામનો એક પ્રદેશ છે ત્યાંના લોકોને 'ખોટું બોલનારા' આ વિશેષણ અપમાન ભરેલું ન લાગતાં ભુષણાસ્પદ લાગે છે.

આપણા લોકોમાં સ્ત્રીઓના વ્યભિચાર વિષે એટલો તિરસ્કાર છે કે, એકાદી સ્ત્રીના વર્તન વિષે માત્ર શંકા આવે તોપણ તેનો આખો જન્મારો ધૂળ મળી જાય છે. પરંતુ એવા પણ લોકો છે કે તેમને વ્યભિચાર બદલ કંઇ લાગતું નથી અને કેટલાકને તો તે ઉલટું ગમે છે. **બો**ટયાક્સ લોકોમાં વ્યભિચાર એ સદ્‌ગુણ માનવામાં આવે છે.

આ ઉપરથી જણાશે કે મનુષ્યના વર્તનના જે મુખ્ય વિભાગ છે તે વિષે જુદી જુદી જાતિના લોકોનો અને એક જ જાતિમાંના પરંતુ જુદી જુદી સ્થિતિના લોકોનો મત પરસ્પર વિરૂદ્ધ છે અને તેને લીધે તેમના મનોવિકાર પણ એક બીજાથી છેક ઉલટા દેખાઈ આવે છે.

ઉપરનાં વિરોધાત્મક ઉદાહરણોમાં આ પુસ્તકના પુરાવાનો સાર આવ્યો છે. એનું શાંતતાથી મનન કરતાં સદસદ્‌વિવેક બુદ્ધિ વિષે કેટલાકોના જે ભૂલ ભરેલા વિચાર માલમ પડે છે તે નષ્ટ થશે. પણ શાંતતાથી મનન કરવું એ જ કઠણ છે. અનુભવ ઉપરથી એમ જણાય છે કે ઘણાં ખરાં મનુષ્યોના મનમાં ઠશી ગયેલા વિચાર ગમે તેવા યુક્તિવાદથી, જોઇએ તેટલા મજબુત પુરાવાથી અને ગમે તેટલાં ઉદાહરણોથી પણ જતા નથી.

ઇશ્વરે મનુષ્યને ઉત્પન્ન કર્યો અને તે જ વખતે તેણે તેને સદ-સદ્‌વિવેક બુદ્ધિ આપી એવા જેમને શ્રધાને લીધે દૃઢ વિચાર

થયા હશે તેમના મન ઉપર સદરહુ ઉદાહરણની કંઈ પણ અસર ન થાય, પરંતુ જેમના કોઇ પણ પ્રકારના દૃઢ વિચાર થયા નહિ હોય તેમને ખચીત એમ માલમ પડશે કે, સર્વ મનુષ્યોને સાધારણ એવી સદસદ્‌વિચાર શક્તિ માણસોમાં મૂળથી ઉત્પન્ન થયેલી નથી. ખુદ સ્પેનસર સાહેબનો મત આરંભમાં તદન જૂદો હતો, ખરૂં ખોટું પારખવાની જે શક્તિ સર્વ મનુષ્યોમાં જણાય છે તે વડે સર્વને સરખું જ જ્ઞાન થાય છે એવી તેમની સમજ હતી. અને તેમણે પોતાના 'સમાજ સ્થિતિ શાસ્ત્ર' નામના ઘણા વર્ષ પહેલાં લખેલા ગ્રંથમાં એ મતનું પ્રતિપાદન પણ કર્યું છે. પરંતુ આગળ જતાં એ મતને બાધ આવનારી અનેક વાતો તેમની દૃષ્ટિએ આવવા લાગી ત્યારે એ મત પૂર્ણરીતે ખરો નથી પણ અંશતઃ માત્ર ખરો હશે એમ તેમને લાગવા માંડયું અને છેવટે એટલી બધી અપવાદક વાતો જણાવા માંડી કે, તેવો મત પ્રતિપાદન કરવામાં કંઇ અર્થ જ નથી એમ તેમને જણાયું. જે મનુષ્ય ચોરી કરે છે તેને દુર્ગતિ થયા વગર રહેતી નથી એવી કેટલાએક લોકોમાં સમજ જણાય છે અને જે ચોરી કરતો નથી તે ઈશ્વરની પ્રીતિને પાત્ર થતો નથી એવી **બલૂચી** લોકો પ્રમાણે બીજા કેટલાકોની સમજ દેખાય છે તો પછી આવા નિર્વિવાદ પુરાવા આગળ ખરૂં ખોટું પારખવાની શક્તિ સર્વ મનુષ્યને સાધારણ છે એ મત કેવી રીતે ટકી શકે ?

સદસદ્‌વિચાર શક્તિ વિષે લોકોની જે સાધારણ સમજ છે તે ખોટી હોય તોપણ તે ઉત્પન્ન થવાને જે કારણો બન્યાં છે તેમનો વિચાર કરતાં ખરેખરી સ્થિતિ શી છે એ લક્ષમાં આવશે. મનુષ્યને અંગે સદસદ્વિચાર શક્તિ છે એ વાત એટલી સ્પષ્ટ છે કે તે કોઈથી પણ ના કબુલ થઇ શકવાની નથી. એ વાત એટલી

સ્પષ્ટ હોવાને લીધે જ ઉપર કહેલી ગેરસમજ ઉત્પન્ન થાયછે. મનુષ્યનું જ્ઞાન ઘણું જ અલ્પ હોવાને લીધે જગતમાંના નાના પ્રકારના લોકોની સમજૂતિઓ શીછે તે જાણવાને તેમને સાધન ન હતું. જે લોકો સાથે સહવાસનો પ્રસંગ આવતો તો તેમની મુખ્ય વાતોમાં ઘણી ખરી સરખી જ સમજ જણાતી. તેથી કરીને સદસદ્વિવેક બુદ્ધિ સર્વ મનુષ્યમાં સરખીજ હોવી જોઇએ એવા વિચાર ઉત્પન્ન થયા. કદાપિ એકાદું વિરૂદ્ધ ઉદાહરણ માલમ પડે તો તે અપવાદ તરીકે ગણીને છોડી દેવું એવી સ્થિતિ થઇ. એકવાર કોઇપણ પ્રકારનો વિચાર ઠસ્યા પછી તે દૂર થવાને ઘણો વખત લાગે છે. તેને લીધે હજી ભૂલ ભરેલા વિચાર કાયમ રહ્યા છે. પરંતુ ઉપર આપેલા નિઃસંશય પુરાવા જેમ જેમ લોકોના મનમાં ઠસતા જશે તેમ તેમ પહેલાના ખોટા વિચાર નષ્ટ થઇ ખરા જ્ઞાનનો પ્રવેશ થવાને તેમના મનમાં આવકાશ મળશે.

અનેક સમાજોની , વસ્તુસ્થિતિ દર્શાવનારી એક પછી એક જે વાતો આ પુસ્તકના પ્રત્યેક પ્રકરણમાં આપેલી છે તે સર્વ ઉપરથી એમ સિદ્ધ થાયછે કે, કોઇ પણ સમાજમાંના મનુષ્યોની સમજૂતિઓ તેમના નિત્ય વ્યવસાયના ધોરણ પ્રમાણે બને છે. યુદ્ધના વ્યવસાયમાં જ મનુષ્યોનો ઘણો કાળ જતો હોય તો જુલમ કરવો, જય મેળવવો, વૈર લેવું, ઇત્યાદિ વાતો વિષે તેમને પ્રીતિ ઉત્પન્ન થાય છે, અને શાંતતાના વ્યવસાય વિષે તિરસ્કાર બુદ્ધિ ઉત્પન્ન થાયછે. આનાથી ઉલટું શાંતતાના વ્યવસાયમાં મનુષ્યોનો ઘણોખરો વખત જતો હોય તો ન્યાય, પ્રામાણિકપણું, સત્ય, બીજાના હકને માન આપવું ઇત્યાદિ, સહકાર્યને અવશ્ય એવા ગુણ વિષે પ્રીતિ ઉત્પન્ન થાય છે. અને જો આ શાંતતા લાંબા કાળ સુધી કાયમ રહે તો નીતિનિયમ તે સમાજ સ્થિતિને અનુસરીને બને છે એટલું જ નહિ, પરંતુ મનુષ્યની મનોવૃતિઓ

પણ તેવી જ બનતી જાય છે અને તેમની સદસદ્વિવેક બુદ્ધિને પણ તેવું વલણ મળે છે. એક સમાજના મનુષ્યોની સરખી જ પરિસ્થિતિ હોવાને લીધે નીતિ સંબંધી વાતો વિષે તેમની પસંદગી અને ના પસંદગી ઘણુંકરીને સરખી જ હોય છે. અને મનુષ્યોની સદસદ્વિવેક બુદ્ધિ તે સમાજની સ્થિતિને યોગ્ય એવા વર્તનનો માર્ગ બતાવવાને સમર્થ થાય છે. જે સદ્ગુણની આપણને કલ્પના માત્ર છે અને જે સદ્ગુણ ઘણા થોડા લોકોના આચરણમાં દેખાય છે તે જેમના આચરણમાં સ્વાભાવિકરીતે દેખાઇ આવે એવા મનુષ્યોથી ભરેલી સમાજ ઉત્પન્ન થવી શક્ય છે. પારકા દેશો સાથે યુદ્ધ કરવાના પ્રસંગ ન આવે અને દેશમાં ને દેશમાં એકનો બીજા ઉપર જુલમ ન થાય એ વિષે કડક કાયદા થઇને તે સખ્તાઇથી અમલમાં આવવા માંડે અને એવી સ્થિતિ લાંબા વખત સુધી કાયમ રહે તો ઉપર કહેલા પ્રકારનો સમાજ દૃષ્ટિએ પડવા માંડે.

ઉપર જે સામાન્ય સિદ્ધાંતોનું નિરુપણ કર્યું તેને એક વિશેષ સિદ્ધાંતથી ટેકો મળે છે. જેઓ ઘણીખરી વાતોમાં સુધરેલા લોકોથી બહુ પાછળ છે, પરંતુ નીતિના કેટલાક વિભાગોમાં જેઓ સુધરેલા લોકોથી ઘણા અગાડી ગયેલા જણાય છે એવા અશિક્ષિત લોકોનાં પુષ્કળ ઉદાહરણો પાછળનાં પ્રકરણોમાં આપેલાં છે. અને તે જ ઠેકાણે એમ બતાવવામાં આવ્યું છે કે, તે સર્વ લોકોને આજુબાજુના લોકો સાથે યુદ્ધના પ્રસંગ બીલકુલ આવતા નથી. મનુષ્ય જાતિની અનેક શાખાથી ઉત્પન્ન થયેલાં લોકોમાં આવાં ઉદાહરણો મળી આવે છે. **મોંગોલિયન, કોલારિયન,** અને **દ્રવિડિયન** શાખાના* લોકો

* ભાષાઓના સરખાપણા ઉપરથી મનુષ્ય જાતિના અનેક વર્ગ કરેલા છે તે પૈકી **મોંગોલિયન, કોલારિયન** અને **દ્રવિડિયન** એ છે.

હિંદુસ્થાનમાંના ડુંગરી પ્રદેશમાં રહેનારા છે. મલાક્કા અને બ્રહ્મ દેશના અરણ્યમાં અને ચિનદેશના નિર્જન પ્રદેશમાં જુદી જ શાખાના લોકો મળી આવે છે. પૂર્વ તરફના બેટોમાં પાપ્યુઅન શાખાના લોકો છે. જાપાનમાં આયનો કરીને લોકો છે તેમનામાં યુદ્ધની દંતકથા પણ નથી. અને મેક્સિકોના ઉત્તર ભાગમાં પ્યુએબ્લાસ કરીને લોકો છે તેઓ આ સર્વથી ભિન્ન છે. આ સર્વ લોકોનાં લોહી એક બીજાથી કંઈક પણ ભિન્ન છે અને તેઓ એક બીજાથી ઘણા દૂર રહે છે. એમ છતાં બે વાતોમાં સર્વનું સરખાપણું દેખાઇ આવે છે. એક તો એ કે, તેઓ છેક એકાંત પ્રદેશમાં રહેનારા હોવાને લીધે તેમને પાડોશી લોકો તરફથી ઉપદ્રવ થયો નથી તેથી તેઓ સાંગ્રામિક વ્યવસાયથી લાંબા કાળ પરિયંત છેક અલિપ્ત રહેલા છે. અને બીજી એ કે, નીતિના કેટલાક વિભાગોમાં તેઓ સુધરેલા લોકો કરતાં ઘણા અગાડી છે. આના કરતાં સારો પુરાવો બીજો શો હોવો જોઇએ !

---

મોગલ લોકો એ માંગોલિયન વર્ગના છે. માંગોલિયા એ તેમનું મૂળ ઠેકાણું હોવાને લીધે તે લોકોનું માંગોલિયન એવું નામ પડ્યું. આર્ય લોકો આવતા પહેલાં ત્રણ વર્ગના લોકો હિંદુસ્થાનમાં હતા. ટિબેટોબર્મીજ, કોલારિયન અને દ્રવિડિયન. આ અનુક્રમથી જ તેઓ હિંદુસ્થાનમાં આવ્યા. બોડો, ધિમાલ, લેપ્કા વગેરે પાછળ ઉલ્લેખ કરેલી જાતિઓ ટિબેટોબર્મીજ વર્ગમાંની છે. સાંથાળી, કોલ, સવાર વગેરે કોલારિયન વર્ગમાંની છે અને તેલગૂ, ખોંડ, વગેરે જાતિઓ દ્રવિડિયન વર્ગમાંની છે. કોલારિયન લોકો ઇશાન્યખૂણા તરફથી અને દ્રવિડિયન લોકો વાયવ્યખૂણા તરફથી આવ્યા. દ્રવિડિયન લોકો ઘણા સામર્થ્યવાન હતા. તે કોલારિયન લોકોને પાછળ મૂકીને પોતે દક્ષિણ તરફ પ્રસર્યા.

સુધારાની શેખી મારનારા લોકોમાં જણાતા સારા ગુણો સિવાય બીજું સારાપણું જેમની દૃષ્ટિએ પડતું નથી તે લોકો છેક પ્રાથમિક સ્થિતિના મનુષ્યમાં શ્રેષ્ઠ પ્રતિના સદ્ગુણોનો ઉદય થયેલો જોઇને આશ્ચર્યથી ચકીત થાય છે. તેમને એમ લાગે છે કે, મનુષ્યોમાં જે થોડાક સદ્ગુણ દેખાય છે તે સુધારાને લીધે અને શિક્ષણને લીધે ઉત્પન્ન થયેલા છે. પરંતુ આ ઉદાહરણો ઉપરથી સિદ્ધ થાય છે કે, તે ઉત્પન્ન થવાને વિશેષ પ્રકારની પરિસ્થિતિ જ જોઇએ. **ઓરી**લીએ **લે**ટ્હાટ લોકો વિષે જે હકીકત લખી હતી તે ઉપર જનરલ **ફ્રીચે** નીચેનો અભિપ્રાય આપ્યો છે: "તેમની નીતિ સંબંધી સારાપણાની બુજ અને તેમનાં શુદ્ધાચરણ એ વિષે તેણે જે માહીતી આપી છે તે તેમની જ પાડોશમાં રહેનારા અર્ધા સુધરેલા લોકોની સ્થિતિ સાથે સરખાવી જોતાં એવો ભાસ થાય છે કે, એ કેવળ કાદંબરીનું વર્ણન તો નહિ હોય!"

એકાંત સ્થળમાં રહેનારા નાના નાના ટોળાના અશિક્ષિત લોકોમાં જે કારણોથી આ ગુણો ઉત્પન્ન થયા તે જ કારણોની અનુકૂળતા શિક્ષિત લોકોને મળે તો તેમને અંગે તેમના કરતાં પણ શ્રેષ્ઠ પ્રતિના ગુણો ઉત્પન્ન થશે એવું અનુમાન કરવું સકારણ છે.

પરંતુ આગળ ઉપર આવા પ્રકારની સ્થિતિ થવાની છે, એ વિચાર મનમાં આવવાથી બધા લોકોને જ આનંદ થશે એમ નથી. **હિંદુ** લોકો આપણા સુખને માટે છે એવું જે કેટલાક **હિંદુ**સ્થાનવાસી ઇંગ્રેજ લોકોને લાગે છે તેમને આ વિચાર આનંદદાયક લાગશે નહિ: લશ્કરના સિપાઇઓને પણ આ વિચાર દુઃખદાયક લાગશે. ઉપરીનો હુકમ થવાની સાથે જ ન્યાય-અન્યાય ન જોતાં ગમેતે મનુષ્યો ઉપર ગોળીબાર કરવા તૈયાર થનારા લોકોનું પછીથી કામ જ

રહેવાનું નહિ. આજ આ લડાઈમાં ફતેહ મેળવી, કાલ અમુક લોકોને જીત્યા, એવી વાતોની જેમને ટેવ પડેલી છે તેમને સમતાની સ્થિતિ કેમ પસંદ પડે? જે લોકોને મનુષ્યનું માંસ ખાવાનું ચેટક લાગેલું હોયછે તેમનામાંથી મનુષ્ય-ભક્ષપણું નષ્ટ કર્યું હોય તો તે તેમને પસંદ પડતું નથી. તે જ પ્રમાણે દુર્બળ લોકોનાં રાજ્યો ગળી જવાનો જેમને સ્વાદ લાગ્યો છે એવા સમાજભક્ષક દેશોને લડાઈ વગેરે બંધ થાય અને પોતાની રાજ્યતૃષ્ણા તૃપ્ત કરવાને અવકાશ ન રહે એ વિચાર દુઃસહ થાયછે. "લશ્કરી સિપાઈની કામગરી જેટલો પ્રતિષ્ઠિત અને શ્રેયસ્કર બીજો ધંધો નથી" એવા ઉદ્ગાર જે ઇંગ્રેજ સરદારના મોંમાંથી નીકળ્યા તેને આવા વિચાર પસંદ પડવાના નહિ.

મનુષ્યને સદાચારથી ચાલવા વિષે ઉપદેશ કરનારા પાદરી સાહેબોને અને બીજા ધાર્મિક લોકોને પણ મનુષ્યની આગળની નૈતિક ઉન્નત્તિનો આ વિચાર પ્રિય લાગવાનો નહિ. આ કહેવું પ્રથમ તો વિપરીત લાગશે પરંતુ તે તેમ નથી. આ વિચાર તેમને વિષમ લાગવાનું કારણ એટલું જ કે આગળની નૈતિક ઉન્નત્તિનું જે સંભવિતપણું આ સ્થળે બતાવેલું છે તે તેમની વિચાર-સરણીને અનુસરીને નથી. મનુષ્ય-જાતિને જે સારાપણું આવવાનું છે તે, મનુષ્યો ખ્રિસ્તી ધર્મનો સ્વીકાર કરે તો જ આવવું શક્ય છે, બીજા કોઈ પણ સાધનોથી તે આવવું શક્ય નથી, એવો આ મંડળીનો પૂર્ણ વિશ્વાસ છે. અને આ પુસ્તકમાં તો શાંતતાવાળી સહકાર્ય મંડળીની (વિશેષ પ્રકારની) પરિસ્થિતિ લાંબા કાળ સૂધી કાયમ રહ્યાથી તે પ્રાપ્ત થશે, એવું પ્રતિપાદન કરેલું છે. માટે શ્રદ્ધા અને બુદ્ધિવાદ એ બેનો મેળ કેમ પડે? મનુષ્યની મૂળ પ્રકૃતિ દુષ્ટ છે. પરંતુ સ્વર્ગની આશા અને નરકની બીક એથી જ મનુષ્ય સારો થવાનો સંભવ છે એવો અનેક

ધર્મના શ્રદ્ધાળુ લોકોનો અને વિશેષે કરીને ધર્માભિમાનીઓનો મત છે. અને તે આ પુસ્તકમાં બતાવેલા મત કરતાં સારો દેખાય છે. આ પુસ્તકમાં બતાવેલા મત એવા છે કે, મનુષ્યની મૂળ પ્રકૃતિ દુષ્ટ નથી અને તેની પરિસ્થિતિ જો એવી હોય કે, તેમાં નીચ મનોવૃત્તિને અવકાશ જ ન મળે, તો તેના શ્રેષ્ઠ મનોધર્મને ઉત્તેજન મળીને તે સારો થશે. ખ્રિસ્તી ધર્મના શ્રદ્ધાળુ લોકોની પાછળ કહ્યા પ્રમાણે બીજી એવી સમજ છે કે, તેમનો જ ધર્મ માત્ર ઈશ્વરને પ્રિય છે અને મનુષ્ય જાતિનો જે ઉદ્ધાર થવાનો તે ખ્રિસ્તી ધર્મથી જ થશે. આવી તેમની સમજ થવાને કારણો પણ છે. ખ્રિસ્તી ધર્મના લોકો કેટલાક સૈકાથી સર્વે બાબતોમાં આગળ પડતા છે, અને જે દેશો ખ્રિસ્તી નથી તે અનેક બાબતોમાં ખ્રિસ્તી દેશોથી ઘણા પાછળ જણાય છે. આમ થવાનું કારણ ખ્રિસ્તી લોકો ઈશ્વરને પ્રિય છે એ જ હોવું જોઇએ એમ શ્રદ્ધાળુ ખ્રિસ્તી લોકોને લાગે છે. અને એનાથી ઉલટો પુરાવો મળી આવે તોપણ તે લોકોને તે તરફ લક્ષ આપવાનું મન જ થતું નથી; કારણ પોતાનો ધર્મ ખરો નથી એવું બતાવવાનું તેનું વલણ છે એમ તેમને લાગે છે.

ઉપર જે શ્રદ્ધાળુ લોકોની સ્થિતિ કહી તે હાલની સામાજિક સ્થિતિનો વિચાર કરતાં શોચનિય નથી. સામાજિક સ્થિતિ, લોકોનો સરાસરી (સાધારણ મનુષ્ય) સ્વભાવ, અને લોકોની સમજૂતિઓ એ બધામાં એક બીજા સાથે મેળ રહેવો જરૂરનો છે, અને તે ઘણું-કરીને હોયછે. મુલકો જીતી લેનારી યૂરોપની પ્રજાઓમાં માણસો પોતાના દરરોજના વ્યવહારમાં નીતિની કલ્પનાથી દોરાતા નથી. પણ પોતાના પાપકૃત્ય બદલ શાસન કરનાર સર્વશક્તિમાન પરમેશ્વર છે એ વિચાર મનમાં રહેવાથી તેમને હાથે ઘણુંખરાં સારાં કામ થાય

છે અને નઠારાં કૃત્યથી તેઓ દૂર રહે છે એ વાત ખોટી નથી. કોઇ પ્રજા બીજી પ્રજા ઉપર હલ્લો કરે અને તે બીજી પ્રજા પોતાનો બચાવ કરવાને સામી થાય એવે પ્રસંગે હલ્લો કરનાર લશ્કરને એવો ઉપદેશ કરવામાં આવે કે, "ભાઇઓ! સામાવાળાઓને નરકમાં મોકલો" તો આવું કહેનારા તથા કરનારાને તેમના દુર્વર્તન બદલ ઈશ્વર નરકમાં નાંખશે એવો ભય બતાવીને તેમને દાબમાં રાખવાની જરૂર છે. લોકોની બીજા બધા પ્રકારની સ્થિતિ કાયમ રહે અને પાપ પુણ્યનો બદલો ઈશ્વર આપનાર છે એ સમજ દૂર થાય તો અનિષ્ટ પરિણામ નીપજે એ કબુલ કરવું જોઇએ. નગ્ન અને ચર્મ ઓઢનારા જંગલી લોકોને બનાતનાં વસ્ત્ર ધારણ કરી શકે એવા (જંગલી) લોકો કચડી નાંખે એવી સ્થિતિ જ્યાંસૂધી દુનિયામાં નજરે પડે છે ત્યાંસૂધી ઈશ્વર સાક્ષીભૂત રહીને સર્વને પાપ પુણ્યનો બદલો આપશે એ વિશ્વાસ કાયમ રહે એ યોગ્ય છે.

જનમંડળમાં કોઇક એવા હોયછે કે તેઓ ઇશ્વરને માનતા નથી, પાપનું ફળ મળવાનો તેમને ભય હોતો નથી અને નીતિ નિયમોની તેઓ દરકાર રાખતા નથી. ખાવું, પીવું અને મોજ મઝા મારવામાં જ તેઓ પોતાનો બધો કાળ કાઢે છે. તેમને કંઇપણ બંધારણ ગમતું નથી અને ગમેતેવાં અનર્થકારક કામ અટકાવે એવી કોઇ શક્તિ તેમના પોતાનામાં હોતી નથી. આવા નાસ્તિકોની સંખ્યા થોડી હોય છે અને રાજ્યભય તથા લોકભયના બહારના બળથી તેમને અંકુશમાં રાખવાની જરૂર પડેછે.

કેટલાક તત્વજ્ઞાનીઓને પણ ઈશ્વર અને પરલોક એ અજ્ઞેય લાગે છે અને તેથી તેમના મનમાં પાપ પુણ્યનું ફળ આપનાર ઈશ્વર છે એ વિચાર ઠસતો નથી. પરંતુ તત્વજ્ઞાનીઓ અને જગતમાં અનર્થ

કરનારા નાસ્તિકો એ બેમાં આસમાન જમીન જેટલો ફરક છે. ઈશ્વરનો ભય ન રાખનારા તત્વજ્ઞાનીઓ પોતાનું વર્તન જ્ઞાન-સામર્થ્યથી ઉત્તમ રાખી શકે છે. ઇશ્વરને અને પરલોકને માન્યા વગર પણ નીતિ-નિયમોની આવશ્યકતા તેઓ સ્વીકારે છે અને તે નિયમોનું પ્રતિપાદન કરે છે. સાધારણ લોકોના વિચાર પ્રમાણે તેઓ ઇશ્વરને માનતા નથી પરંતુ જ્ઞાન અને સત્ય એ ઇશ્વરના ગુણનું પૂર્ણ રીતે તેઓ અવલંબન કરે છે. ખરેખરી રીતે જોતાં આવા તત્વજ્ઞાનીઓ નાસ્તિક નથી પણ જ્ઞાનસ્વરૂપ અને સત્યસ્વરૂપ ગ્રહણ કરનારા એટલે ઇશ્વરના ગુણને નામે ઈશ્વરને માનનારા આસ્તિક છે; અને તેથી તેમનાં આચરણ એવાં તો શુદ્ધ રહેછે કે, તેમાંના કેટલાક તો સંત-માલિકામાં ગણવાની યોગ્યતાને પહોચે છે. આવા તત્વજ્ઞાનીઓ ગયાં હજારો વર્ષમાં શાંશાં કારણોથી મનુષ્ય-સ્વભાવમાં કેટલો ફરક પડે છે એનું નિરીક્ષણ કરેછે અને તે ઉપરથી હવે પછીનાં હજારો વર્ષમાં કેવી રીતનો ફેરફાર થવાનો સંભવ છે એ સંબંધી વિચાર કરે છે. આમ બક્ષિસની આશા અને શિક્ષાનો ભય ન છતાં મનુષ્યને હાથે સ્વાભાવિકપણે ન્યાય અને નીતિનું વર્તન થાય એવી ઉન્નત સ્થિતિનું ચિંતવન કરવામાં તથા જેથી કરીને તે સ્થિતિ પ્રાપ્ત કરવાનો માર્ગ સુલભ થાય એવા પ્રકારના ફેરફાર હાલની સ્થિતિમાં પાડવાનો યત્ન કરવામાં તેઓ આનંદ માને છે.



